શેકસપીઅર માળા અંક ૨ જો.

# ઓથેલો,

## વેનિસનો હબસી.

( વસ્તુસંકળના અને પાત્ર ભેદના વિવેચન સહિત. )

## પંચાંકી

કરૂણરસ પ્રધાન નાટક.

---

ભાષાંતર કરનાર

'કાઠિયાવાડી'

સુંદર અને વિદ્યાનંદ, ચંદા અથવા દુઃખદ વાદળું અને
વચ્ચે રૂપેરી દોરો, તથા એમર્સનના નિબંધોનો, લખનાર.

भुजवनतरुच्छायां येषां निषेव्य महौजसाम्
जलधिरशना मेदिन्यासीदसावकुतोभया ।
स्मृतिमपि न ते यान्ति क्ष्मापा विना यदनुग्रहम्
प्रकृतिमहसे कुर्मस्तस्मै नमः कविकर्मणे ॥१॥

---



મૂલ્ય બાર આના.

આ પુસ્તક ભાવનગર 'દરબારી પ્રેસ' તથા મુંબઇ 'આર્યોદય મુદ્રાલય'માં

બાબુભાઇ કહાનદાસ મણિયાર ભાવનગરવાળાએ છાપ્યું.

નેક નામદાર મહારાજા સાહેબ ગોહેલ-કુળ-ભાણુ

રાઓળશ્રી ભાવસિંહજી બહાદુર,

સંસ્થાન ભાવનગરના તખ્તનશીન

મહારાજા સાહેબ.

રાજેંદ્ર,

પ્રતાપી વીરોની પ્રચંડ બાહુએ ઉચકેલી તલવાર વડે મેળવેલા વિજયો કરતાં પણ વિજયી, મેઘની ગર્જના અને વિજળીના ચમકારાને પોતાની કલ્પનામાં રમાડનારી, ઇશ્વરના મહિમાને બતાવનારી, અને જગત્નું યથાસ્વરૂપ જ્ઞાન આપણા હૃદય ચક્ષુ સમીપ ખડું કરનારી, મનોહર પ્રતાપવાળી સુકવિની વાણી કોને મુગ્ધ કરતી નથી? આપ દેવી સરસ્વતીના ઉપાસક છો, રસિક લેખનું પોષણ કરવામાં ઉત્સુક છો, તેથીજ જગત્વંધ મહાકવિ શેકસપીયર વિરચિત આ બીજું પુષ્પ દૂરથી લાવી આપના કરપલ્લવમાં મુકવા ઇચ્છા કરૂં છું, તે સ્વીકારશો.

લી० આપનો પ્રજાગણમાંથી

એક,

'કાઠિયાવાડી.'

*But of this be sure,—*

*To do aught good never will be our task,*

*But ever to do ill our sole delight,*

*As being the contrary to His high will,*

*Whom we resist.*

*MILTON. (Satan's Speech)*

*The mind is its own place, and in itself*

*Can make a heaven of hell, a hell of heaven.*

*MILTON.*

# ઓથેલો,

## વેનિસનો હબસી.

---

આર્ય પદ્ધતિને શોકાન્ત નાટકોનો અભાવ છે, ત્યારે શેક્સપીઅરનો વિજય શોકાન્ત નાટકોમાંજ મુખ્યત્વે કરીને સમાએલો છે. આ બંને પદ્ધતિઓની ભિન્નતાનું મૂળ વિચારવાનું અત્ર પ્રયોજન નથી; તથાપિ આર્ય નાટકો અને પશ્ચિમાત્ય નાટકોનો આ પણ એક મોટો તફાવત છે, કે શોકાન્ત નાટકોને આર્યોએ પરિશ્રમપૂર્વક પોતાની કૃતિઓમાંથી અળગાં રાખ્યાં છે, ત્યારે પશ્ચિમ-વાસીઓની સફળતા તેમના અવિરમ પરિશ્રમમાંથી આપણને પ્રતીત થાય છે. કાળીદાસનું રઘુવંશ–કાવ્ય શોકાન્ત હોવાથી તેને અપૂર્ણ માનવામાં આવે છે, ત્યારે શેક્સપીઅરનાં શોકાન્ત નાટકો હૅમ્લેટ તથા રોમિયો અને જૂલિયટમાંથી એ મહા કવિનું મન પારખવાના વિદ્વાનોએ પ્રયાસ કર્યા છે. આપણાં નાટકો અને પશ્ચિમાત્ય નાટકોનો આ ભેદ સ્પષ્ટ છે, અને તેના પરિણામ રૂપે ઉપજેલાં ફળ પણ સુવિદિત છે. આપણાં નાટકો ભાવનામય છે, ત્યારે તેમનાં નાટકો ચિત્રમય છે. આપણાં નાટકો મનોવૃત્તિઓને આર્દ્ર બનાવી ચિત્તને રસમાં નિમગ્ન કરી નાખે છે, ત્યારે તેમનાં નાટકો જીવનની યથાસ્થિત હકીકતોને તેમનાં ભયંકર સ્વરૂપમાં આપણી સન્મુખ ખડી કરી હૃદયને કંપાવે છે–થરથરાવી ઉન્નત બનાવી દે છે. 'આપણે કેવા થવું' એ આપણાં નાટકો સૂચવે છે, ત્યારે તેમનાં નાટકો 'આપણે કેવા છીએ' એ બતાવી આપે છે.

શોકાન્ત નાટકોનું પ્રયોજન હૃદયને ઉન્નત કરવાનું છે. પણ આ પ્રયોજન સઘળા કવિઓથી પાર પડી શકતું નથી. એ તો ભવભૂતિ, કાળીદાસ કે શેક્સપીઅરથીજ બની શકે. શેક્સપીઅરે જે શોકાન્ત નાટકો લખ્યાં છે તેમાં 'ઓથેલો'નું સ્થાન પણ અતિ ઉંચું છે. એ મહાકવિની અનુપમ કૃતિઓના ઉત્તમ હારમાં આ નાટકના નીલમનો પ્રકાશ અનુપમ અને આંખને આંજી નાખે એવો છે. નજરે

પડયો કે આ પ્રકાશ પરિચિત થતાં એવો સતેજ બનતો જાય છે કે છેક નજીક જતાં આપણી મંદ આંખો એ પ્રકાશ લગભગ ઝીલી શકતી નથી, અને એથી અનાયાસે મીચાઇ જાય છે. વસ્તુની સરળતા, વાક્ય-રચનાની સમર્થતા, વિકારની એકાગ્રતા અને પાત્રોની સ્વાભાવિકતા, એવી સ્પષ્ટ અને રસિક પણ ભયંકર આ નાટકમાં ચિત્રાઇ છે કે એની મેળે હૃદય એમના તેજમાં તણાઇ ડૂલી જાય છે. છતાં એટલેજ કવિનું સામર્થ્ય સ્થિર થતું નથી. મનોવૃત્તિઓની સુઘડ નિર્બળતાને ઓળંગી જઇ, નૈતિક અને માનસિક સર્વોત્તમતા સાધવાનો ઉદ્દેશ પણ કવિની દ્રષ્ટિની બહાર આ નાટકમાં નથી રહ્યો. મનુષ્ય સ્વભાવની આંતરિક વૃત્તિઓમાં પ્રવેશ કરી, કવિનું અદ્‌ભુત સામર્થ્ય તેનાં ઉંડાં અને ગહન દ્વાર ઉઘાડી નાખે છે, અને આપણા હૃદયમાં તેનો મૂળ ભાવ સ્થાપિત કરી તેમાં આપણને નજર નાખવા દે છે. મનુષ્ય સ્વભાવની વૃત્તિઓનું આ પ્રમાણે પૃથક્કરણ કરી તેમાંથી જન્મતા વિકારનું સ્વરૂપ એ આપણને આવી રીતે સ્પષ્ટ સમજાવે છે. આ નાટકમાં મત્સરના રાક્ષસી વિકારનો હડીઓ એણે પકડયો છે, અને ચારે તરફથી એને ખંખેરી નાખી તેના પોતાના રાક્ષસી સ્વરૂપમાં આપણી નજર સન્મુખ એણે એને ઉભો કરી દીધો છે. કુદરતને પગલેજ શેકસપીઅર ચાલનારો હોવાથી, વાર્તાના સ્વાભાવિક રાક્ષસીપણાને એણે સ્વીકાર્યું છે, અને એમ કરવાથી નિર્બળ અને સુઘડ હૃદય કંપી જશે, અને મંદ આંખો મીચાઇ જશે, એની દરકાર એણે રાખી નથી. 'તોફાનની શક્તિને યોગ્ય એણે સમુદ્રને ઉછળવા દીધો છે, અને નિર્બળ હૃદયો આ વાવાઝોડું ખમી નહિ શકે, એનો એ બેદરકાર રહ્યો છે.' નાજુક અને સુવાસિત ફુલ રાક્ષસી વિકારના વેગવાન પવનથી ચોળાઇ ખરી પડે છે, નિર્દોષ અને શુદ્ધ બાળા રાક્ષસી વિકારથી ઘેરાઇ ગએલા ક્રૂર હબસીને હાથે વગર મોતે મરે છે, અને સર્વોત્તમ અને સ્વર્ગીય પ્રેમ દુષ્ટ વેહેમના અપવિત્ર શ્વાસથી ભ્રષ્ટ થાય છે, એ બેશક હૃદય-વેધક છે. પરંતુ વાર્તાના મૂળમાંથીજ પરિણામ ઉદ્‌ભવેલું છે. એમર્સન કહે છે તે પ્રમાણે, આમાં પણ 'ગુન્હાના જન્મની સાથેજ નસીબતનો જન્મ થયો છે. ગુન્હો અને નસીબત બંને એકજ થડમાંથી ઉદ્‌ભવ પામેલાં

). જે આનંદમાં નસીયત ઢંકાઇ રહી હોય છે, તે આનંદના પુષ્પમાં ખબર ડયા વિના પણ પરિપક્વ થતું જે ફળ રહેલું હોય છે, તે નસીયત છે. ારણ અને પરિણામ, સાધન અને ઉદ્દેશ, બીજ અને ફળ, આ વસ્તુઓને જૂદીજ પાડી ન શકાય.'' વસ્તુનો ત્યાગ કરવાથીજ પરિણામનો ત્યાગ કરી શકાય; પણ પછી ઉપદેશનું આવું પ્રબળ સાધન કયાં રહેશે? એટલા માટે, વાર્તાનો જેટલો ભાગ પ્રયોજન વિના ક્રૂર છે, તેને કવિએ કાઢી નાખ્યો છે કે નહિ, અને જેટલું સ્વભાવથીજ ક્રૂર છે તેની ક્રૂરતા પણ બને તેટલો પ્રયત્ન કરી એણે ઓછી કરી નાખી છે કે કેમ, એટલુંજ આપણે જોવાનું રહે છે.

જૂલિયસ સીઝરનું વસ્તુ શેક્સપીઅરે નૉર્થના પ્લૂટાર્કના ભાષાંતરમાંથી લીધું છે, તો આ નાટકનું વસ્તુ એણે જીરાલ્ડી સિન્થિયો નામના ઇટાલીના નવલકથાકારના સાતમા નવલમાંથી લીધું છે. ડેટન કહે છે, ''ઇ. સ. ૧૫૬૬ માં વેનિસમાં છપાએલા સિન્થિયોની નવલકથામાં આ નાટકનું મૂળ છે. શેક્સ-પીઅરે મૂળ નવલકથાનો ઉપયોગ કર્યો છે કે તેના કોઇ ભાષાંતરનો ઉપયોગ કર્યો છે, એ વાત સંશય પડતી છે.'' પરંતુ પેલા નૉર્થના ભાષાંતરની પેઠે અહીંઆં એનો શબ્દેશબ્દ એણે સ્વીકાર્યો નથી, પણ ઠેકાણે ઠેકાણે ફેરફાર કર્યા છે. ડેટન કહે છેઃ ''મુખ્ય ફેરફાર એણે ડેઝડિમોનાની ઘાતમાં કર્યો છે. નવલ-કથામાં, ઓથેલોની હાજરીમાં અને એના કહેવાથીજ, દગાખોર નિશાનદાર રેતીથી ભરેલા મોજા વડે માર મારી એને મારી નાખે છે, પછી છતનાં પાટીઆં એને માથે પાડી નાખવામાં આવે છે, કે જેથી કરીને એનું મૃત્યુ અકસ્માત ગણાય. પોતાને હાથેજ પોતાની ઘાત કરવાને બદલે, ઓથેલોને કેદખાનામાં નાખવામાં આવે છે, અને છેવટે ડેઝડિમોનાના સગાંને હાથે એનું મૃત્યુ થાય છે. દર-મ્યાન, નિશાનદાર ઇયાગો બીજાં કોભાંડ કરે છે; અને છેવટે, એ સઘળાં કબુલ કરાવતાં ક્રૂર રીબામણીથી અંતે એ મૃત્યુ પામે છે.'' મૂળ નવલકથામાં રોડરિગોનું પાત્ર નથી. આ પાત્રની રચના શેક્સપીઅરની પોતાની છે, અને તેથી વસ્તુમાં કેવી સુઘડતા આવે છે, એ વિચારવું સહેલું છે. આટલા ફેરફાર સિવાય, બાકીની વાત બંનેમાં સામાન્ય છે. પરંતુ બંનેની કૃતિઓમાં પણ

આસમાન જમીનનો ભેદ છે. આ ભેદ સ્પષ્ટ સમજવાને માટે મૂળ નવલકથાનો સાર ટૂંકામાં અહીં અપાય તો એ અપ્રાસંગિક નહિ ગણાય:—

વેનિસની રાજસત્તા નીચે નીતિ અને શૌર્યને માટે વખણાએલો એવો એક મૂર સેનાપતિ નોકરી કરતો હતો. જ્યારે એ વેનિસમાં રહેતો હતો, ત્યારે ડેઝડિમોના નામની એક રૂપવતી અને સદ્‌ગુણી કુમારિકા એના ઉમદા ગુણો ઉપર મોહિત થઇ ગઇ. સેનાપતિએ પણ એના પ્રેમનો સત્કાર કર્યો, અને તેમના મિત્રોની મરજી વિરૂદ્ધ તેમનાં લગ્ન થયાં. કેટલાક વખત પછી સાઇપ્રસની ચડાઇમાં એને સરદારી આપવામાં આવી, અને તેની સ્ત્રી પણ તેની સાથે ગઇ. એને ઇયાગો કરીને એક નિશાનદાર હતો; એ શરીરે દેખાવડો, પણ અંતરનો મેલો હતો. એ પણ પરણેલો હતો, અને તેની સ્ત્રી ડાહી અને રૂપેવાન હતી; અને ડેઝડિમોનાની પ્રીતિ એના ઉપર ઘણી થઇ હતી; એથીકરીને બંને જણીઓ ઘણુંકરીને પોતાનો વખત સાથે ગાળતી. આ બંને સ્ત્રીઓ લડાઇમાં સાથે ગઇ. હવે, એક સુબેદાર કે જેના ઉપર સેનાપતિનો સારો ચાહ હતો, અને તેથીકરીને ડેઝડિમોના પણ એનાપર ભાવ રાખતી હતી, તે પણ સાથે હતો. નિશાનદાર ડેઝડિમોના ઉપર મોહી પડયો, પણ પોતાનું કાંઇ વળે એવું નથી એમ જોઇને તેના પ્રેમે વેરનું રૂપ ધારણ કર્યું. આ વેર લેવા એણે બુટ્ટો ઉઠાવ્યો કે ડેઝડિમોનાનો પ્રેમ તો પેલા સુબેદાર ઉપર છે, અને આવા આરોપથી બંનેને પાયમાલ કરવાનો એણે નિશ્ચય કર્યો. સેનાપતિનો પ્રેમ પોતાની પત્ની ઉપર અત્યંત હતો; અને સુબેદારના ઉપર પણ તેનો ભાવ ઓછો નહોતો. આથીકરીને પોતાની લુચ્ચાઇમાં અત્યંત હિકમત એને વાપરવી પડશે, નહિ તો પોતાના

બૂરા હાલ થઈ જશે, એમ એ હરામખોર નિશાનદાર સારી રીતે સમજતો હતો.

થોડા વખત પછી સુબેદારે ચોકી ઉપર કોઇ સિપાઇને ઘાયલ કર્યો, અને એટલામાટે સેનાપતિએ એને બરતરફ કર્યો; અને પોતાના પતિએ આવો સાલસ મિત્ર ખોયો, એથી ખિન્ન બની એને પાછો બોલવવાનો ડેઝડિમોનાએ સેનાપતિને આગ્રહ કર્યો. આટલી વાત ઉપરથી નિશાનદાર પોતાની કરામત ચલાવવા લાગ્યો કે એનો આ આગ્રહ કોઈ સારા કામને માટે નથી. જ્યારે સ્પષ્ટ બોલવાનું એને કહેવામાં આવ્યું, ત્યારે સેનાપતિની વિરૂપતાને લીધે સુબેદાર ઉપર છાનો પ્રેમ ડેઝડિમોનાએ બાંધ્યો છે એવો સ્પષ્ટ આરોપ એણે એના ઉપર મૂક્યો. મૂરે કહ્યું કે શુદ્ધ સ્ત્રીની પવિત્રતા ઉપર આમ આરોપ મૂકવા માટે એની જીભ કાપી નાખવી જોઇએ, અને એ આરોપનો દર્શનીક પૂરાવો એણે માગ્યો. આ ઉપરથી નિશાનદારે જૂઠાણાં ઉપર જૂઠાણાં જોડી કાઢ્યાં, અને સેનાપતિને વધારે વધારે ફસાવી છેવટે માગેલી સાબીતિ પણ એણે કરી આપી.

હવે ડેઝડિમોના પાસે એક સારો ભરત ભરેલો રૂમાલ હતો અને પતિપત્નીને એ રૂમાલ ખાસ ગમી ગયો હતો. આ રૂમાલ લઇ ડેઝડિમોના નિશાનદારને ત્યાં ઘણીવાર જતી હતી. નિશાનદારને એક નાની છોકરી હતી, અને ડેઝડિમોનાને એ ઘણી વહાલી લાગતી હતી. આ છોકરીને રમાડવામાં એક દિવસે ડેઝડિમોના વળગી હતી, તે વખતે એવી હુશિયારીથી એ રૂમાલ એણે લઇ લીધો કે તેની ખબર ડેઝડિમોનાને ન પડી. પછી બીજી યુક્તિ એણે એ વાપરી કે એજ રૂમાલ સુબેદારની ગાદી ઉપર એ મૂકી આવ્યો. સુબેદારે આ રૂમાલ ઓળખી કાઢ્યો. અને ડેઝડિમોનાને પાછો આપવા એ ગયો. એનો સાદ સાંભળી

કોણ છે? એ જાણવા મૂર બારીએ ગયો; અને પોતાને જોઈ સેનાપતિને ગુસ્સો આવશે એમ ધારી બીકનો માર્યો એ ત્યાંથી નાસી ગયો. આ બનાવથી નિશાનદાર મનમાં રાજી થયો, કારણકે પોતાની ચતુરાઇ ચલાવવાનો આથી એને પ્રસંગ મળ્યો. ઓથેલો છુપાઇને સુબેદારને જોઇ શકે, પણ તેની ખબર સુબેદારને ન પડે એવી રીતે સુબેદારને મળવાનો એણે ઘાટ રચ્યો. કોઇ જૂદીજ બાબતની વાત નીકળતાં એ ખૂબ હસ્યો, અને પોતાની ચેષ્ટાથી એવું બતાવી આપ્યું કે એણે જે વાત કહી તે સાંભળીને એ ચકિત થઇ ગયોછે. જ્યારે મૂરે પછી પુછ્યું કે એમની વચ્ચે શી વાત થઈ હતી, ત્યારે અત્યંત આનાકાની કરી છેવટે એણે કહ્યું કે ડેઝડિમોનાને એ વારંવાર મળેછે, અને છેલ્લે વખતે પોતાનો રૂમાલ એને આપ્યોછે, એની એ બડાઈ કરતો હતો. થોડાજ વખત પછી, મૂરે હવે આ રૂમાલ પોતાની સ્ત્રી કનેથી માગ્યો; અને નહિ મળવાથી, એના ઉપર એનો વેહેમ મજબુત થઇ ગયો. તોપણ છેવટનો ઇલાજ લીધા અગાઉ, સુબેદારના કબજામાં એ રૂમાલ છે એમ બતાવી આપવાની માગણી એણે નિશાનદારને કરી. તેથી, સુબેદારની રાખેલી સ્ત્રી બારીમાં બેસી એ રૂમાલ હાથમાં રાખી એના ઉપરથી ભરત ભરતી હતી, તે એણે બતાવ્યું. એ ઉપરથી બંને જણાએ સુબેદાર અને ડેઝડિમોનાને મારી નાખવાની ગોઠવણ રચી. પછી રાત્રીને વખતે નિશાનદાર સુબેદારના ઉપર ગુપ્ત હુમલો કરેછે, પણ એ બહાદુરીથી લડેછે, બૂમ પાડી લોકોને ભેગા કરેછે, અને નિશાનદાર લોકોના ભેગો ભળી જાયછે. આ વાત સાંભળીને ડેઝડિમોના શોચ કરેછે, અને એથી સેનાપતિને એવો ગુસ્સો આવેછે કે તુરતજ પોતાની સ્ત્રીને મારી નાખવાની એ વેતરણ કરેછે. હવે ડેઝડિમોનાના ઓરડામાં નિશાનદાર સંતાયછે; નીમેલે વખતે એ ખખડાટ કરેછે; શેનો ખખડાટ થાયછે એ જોવા ડેઝડિમોના ઉઠેછે; ઓથેલો એના ઉપર આરોપ મૂકેછે, અને નિશાનદાર એને રેતીથી ભરેલા મોજા વડે મારવા માંડેછે. નિર્દોષતાનો પોકાર કરતી કરતી ડેઝડિમોના મૃત્યુવશ થાયછે. પછી

છતનાં પાટીયાં એને માથે પાડી નાખવામાં આવેછે; અને તેથી કોઇને ખરી વાતની ખબર પડતી નથી. પરંતુ સેનાપતિને તુરતજ પસ્તાવો થાયછે, અને નિશાનદારને પાયરી ઉતારેછે. આનું વેર લેવા એ સેનાપતિને છતો પાડેછે, અને સુબેદાર સેનાપતિ ઉપર એ ગુન્હાનો આરોપ મૂકેછે; અને સેનાપતિ દેશનિકાલ થાયછે; અને છેવટે ડેઝડિમાનાનો કોઇ સગો એને મારી નાખેછે. દરમિયાન નિશાનદાર બીજાં કૌભાંડ રચેછે, અને છેવટે એ પણ ભૂંડે હાલે મરેછે.

આ ઉપરથી સહજ સમજાશે કે કવિએ કયાં અને કેવો ફેરફાર કર્યોછે. જેટલું અસ્વભાવીક હતું તેને નાટકમાંથી દૂર કરી, બધાં પાત્રોને માનસિક અને નૈતિક ઉપદેશનાં તંતુથી જોડી દઈ, આખા નાટકને એક કાર્ય બનાવી દેવાનું ચાતુર્ય શેકસપીઅરનું પોતાનું છે; અને વસ્તુ પોતેજ ક્રૂર અને કઠોર છતાં, ઇયાગોને જે રીતે પ્રાધાન્ય આપવું જોઇએ તેજ રીતે આપી, વસ્તુની ક્રૂરતા અને કઠોરતાને એણે ઓછી કરી નાખીછે. ઇયાગો ડેઝડિમોનાને ૂર રીતે મારે, અને ઓથેલો ઉભો ઉભો જોયા કરે અને ચડાવ્યા કરે, પછી પોતાનો ગુન્હો છૂપાવવાનો સફળ યત્ન કરે, અને છેવટે ડેઝડિમોનાના સગાને હાથે મરે, અને ત્યાંસુધી ઇયાગોની હરામખોરી છતી ન થાય, એમાં કેટલી ક્રૂરતા છે, એ સમજવું સેહેલું છે. ડેઝડિમોનાના ખૂનનું પ્રાયશ્ચિત ઓથેલોનું મૃત્યુ છે, તે બીજાને હાથે થાય તો પછી પ્રાયશ્ચિત કયાં રહે?

છતાં પ્રથમ દૃષ્ટિએ નાટકની અસર આપણા અંતરમાં કોઇ કઠોર ભાવ ઉત્પન્ન કરેછે. ડેઝડિમોના જેવી શુદ્ધ, પવિત્ર અને અત્યંત રૂપવતી બાળાનું આવું મૃત્યુ આપણા અંતરને દુભવે, તો તેમાં વાસ્તવિકતા છે. જૂલિયસ સીઝર જેવા મહાન્ નરનું મૃત્યુ વાસ્તવિક બનાવવામાં જે કળા કવિએ વાપરીછે, તે આપણે એ નાટકમાં જોઇ ગયા છીએ. પરંતુ એ નાટકનું પ્રયોજન બહોળા વ્યવહારમાં હતું, અને આ નાટકનું

પ્રયોજન કેવળ ઘરસંસારમાં છે. આને લીધે નીતિનું જે ઉંડાણ આ નાટકમાં રહેલું છે તે કાંઇક ઢંકાએલું રહેછે, દરમિયાન કઠોર બનાવ આપણા અંતર ઉપર કઠોર અસર કરી દેછે.

મનુષ્યના સંબંધમાં જે કાંઈ માઠું બનેછે, તે નસીબને યોગે બન્યું એમ માની દિલાસો લેવાની આપણામાં નવાઇ નથી. શેકસપીઅર નસીબને સ્વીકારેછે, પણ પુરૂષાર્થને માનેછે, અર્થાત્ ઉંડી દૃષ્ટિએ જોવાથી નસીબ અને પુરૂષાર્થ એક બની જાયછે, તે એનાં નાટકોમાંથી સિદ્ધ થઇ શકેછે. વ્યવહારની બહાર જઇ સ્પષ્ટ ઉપદેશ આપવાનું કામ ધર્મનું છે. દૃષ્ટાંત આપી તેમાંથી ઉપદેશ ફલિત કરવાનું કર્ત્તવ્ય નાટકનું છે. વ્યવહારને સુધારવો એટલુંજ નહિ, પણ આત્માનીએ ઊન્નતિ કરવી, એ શેકસપીઅરનાં નાટકોનું રહસ્ય છે. પેહેલો ઉપદેશ એના ઐતિહાસિક નાટકોમાંથી આપણને મળી શકશે, બીજો ઉપદેશ એનાં કરૂણરસ પ્રધાન નાટકોમાંથી આપણે હાથ કરવાનો છે.

મનુષ્યના આત્માના ઐશ્વર્યનો ભંગ કેવી રીતે થાયછે, અથવા તેનો ઉદ્ધાર કેમ થાયછે, એ સ્પષ્ટ બતાવવાનું પ્રયોજન શોકાન્ત નાટકોનું છે. સદ્ગુણથી સંયુક્ત રહેતાં મનુષ્યનું સ્થાન દૃશ્ય સંસારમાં કેવી રીતે ઉંચું હોઇ શકે, એ પ્રશ્ન ઐતહાસિક નાટકોમાં છે, ત્યારે આધ્યાત્મિક સર્વોત્તમતાનો પ્રશ્ન શોકાન્ત નાટકોમાં છે. આમાં પણ સફળતા અને નિષ્ફળતાનો સવાલ છે. પરંતુ અહીંઆ નિષ્ફળતા એટલે આત્માની નિષ્ફળતા, અર્થાત્ વિકાર અથવા નૈતિક નિર્બળતાએ કરીને, કે આફત અને ગુન્હાના સંયોગે, આત્માનું ઐશ્વર્ય જતું રહેવાથી જીવની જે હાનિ થાયછે તે; અને સફળતા એટલે ક્રમે ક્રમે પુનઃ પ્રાપ્ત થયલું આત્માનું ઐશ્વર્ય. આ દૃષ્ટિએ જોતાં વ્યવહારનું સ્વરૂપ પણ કેટલે અંશે ફરી જાયછે, એ પણ સર્વથા અવલોકવા યોગ્ય છે. આવી જાતના અવલોકનમાંથી શેકસપીઅરને કાંઈ કાંઈ વસ્તુઓ મળી ગઇછે. મનુષ્યના

મનને મરવાનું દુઃખ મોટામાં મોટું લાગેછે; પણ શેકસપીઅરને એવું માલમ પડી આવ્યું છે કે અમુક પ્રસંગે મરવામાં પણ મનુષ્યનું મન સુખ માને છે, અને એ વખતે મનુષ્યનું હૃદય કેટલું ઉન્નત હોય છે, તે આપણે ધારી શકીએ છીએ. તેથીજ, 'મારા વિચાર પ્રમાણે મરવામાં સુખ છે,' એમ ઓથેલો કેહેછે; ત્યારે ઇયાગો ઓથેલોના ઘાથી ઘાયલ થયો ત્યારે પોતે મુઓ નથી પણ ઘાયલજ થયોછે, એમ કહી ઓથેલોને ટકોર કરેછે. ઇયાગો જેવો હરામખોર માણસ દુનિયામાંહોયછે, અને પ્રપંચનો ભોગ બને એવો ઓથેલો પણ સંસારમાં હોયછે. ગુન્હાના નામમાં પણ ન સમજનારી ડેઝડિમોના જેવી નિર્મળ બાળા હોયછે, અને એને આળમાં લાવી તેમાંથી બચાવનારી ઇમીલિયા પણ હોયછે; આવાં મનુષ્યો શાસાટે હોયછે, એ કેહેવાની એને દરકાર નથી. પરંતુ એવાં માણસો દુનિયામાં હોયછે, અને તમને અનુકૂળ આવે તો ઇયાગોથી ચેતતા રહેજો, અને પ્રતિકૂળ આવે તો ઓથેલોની પેઠે કરજો, એટલુંજ જણાવી એ તમારી પાસેથી જતો રહેછે; અર્થાત્, જોઇએ તેવો ઉપદેશ ગ્રહણ કરવાનું કામ એ તમારે શિર રાખેછે.

ઇશ્વરની ઇચ્છાએ કરીને મનુષ્યની બુદ્ધિ મર્યાદિત છે, અને તેથી મનુષ્ય જાતેજ અપૂર્ણ છે. આ અપૂર્ણતાએ કરીને અનંત જાતની નિર્બળતા વ્યવહારમાં જોવામાં આવેછે, અને દ્વેષ એ પણ મનુષ્યની નિર્બળતા છે. આ નિર્બળતાનું એક આખું ચક્ર આ આખા નાટકમાં ફરેછે, અને એની ક્રૂર ગતિમાં સર્વ છૂંદાઇ જાયછે. ડેઝડિમોનાનો ઘાત થાયછે, ઓથેલો મરેછે, રોડરિગોનું ખુન થાયછે, કૅશિયો ઘાયલ થાયછે, બ્રેબેન્શિયો દુઃખના દબાણથી પ્રાણ તજી દેછે, અને ઇયાગો દુર્દશાને પ્રાપ્ત થઈ કમોતે મરેછે. આ બધું દ્વેષના પરિણામરૂપે બનેછે, તેથી આ નાટકમાં દ્વેષનો વિકાર પ્રાધાન્ય ભોગવેછે. આ દ્વેષ નાટકના પાત્રોમાં જૂદે જૂદે રૂપે રહેલોછે. ઓથેલોનો દ્વેષ આબરૂદાર છે;

"જેનામાં સેહેલાઇથી દ્વેષ ઉત્પન્ન કરી શકાય નહિ,
પણ અસર થયા પછી અત્યંત ઉશ્કેરાઇ જાય એવો :"

એ છે. એ પોતે પ્રમાણિક છે, અને બીજાને પ્રમાણિક ધારેછે. ઇયાગોને એ છેવટ સુધી પ્રમાણિક ધારેછે, એ એના હૃદયનું કેવળ ભોળપણ સૂચવી આપેછે. અપ્રમાણિકતા એ પોતામાં પણ સહન કરી શકતો નથી, તો એ બીજામાં—પોતાની પ્રિય અર્ધાંગનામાંજ—એ કેમ સહન કરી શકે? તેથી એનો વિચારજ એને અત્યંત વેદના કરેછે. ઇયાગોની ઇર્ષ્યા તે ખરેખરા દ્વેષનું દૃષ્ટાંત છે; અને એ આગળ જતાં જણાશે. બીઍંકાની ઇર્ષ્યા હલકી પંક્તિની છે; અને તે સામાન્ય સ્ત્રીઓને સ્વાભાવિક છે. આવીજ જાતની ઇર્ષ્યા રોડરિગોની છે; અને એ ઇર્ષ્યાને લીધેજ ડેઝડિમોના પ્રતિ એની વિષયવાસના સચેત રહેછે, અને ઇયાગો તેથીજ એને પોતાના કામમાં વાપરીશકેછે. કૅશિયો અને ડેઝડિમોનામાં ઇર્ષ્યાની ગેરહાજરી છે, અને આમાં પણ ક્રમ છે. કૅશિયોમાં દ્વેષનો અંશ નથી એટલુંજ છે, અને તેથી ઇયાગો જ્યારે લુચ્ચાઇમાં ડેઝડિમોનાના સ્વરૂપનું વર્ણન એની કને કરેછે, ત્યારે એ કશું સમજતો નથી. પણ ડેઝડિમોનામાં ઇર્ષ્યાની આ ગેરહાજરી દિવ્ય છે; એવી કે એ એરિસ્ટીડીઝના સંબંધમાં બન્યું હતું તે પ્રમાણે એની ગેરહાજરીને લીધેજ ઇયાગો એને ધિક્કારવામાં પ્રવૃત્ત થાયછે. આથીકરીને એ પૂજવા લાયક દેવી બની રહેછે, અને એના સુવાસથી છંછેડાઇ ઇયાગો સર્પ એને ક્રૂર દંશ દેછે.

આ પ્રમાણે ઇયાગોનો દ્વેષ આખા નાટકમાં દ્વેષની જાજમ પાથરી દેછે. પોતાનું આ કાર્ય પાર ઉતારવા એને સંજોગોની જરૂર હતી, અને આ સંજોગો એને ઓથેલોના લગ્નમાંથી મળી આવ્યા. ઓથેલોનું લગ્ન, અને તેનું શોકાન્ત પરિણામ, આ નાટકનું મૂખ્ય કાર્ય છે. આ કાર્યના બે સ્પષ્ટ ભાગ પડી શકે—લગ્ન પેહેલાનો સમય, અર્થાત્ લગ્ન થવામાં કેવા સંજોગોએ સહાય કરી તે; અને લગ્ન પછીનો સમય, અર્થાત

શોકાન્ત પરિણામ લાવવામાં કેવા સંજોગોએ સહાય કરી તે. પ્રથમ ભાગ પેહેલા અંકમાં છે, બાકીનો ભાગ નાટકના બાકીના ભાગમાં છે.

મનુષ્યની દુર્દશા ઘણુંકરીને મનુષ્યના કૃત્યથી થાયછે. કૃત્યોનું ઉત્પત્તિસ્થાન તેનો પોતાનો સ્વભાવ છે. જાણ્યે કે અજાણ્યે, પણ પોતાના સ્વભાવને લીધેજ દુ:ખી થતાં આપણે ઘણાં માણસોને જોઇએ છીએ. છતાં આ વાત સર્વત્ર લાગુ પડતી નથી. સંસારમાં ઘણાં માણસોને આપણે દુર્દશામાં જોઇએ છીએ, અને એની દુર્દશાનું કારણ એના સ્વભાવમાંથી આપણને સ્પષ્ટ નથી મળી આવતું. તથાપિ આનો ખુલાસો પણ થઈ શકે તેમ છે. મનુષ્યના નાના નાના દોષો ક્ષંતવ્ય છતાં એવે પ્રસંગે અને એવા મનુષ્યના સંબંધમાં બની જાયછે કે એમાંથી એને દુર્દશા પ્રાપ્ત થાયછે. જે માણસના સંબંધમાં દોષ બન્યો હોયછે, તે એ દોષ માફ કરતો નથી, અને પેલા સંજોગના બળે એ વેર લેવા તત્પર થાયછે. આ નાટક એનું દૃષ્ટાંત છે. ઓથેલો પ્રમાણિક અને ભોળો છે, અને ઇયાગોને નાનો સરખો અન્યાય આપેછે. ઇયાગોને આટલો દોષ દરગુજર કરવો ઠીક ન લાગ્યો, અને તેથી ઓથેલોનું સત્યાનાશ વાળવા એ તૈયાર થઈ ગયો. છેવટ સુધી ઓથેલો ઇયાગોનું અંતર જાણતો નથી, તેથી આખું નાટક એક કપટ–પ્રબંધ જેવું થઈ પડેછે. ઓથેલો જેટલે દરજ્જે છેતરાઈ ભૂલ કરેછે, તેટલે દરજ્જે એના સ્વભાવનો દોષ છે એ વાત ખરી, તથાપિ ઇયાગો જેવો હરામખોર પોતાના બેહદ કપટથી કોને ન છેતરે? અને વળી કેટલાક અણધાર્યા બનાવો એવા બને છે કે જેથી 'મુખસે રામ, બગલમે છૂરી' એવા ઇયાગોની બગ-ભક્તિથી ઓથેલો જેવો તદ્દન ભોળો અને પ્રમાણિક માણસ છેતરાઇ જાય, તો તેમાં આશ્ચર્ય બિલકુલ નથી. કરૂણાનું તત્ત્વ નાટકમાં આમ ઉભું થાયછે. ઇયાગોની કપટ જાળમાં ઓથેલોના સ્વભાવની નિર્બળતા દબાઈ રહેછે. બીજાં નાટકોમાં કપટ જાળનું આટલું બળ નથી, એટલો આ નાટક અને બીજાં નાટકમાં

ફેર છે. હવે આપણે નાટકમાંજ પ્રવેશ કરીએ. સઘળા ટીકાકારો એકમત થાયછે કે ઓથેલો ઇ. સ. ૧૬૦૪માં લખાયું હતું.

વેનિસના પ્રજાસત્તાક રાજ્યમાં બ્રેબેન્શિયો નામનો અમીર મંત્રીસભાનો વગવાળો સભાસદ હતો; એની પુત્રી ડેઝડિમોના અતિ રૂપવતી અને લાવણ્યવતી હતી. રોડરિગો નામના એક તાલેવંત ગૃહસ્થે આ બાઇનું માગું નાંખ્યું, પણ કન્યાના પિતાએ એને અયોગ્ય ગણી પોતાના ઘરમાં એ નિમિત્તે ફરીને પગ મૂકવાની એને સ્પષ્ટ ના પાડી. વેનિસમાં એ સમય લડાઇનો હતો; અને ઓથેલો નામનો મૂર હબસી લશ્કરનો વડો સેનાપતિ હતો. આ સેનાપતિ જેવો શૂરવીર હતો, તેવોજ અંતરનો શુદ્ધ અને પ્રમાણિક હતો. લડાઇનો શોખ એને નાનપણથીજ થયો હતો, અને વિચિત્ર અનુભવના અલંકારથી એનું શરીર વીંટાએલું હતું. સાત વર્ષનો હતો ત્યારથી તે આજ દિવસ સુધીની તેની આખી જીંદગી લગભગ લડાઇના કામમાં ગઇ હતી, અને તેમાં જૂદી જૂદી જાતના વિચિત્ર અનુભવો એને થઇ ગયા હતા. (જુઓ નાટક પૃષ્ટ ૨૪ મું).

બહાદુર સેનાપતિના આ વિચિત્ર અનુભવ અથથી તે ઇતિ સુધી સાંભળવામાં અમીરને રસ પડતો હતો, અને તેથીકરીને ઓથેલોને વારંવાર પોતાને ઘેર જમવા નોતરતો. ઓથેલો પોતાને રસદાયી વિષયમાં રસ ઉમેરતો, અને એ રસમાં અમીર લીન બની જતો. પણ પ્રારબ્ધનો પ્રયોગ કોનાથી કળી શકાયછે? કેમ જાણે કે કોઇ જાદુથી ખેંચાતી હોય, તેમ પેલી નિર્દોષ બાળા ઓથેલોની વાતથી ખેંચાઈ સાંભળવા આવતી, અને પોતાના પિતાની ગોદમાં ભરાતી ભરાતી પણ એક ચિત્તે એની વાતો સાંભળતાં સાંભળતાં, એની કલ્પના જાગ્રત થઇ ગઇ; અને અજાણ્યે ઓથેલોના ઉપર એના હૃદયમાંથી પ્રેમનું ઝરણ ફૂટ્યું. વાતવાતમાં બાળાએ પોતાના પ્રેમની ઓથેલોને સૂચના આપી. ઓથેલોને ખબર પડે તે પહેલાં પણ ઓથેલોનું હૃદય ગ્રસ્ત થઇ ગયું હતું. પ્રેમનો

શોકાન્ત પરિણામ લાવવામાં કેવા સંજોગોએ સહાય કરી તે. પ્રથમ ભાગ પેહેલા અંકમાં છે, બાકીનો ભાગ નાટકના બાકીના ભાગમાં છે.

મનુષ્યની દુર્દશા ઘણુંકરીને મનુષ્યના કૃત્યથી થાયછે. કૃત્યોનું ઉત્પત્તિસ્થાન તેનો પોતાનો સ્વભાવ છે. જાણ્યે કે અજાણ્યે, પણ પોતાના સ્વભાવને લીધેજ દુઃખી થતાં આપણે ઘણાં માણસોને જોઇએ છીએ. છતાં આ વાત સર્વત્ર લાગુ પડતી નથી. સંસારમાં ઘણાં માણસોને આપણે દુર્દશામાં જોઇએ છીએ, અને એની દુર્દશાનું કારણ એના સ્વભાવમાંથી આપણને સ્પષ્ટ નથી મળી આવતું. તથાપિ આનો ખુલાસો પણ થઈ શકે તેમ છે. મનુષ્યના નાના નાના દોષો ક્ષંતવ્ય છતાં એવે પ્રસંગે અને એવા મનુષ્યના સંબંધમાં બની જાયછે કે એમાંથી એને દુર્દશા પ્રાપ્ત થાયછે. જે માણસના સંબંધમાં દોષ બન્યો હોયછે, તે એ દોષ માફ કરતો નથી, અને પેલા સંજોગના બળે એ વેર લેવા તત્પર થાયછે. આ નાટક એનું દૃષ્ટાંત છે. ઓથેલો પ્રમાણિક અને ભોળો છે, અને ઇયાગોને નાનો સરખો અન્યાય આપેછે. ઇયાગોને આટલો દોષ દરગુજર કરવો ઠીક ન લાગ્યો, અને તેથી ઓથેલોનું સત્યાનાશ વાળવા એ તૈયાર થઈ ગયો. છેવટ સુધી ઓથેલો ઇયાગોનું અંતર જાણતો નથી, તેથી આખું નાટક એક કપટ–પ્રબંધ જેવું થઈ પડેછે. ઓથેલો જેટલે દરજ્જે છેતરાઈ ભૂલ કરેછે, તેટલે દરજ્જે એના સ્વભાવનો દોષ છે એ વાત ખરી, તથાપિ ઇયાગો જેવો હરામખોર પોતાના બેહદ કપટથી કોને ન છેતરે? અને વળી કેટલાક અણધાર્યા બનાવો એવા બને છે કે જેથી 'મુખમે રામ, બગલમે છૂરી' એવા ઇયાગોની બગ-ભક્તિથી ઓથેલો જેવો તદ્દન ભોળો અને પ્રમાણિક માણસ છેતરાઇ જાય, તો તેમાં આશ્ચર્ય બિલકુલ નથી. કરૂણાનું તત્ત્વ નાટકમાં આમ ઉભું થાયછે. ઇયાગોની કપટ જાળમાં ઓથેલોના સ્વભાવની નિર્બળતા દબાઈ રહેછે. બીજાં નાટકોમાં કપટ જાળનું આટલું બળ નથી, એટલો આ નાટક અને બીજાં નાટકમાં

ફેર છે. હવે આપણે નાટકમાંજ પ્રવેશ કરીએ. સઘળા ટીકાકારો એકમત થાયછે કે ઓથેલો ઇ. સ. ૧૬૦૪માં લખાયું હતું.

વેનિસના પ્રજાસત્તાક રાજ્યમાં બ્રેબેન્શિયો નામનો અમીર મંત્રીસભાનો વગવાળો સભાસદ હતો; એની પુત્રી ડેઝડિમોના અતિ રૂપવતી અને લાવણ્યવતી હતી. રોડરિગો નામના એક તાલેવંત ગૃહસ્થે આ બાઇનું માગું નાંખ્યું, પણ કન્યાના પિતાએ એને અયોગ્ય ગણી પોતાના ઘરમાં એ નિમિત્તે ફરીને પગ મૂકવાની એને સ્પષ્ટ ના પાડી. વેનિસમાં એ સમય લડાઇનો હતો; અને ઓથેલો નામનો મૂર હબસી લશ્કરનો વડો સેનાપતિ હતો. આ સેનાપતિ જેવો શૂરવીર હતો, તેવોજ અંતરનો શુદ્ધ અને પ્રમાણિક હતો. લડાઇનો શોખ એને નાનપણથીજ થયો હતો, અને વિચિત્ર અનુભવના અલંકારથી એનું શરીર વીંટાએલું હતું. સાત વર્ષનો હતો ત્યારથી તે આજ દિવસ સુધીની તેની આખી જીંદગી લગભગ લડાઇના કામમાં ગઇ હતી, અને તેમાં જૂદી જૂદી જાતના વિચિત્ર અનુભવો એને થઇ ગયા હતા. (જુઓ નાટક પૃષ્ટ ૨૪ મું).

બહાદુર સેનાપતિના આ વિચિત્ર અનુભવ અથથી તે ઇતિ સુધી સાંભળવામાં અમીરને રસ પડતો હતો, અને તેથીકરીને ઓથેલોને વારંવાર પોતાને ઘેર જમવા નોતરતો. ઓથેલો પોતાને રસદાયી વિષયમાં રસ ઉમેરતો, અને એ રસમાં અમીર લીન બની જતો. પણ પ્રારબ્ધનો પ્રયોગ કોનાથી કળી શકાયછે? કેમ જાણે કે કોઇ જાદુથી ખેંચાતી હોય, તેમ પેલી નિર્દોષ બાળા ઓથેલોની વાતથી ખેંચાઈ સાંભળવા આવતી, અને પોતાના પિતાની ગોદમાં ભરાતી ભરાતી પણ એક ચિત્તે એની વાતો સાંભળતાં સાંભળતાં, એની કલ્પના જાગ્રત થઇ ગઇ; અને અજાણ્યે ઓથેલોના ઉપર એના હૃદયમાંથી પ્રેમનું ઝરણ ફૂટયું. વાતવાતમાં બાળાએ પોતાના પ્રેમની ઓથેલોને સૂચના આપી. ઓથેલોને ખબર પડે તે પેહેલાં પણ ઓથેલોનું હૃદય ગ્રસ્ત થઇ ગયું હતું. પ્રેમનો

પ્રકાર પણ એવોજ છે. પ્રેમીઓ વચ્ચે સંકેત થયો, અને રાત્રીનો લાભ લઇ પિતાના ઘરમાંથી ડેઝડિમોના નીકળી ગઇ, અને પોતાના પ્રેમની મૂર્ત્તિ સાથે ગુપ્ત રીતે પરણી ચૂકી.

આ પ્રમાણે લગ્ન થયું, પણ એ લગ્નમાં એક અનિષ્ટસૂચક તત્ત્વ છે, અને તેની સૂચના અહીં કરવી જોઇએ. ઓથેલો વયની ખીણમાં ઉતર્યો હતો, અર્થાત્ આધેડ ઉમરનો હતો, પણ ડેઝડિમોના ઉઘડતી યુવાનીમાં પેસી ખીલતી કળીની માફક ઘમકતી ઘમકતી પોતાના પરિમલથી સૌને મોહના ઘેનમાં નાખતી હતી. પરદેશી, શરીરે કાળો, જાડા હોઠ વાળો, રાજ્યનો મોટો સેનાપતિ છતાં જાતિભેદને લીધે કોઇનું પ્રીતિપાત્ર નહિ બનતો, એવા ઓથેલોનું લગ્ન સુંદર, નાજુક અને શરમાળ બાળા સાથે થઇ જાય, એ કેવું લાગે એ સમજવું સેહેલું છે. અમીરની દિવ્ય પુત્રી, પોતાના દેશ અને જાતનાં સુંદર માગાંને પાછાં વાળી અંતે એક હબસીને પોતાનું સર્વસ્વ સોંપી દેછે, એમાં એટલી તો અસ્વાભાવિકતા અમીરને લાગે છે કે જાદુની અસર વિના આવું બને નહિ, એમ ધારી ઓથેલો ઉપર મેલીવિદ્યાનો આરોપ એ મૂકેછે. આ લગ્ન જો એમને એમ પસાર થઇ જાય, તો હબસીનાં કેવાં સદ્ભાગ્ય! આવો ઉદ્ગાર રોડરિગો કાઢેછે. આ અસ્વાભાવિકતાના બીજને ઉલટાવી, એને વિસ્તૃત કરી, ઇયાગો એમાંથીજ પોતાની કપટજાળ કેવી રીતે પાથરેછે, એ સર્વથા જોવાનું છે. यद्यपि शुद्धं लोक विरुद्धं नाचरणीयं એ ઉપદેશના અસ્વીકારનું આ પરિણામ લગભગ કહી શકાય.

આટલું છતાં ઇયાગો જેવો હરામખોર ઓથેલોની સૃષ્ટિમાં નહોત, તો એ વાત આમ ઊંધે રસ્તે વપરાત નહિ, કારણકે એ વાત પવિત્ર પાત્રના યોગે નિર્દોષ હતી. ઇયાગોના અંતરની ઘટના પિશાચી છે. રોડરિગો પાસે પૈસા હતા, અને ઇયાગોની દાઢ એ પૈસા ઉપર સળકતી હતી. ડેઝડિમોના સાથે એનું લગ્ન કરાવી આપવામાં સહાયભૂત રહેવું

એવી લાલચથી એણે એની પાસેથી પૈસા કઢાવવા માંડ્યા હતા. દરમ્યાન ડેઝડિમોનાનું લગ્ન ઓથેલોની સાથે થઇ ગયું. આ વાતની ઇયાગોને પ્રથમથી ખબર હતી, અને છતાં રોડરિગોને એનાથી અજાણ્યો રાખી ઇયાગો છેતરેછે, તેને માટે ઠપકો આપતો રોડરિગો નાટકની શરૂઆતમાં પ્રવેશ કરેછે.

કોલરિજ કહેછે: નાટકનો આરંભ શેકસપીઅરના નામને યોગ્ય છે. ઇયાગો કેવો છે તેની આપણને પ્રથમથીજ ખબર પડેછે; અને રોડરિગો અને ઇયાગો વચ્ચે પૈસાનોજ સ્નેહ છે, એ પણ આપણે એથીજ જાણી લઈએ છીએ. ઇયાગોએ જ્યારે રોડરિગોથી વાત આમ છાની રાખી, ત્યારે ઇયાગોનો ધિક્કાર ઓથેલો ઉપર નહિ હોય, એમ રોડરિગો કહેછે. પણ જ્યારે ઇયાગોનો હક ડૂબાવી કૅશિયોને ઓથેલોએ ઇયાગોનો ઉપરી નીમ્યો, ત્યારે ઓથેલો ઉપર એને ધિક્કાર ન હોય તો બીજું શું હોય?—એ દલીલથી રોડરિગોની શંકાનું એ સમાધાન કરેછે. પોતાનું વેર લેવાજ એ એની સેવા ઉઠાવેછે. ‘સઘળાં માણસો શેઠ થઇ શકે નહિ, તેમ સઘળા સેવકો નિમકહલાલ પણ હોય નહિ, ‘આપણાં ગજવાં ભરાયાં એટલે સ્વામિ કોણ અને સેવક કોણ!’—એવી એવી દલીલથી રોડરિગો અંજાઇ જાયછે. પછી ઓથેલોનો આનંદ ઓછો કરી નાખવા તેઓ બંને ભેગા થઈ ડેઝડિમોનાના બાપને જઇ ઉઠાડેછે, અને બનેલી હકીકતથી વાકેફ કરેછે. અહીંઆં પણ ઇયાગોના અધમ હૃદયનો લબકારો આપણી નજરે પ્રત્યક્ષ થાયછે. અમીર એને ઓળખી શકતો નથી, પણ અમીરને એ અરધી ગાળ દઇ લેછે.

પ્રથમ તો અમીર આ વાત માનતો નથી, એટલુંજ નહિ પણ ઉલટો રોડરિગોને એ ધમકાવેછે; અને છેવટે સત્ય સ્વીકારતાં, ‘હુશિયાર* વૃદ્ધ સભાસદ અસાવધ પકડાઈ જતાં, છેવટે પોતાની સ્વપ્ન-

* કોલરિજ.

શક્તિ તો સાવધ હતી એમ બતાવવા' ચૂકતો નથી. અમીરને વાતની ખાત્રી થાયછે. નોકરોને બોલાવી, બત્તીઓ લઈ નીચે આવેછે; દરમિયાન રોડરિગોને સમજાવી ઇયાગો ઓથેલો પાસે જવા નીકળી જાયછે, અને એ બધાને ઓથેલો ક્યાં મળશે તેની સૂચના પણ કરતો જાયછે. શોધવા નીકળેલા મંડળને ઓથેલો સૅજીટરીમાં ભેગો થાયછે. પોતાની પુત્રી ઉપર જાદુ ચલાવી એને અવળે માર્ગે દોરી, એવો આરોપ એના ઉપર મૂકાયછે, અને સઘળા ડયૂકની સભામાં સાથે જાયછે. ડયૂક પણ એ વખતે સાઇપ્રસની લડાઇનો વિચાર કરવા સભા ભરીને બેઠો હતો. દરમિયાન, ઇયાગો ઓથેલોનો વિશ્વાસુ બનવા કેવી રીતે પ્રયત્ન કરેછે, એ બીજા પ્રવેશમાંથી સ્પષ્ટ છે. ઓથેલોનું વાંકું બોલનારને 'પાંસળામાં ઘોંચી ઘાલવાનો એને વિચાર થઈ આવ્યો હતો, પણ બુદ્ધિપૂર્વક ખૂન કરવાની એનામાં તાકાત નહોતી, તેથી જે થોડી ઘણી સાધુતા એનામાં હતી તેના વડે એણે માંડમાંડ એને ક્ષમા બક્ષી.' અમીરની લોકપ્રિયતા અને વગ જોઈ એને ઓથેલોની ફિકર રહેછે, અને કદાચ આ લગ્ન પણ ફોક કરાવશે એવી ધાસ્તી એને લાગેછે. પરંતુ આ કશાની ઓથેલો ઉપર અસર થતી નથી, અને સીધો માણસ અહીં સીધોજ રસ્તો લેછે, અને તેથી એને ફતેહ મળેછે, અને ઇયાગોના ઇરાદા નિષ્ફળ થાયછે. બીજી રીતે જોઇએ તો ઓથેલોને અહીં ખરે વખતેજ ભાગ્ય સાનુકૂળ થાયછે, કારણકે ખરે વખતેજ એની સેવાની રાજ્યને જરૂર પડેછે.

ત્રીજા પ્રવેશમાં મધ્ય રાત્રીએ ડયૂક સભા ભરીને બેઠોછે, અને તેમાં તુર્ક લોકો સાઇપ્રસ ઉપરજ ચડી આવેછે, એવા નિર્ણય ઉપર છેવટે સૌ આવેછે. એવામાં અમીર અને ઓથેલો સભામાં આવેછે. અમીર પોતાના દુઃખની વાત ડયૂકને કહેછે. ડયૂક કહેછે: આવું દુઃખ તમને ઉપજાવનાર ગમે તે હશે—ડયૂકનો પોતાનો દીકરો હશે તોપણ—કાયદાની કલમ અમીર પોતેજ વાંચશે, અને તેના કહેવા પ્રમાણેજ ન્યાય

થશે. પ્રેમ કરવા માટે કોઇએ જાદુ કરવું નહિ, કે તેમાં કોઈ મંત્ર જંત્રનો ઉપયોગ કરવો નહિ, એવો કાયદો વેનિસમાં એ વખતે પ્રચલિત હતો. તેથી અમીર ઓથેલો ઉપર આવું તોહોમત મૂકેછે. ઓથેલો લગ્નની ઇનકાર કરતો નથી, પણ જાદુની ઇનિકાર કરેછે, અને એ વિષે ડેઝડિમોનાને પોતાનેજ પૂછવાનું એ કહેછે. આ ઉપરથી ઓથેલોનો વિશ્વાસુ ઇયાગો ડેઝડિમોનાને બોલાવવા જાયછે. દરમિયાન પોતાનો પ્રેમ કેવી રીતે સફળ થયો તેનું વર્ણન આપતાં છેવટે ઓથેલો કહેછેઃ—'જે સંકટ મેં ભોગવ્યાં હતાં તેને માટે મને એ ચાહતી હતી; એ સંકટો ઉપર એને દયા આવતી હતી તેથી હું એને ચાહતો હતો. આ માત્ર મારૂં જાદુ.'

મિસિસ જેઇમસન કહેછેઃ 'પ્રેમની કબુલત અને પોતાના સ્નેહનું કારણ ડેઝડિમોના પોતેજ બોલેછે, તેમાં યોગ્યતા છે. દરમિયાન, તેની ગેરહાજરીમાં, પ્રેમના ઉદ્‌ભવનો ઇતિહાસ, અને જે રીતે એક બીજાને એ પ્રાપ્ત થયો તે, અત્યંત સુઘડ રસિક્તાથી કવિએ ઓથેલોના મુખમાં મૂકયાંછે.'

એટલામાં ડેઝડિમોના આવેછે, અને પોતાના પિતાના પ્રશ્નના જવાબમાં કહેછે :—મારા શ્રેષ્ઠ પિતાજી, મારૂં કર્ત્તવ્ય અહીં વિભક્ત થએલું મને સમજાયછે. મારાં જન્મ અને કેળવણીને માટે હું તમારી ઋણી છું. તમને કેમ માન આપવું એ મારો જન્મ અને કેળવણી બન્ને મને શીખવેછે; કર્ત્તવ્યના ઉપરી તમે છો; હું હજી આપની પુત્રી છું; પણ આ અહીં મારા સ્વામી છે; અને પોતાના પિતા કરતાં પણ તમને વિશેષ ગણીને મારી માતુઃશ્રીએ જેટલી ફરજ તમારા તરફ બતાવીછે, તેટલીજ ફરજ હું હક તરીકે માગુંછું કે મારા સ્વામી હબસી પ્રતિ હું બતાવું.

અમીર નિરાશ થઈ જાયછે. આવા રત્નની ખાતર એને બીજું સંતાન નથી એથી એ ખૂશી થાયછે; કારણકે નહિ તો એને જુલમી થવું

પડત. ડયૂક ઉપદેશ આપેછે, પણ જખમી થએલા દિલમાં ઉદ્દેપશ ઉતરતો નથી. આ કામ ઉકલી રહ્યા પછી, રાજ્યના કામમાં સૌ ગુંથાયછે.

તુર્ક લોકો સાઇપ્રસ ઉપર ચડી આવેછે એવા ખબર આવ્યાછે; આ લડાઇમાં એકદમ ઉપડી જવાનો ઓથેલોને હુકમ થાયછે. ઓથેલો આ હુકમ માથે ચડાવેછે, પણ પોતાની સ્ત્રીને માટે કાંઇક બંદોબસ્ત કરી દેવાની રાજ્યને વિનંતિ કરેછે. એના બાપને ત્યાં એને રાખવાની ડયૂક સૂચના કરેછે, અને આ વાત કોઇને અનુકૂળ ન આવવાથી, અંતે ડેઝ-ડિમોનાએ ઓથેલોની સાથે જવું, એવો ઠરાવ થાયછે. તેથી ઇયાગોને ઓથેલો પાછળ મૂકી એજ રાત્રીએ પોતે ઉપડી જાયછે.

પણ, કાળ જાયછે અને કેહેણી રહી જાયછે; સર્પ સંતાઇ જાયછે, અને લીસોટા પાછળ મૂકી જાયછે. જતી વખતે અમીર પોતાના જમાઇને કહેછે:—

હુબસી જાળવજે ખરે, જો તુજ ચક્ષુ ક્ષેમ;
મુજને છેતરીયો અરે, તને છેતરે તેમ.

અને તેના જવાબમાં ઓથેલો કહેછે: 'એની પ્રમાણિકતા ઉપર મારો જીવ કુરબાન છે!' પણ આજ વચન પાછળથી ઇયાગોને કેવું કામમાં આવી જાયછે, તે વાંચનારથી અજાણ્યું ન રહેવું જોઇએ. મનુષ્યના જીવનમાં કોઇ કોઈ બનાવો એવા બનેછે કે એ વખતે એ તદ્દન નજીવા લાગેછે, પણ પાછળથી કોઈ સંજોગના બળે ગંભીર રૂપ ધારણ કરેછે. આવીજ જાતનો આ બનાવ ઓથેલોના સંબંધમાં બન્યોછે. આ લગ્ન બીજીરીતે કેવું અસ્વાભાવિક હતું, એ વાત સ્થળે સ્થળે કવિ આપણી નજર સન્મુખ રાખેછે, અને આ વખતે પણ એ વાત તાજી કરવા, એક અનુભવી સભાસદ ડેઝડિમોનાની સાથે સારી રીતે વર્ત્તવા ઓથેલોને ભલામણ કરેછે. આવી જાતના લગ્નનું પરિણામ અંતે શું આવેછે એ જોવા આપણે ઉત્સુક બનીએ, એ કેવળ સ્વાભાવિક છે.

હવે, બધા ગયા પછી રોડરિગો અને ઇયાગો રંગભૂમિ ઉપર રહેછે. ડેઝડિમોનાનું લગ્ન થઇ ચૂકયું, એટલે રોડરિગોની આશાનું નિમિત્ત પણ ગયું. ડેઝડિમોના વિના જીવવું એને નકામું લાગેછે, અને તેથી એ બૂડી મરવા તૈયાર થાયછે. પણ આવી નિર્બળતાને સુધારવાની શક્તિ એનામાં નથી, એ જોઈ ઇયાગો આશ્ચર્ય પામેછે; કારણકે આપણી ઇચ્છાશક્તિ જ જેવા આપણે છીએ તેવા આપણને બનાવેછે. આપણી ઇચ્છાશક્તિમાં સર્વ સમાએલુંછે, અને પ્રેમ એ આપણી પ્રકૃતિનો ઉછાળો અને ઇચ્છાશક્તિની પરવાનગી છે. ઇયાગોની આવી ઉસ્તાદી આગળ રોડરિગો દબાઇ જાયછે. રોડરિગોની પાસે પૈસા છે, અને ઇયાગોની પાસે બુદ્ધિ છે. રોડરિગો જાણેછે કે પૈસાની મદદથી હું ઇયાગોની બુદ્ધિ ખરીદું છું; અને ઇયાગો સારી રીતે સમજે છે કે હું રોડરિગોને માત્ર મારા પૈસાનું સાધન બનાવું છું. પૈસો શું ન કરી શકે? મોટા મોટા મુનિનાં મન પૈસો ચળાવી દે, તો ડેઝડિમોનાનું શું ગજું?—આવી વાત એના મન ઉપર ઠસાવવા એ પ્રયત્ન કરેછે. રોડરિગોની વિષયવાસના તૃપ્ત થવામાં લગ્નનું બંધન કોઇપણ પ્રકારે વચમાં આવતું નથી, એમ કહી એને દુષ્ટ વિચારમાં પ્રવૃત્ત કરેછે. જ્યારે પ્રેમ એ પ્રકૃતિનો ઉછાળો અને ઇચ્છાની પરવાનગી છે, ત્યારે એ ઉછાળો શાંત થઈ જતાં ઓથેલો ડેઝડિમોનાને ગમવાનો નથી, અને હમણાં જે એને મધ જેવું મીઠું લાગેછે, તે ત્યારે કડવું ઝેર જેવું લાગશે; અને પછી જે ઇચ્છાએ ઓથેલોની પરવાનગી આપી તેજ ઇચ્છા બીજાની પણ પરવાનગી આપશે. આ પ્રમાણે ઇયાગોની દલીલ છે. અને વળી, આ મૂર લોકો સ્વભાવના શિથિલ હોયછે, તેથી એ અંતે ડેઝડિમોનાને તજી દેશે, અને ડેઝડિમોના બીજો શોધી લેશે. પણ આ સઘળું પૈસાથી જ પાર પડે તેમ છે, માટે તારા ગજવામાં સારીપેઠે પૈસા રાખજે, એ પાઠનો ઉપદેશ એ વારંવાર કરેછે. અને વળી મરવું જ હોય, તો જરા સુઘડતાથી કયાં નથી મરાતું? બૂડી મરવા

પડત. ડયૂક ઉપદેશ આપેછે, પણ જખમી થએલા દિલમાં ઉદેપશ ઉતરતો નથી. આ કામ ઉકલી રહ્યા પછી, રાજ્યના કામમાં સૌ ગુંથાયછે.

તુર્ક લોકો સાઇપ્રસ ઉપર ચડી આવેછે એવા ખબર આવ્યાછે; આ લડાઇમાં એકદમ ઉપડી જવાનો ઓથેલોને હુકમ થાયછે. ઓથેલો આ હુકમ માથે ચડાવેછે, પણ પોતાની સ્ત્રીને માટે કાંઇકિ બંદોબસ્ત કરી દેવાની રાજ્યને વિનંતિ કરેછે. એના બાપને ત્યાં એને રાખવાની ડયૂક સૂચના કરેછે, અને આ વાત કોઇને અનુકૂળ ન આવવાથી, અંતે ડેઝ-ડિમોનાએ ઓથેલોની સાથે જવું, એવો ઠરાવ થાયછે. તેથી ઇયાગોને ઓથેલો પાછળ મૂકી એજ રાત્રીએ પોતે ઉપડી જાયછે.

પણ, કાળ જાયછે અને કેહેણી રહી જાયછે; સર્પ સંતાઇ જાયછે, અને લીસોટા પાછળ મૂકી જાયછે. જતી વખતે અમીર પોતાના જમાઇને કહેછે:—

હુબસી જાળવજે ખરે, જો તુજ ચક્ષુ ક્ષેમ;
મુજને.છેતરીયો અરે, તને છેતરે તેમ.

અને તેના જવાબમાં ઓથેલો કહેછે: 'એની પ્રમાણિકતા ઉપર મારો જીવ કુરબાન છે!' પણ આજ વચન પાછળથી ઇયાગોને કેવું કામમાં આવી જાયછે, તે વાંચનારથી અજાણ્યું ન રહેવું જોઇએ. મનુષ્યના જીવનમાં કોઇ કોઇ બનાવો એવા બનેછે કે એ વખતે એ તદ્દન નજીવા લાગેછે, પણ પાછળથી કોઈ સંજોગના બળે ગંભીર રૂપ ધારણ કરેછે. આવીજ જાતનો આ બનાવ ઓથેલોના સંબંધમાં બન્યોછે. આ લગ્ન બીજીરીતે કેવું અસ્વાભાવિક હતું, એ વાત સ્થળે સ્થળે કવિ આપણી નજર સન્મુખ રાખેછે, અને આ વખતે પણ એ વાત તાજી કરવા, એક અનુભવી સભાસદ ડેઝડિમોનાની સાથે સારી રીતે વર્તવા ઓથેલોને ભલામણ કરેછે. આવી જાતના લગ્નનું પરિણામ અંતે શું આવેછે એ જોવા આપણે ઉત્સુક બનીએ, એ કેવળ સ્વાભાવિક છે.

અઘોર કૃત્યનો ગર્ભ આ પ્રમાણે પિશાચના હૃદયમાં રહેછે. આવા ગર્ભની પ્રસૂતિ વખતે સૂર્ય અને ચંદ્રનું ગ્રહણ થાય તો તેમાં શું આશ્ચર્ય! અહીં પ્રથમ અંક પૂરો થાયછે.

પરંતુ આ અંક નાટકના બીજા અંકોથી જૂદો પડી જાયછે, અને તેને લીધે નાટકમાં કાળ અને સ્થળની એકતા નથી રહેતી. આ વાત ડૉ. જૉન્સનને નથી રૂચી, અને એ કહેછે કે નાટકમાં આ આટલીજ ખામી છે, બાકી બધી વાતે સંપૂર્ણ છે. તેથી એ સૂચના કરેછે કે પેહેલા અંકને એકાદા પ્રવેશમાં વર્ણનાત્મક કરી નાખ્યો હોત તો ઠીક થાત. આ વાતની ટીકા કરતાં કોલરિજ કહેછે: કોઇ પણ જાતના નિયમો ઉદ્દેશનાં સાધન માત્ર છે; આ નિયમોનેજ વળગી રહી વસ્તુમાં વિરસતા લાવવાની નથી, અને એ ન્યાયે ડાક્તર જોન્સનની આ વાતને એ રદ્દ કરેછે. હડસન તો આવા ફેરફારની હાથ ઘસીને ના કહેછે. એ કહેછે કે જો એમ કરવામાં આવ્યું હોત તો ઓથેલોએ સભાની સમક્ષ કરેલું ભાષણ આપણને ક્યાંથી મળત? ઇયાગોની હરામખોરીના નાના નાના ફણગા જોવાનો અવકાશ ક્યાં રહેત? આ અંકના સર્વોત્તમ ભાગને વર્ણનાત્મક કરી નાખવાથી નાટકમાં વળી વધારે અનિયમિતતા આવત. કારણકે, 'એમ કરવાથી નાટકની મૂળ રચનામાં જ અનિમિયતતા આવી જાત. અને આવા ભોગે દેખીતી નિયમિતતા વ્હોરવાથી શો ફાયદો છે?'

વળી, ઇયાગો, ઓથેલો, ડેઝડિમોના, અને રોડરિગો, એ સર્વની પાત્રતાનાં સ્પષ્ટ બીજ આ અંકમાંજ છે. આ બીજનેજ વિકસાવી આગળ નાટકમાં કવિએ કામ લીધું છે. ડેઝડિમોનાનું લગ્ન અને તેમાંથી ઉપજતું ફળ નાટકનું મુખ્ય કાર્ય છે. ફળની અસર શ્રોતાનાં હૃદય ઉપર ચોંટે, એટલામાટે લગ્નની અસર પણ સારીપેઠે ચોંટવી જોઇએ, નહિ તો કાર્ય કારણની યોગ્યતા સચવાય નહિ. વર્ણનરૂપે એની કેવી અને કેટલી અસર થાય એનો ખ્યાલ આપણને સહજમાં આવી શકે તેમ છે, અને તેથી આ અંકની આવશ્યક્તા છે.

કરતાં ડેઝડિમોનાને મેળવવાના પ્રયાસમાં માથું જાય, તો તે ઠીક!— રાક્ષસનો ઉપદેશ આવો છે.

રોડરિગોના શા ભાર કે આ સેતાનના પંજામાંથી છૂટવા પામે. એ તો 'મા'જન માબાપ છે, પણ ગરીબ વાણીયાની ખીલી ન ખટકે' એવા વાણીયાના ખાતામાંપડ્યા જેવું છે. એકવાર એવા વાણીયાના ખાતામાં પેઠા કે પછી ઘરબાર ગયે છૂટકો. એ પ્રમાણે, ઘરબાર વેચી પૈસા એકઠા કરી, સુંદર અને સદ્‌ગુણી હરણીના શિકારે બેવકુફ રોડરિગો સાઈપ્રસ ઉપડી જાયછે. ઉતાવળનું કામ નથી; કોનો શિકાર થાયછે, એ શેકસપીઅર બહુ સારી રીતે બતાવશે. પણ અત્યારે ઇયાગો મદમાંનેમદમાં આનંદ પામી બોલેછે:—

"આ પ્રમાણે હમેશાં મૂર્ખાઓને મારી થેલી હું બનાવું છું;
ગમત અને લાભ સિવાય, કોઇ બીજા કામને માટે જો હું
મારો વખત ગુમાવું, તો મારૂં મેળવેલું જ્ઞાન દૂષિત થાય."

આવી રીતે, પોતાના શિકારને ભોળવી એને ઉંડા ખાડામાં ઉતારી ઉપર ઉભો રહી જેમ સેતાન હસે, તેમ રોડરિગો ઉપર મેળવેલા વિજયથી હરામખોર હસેછે. હરામી ઇયાગો હરામખોરીની ખાતર હરામખોરી કરેછે. ઓથેલોને એ ધિક્કારે છે, કારણકે પોતાની સ્ત્રીની સાથે એણે અનીતિ કરીછે, એમ લોકો કહેછે, તેથી એને વેહેમ પડયોછે. એ ખરૂં છે કે ખોટું, એ જાણવાની એને દરકાર નથી. એ સાચું છે એમ ધારી શામાટે એણે એનું વેર ન લેવું? ઓથેલોને એના વિષે ઉમદા અભિપ્રાય છે, તો એ અભિપ્રાયને પણ વેર લેવામાં એ મદદે બોલાવેછે. રાક્ષસ દુષ્ટ યોજના ઘડી કાઢેછે. થોડા વખત પછી ઓથેલોને ભંભેરવો કે એની સ્ત્રીનો પ્રેમ તો કૅશિયો ઉપર છે. કૅશિયો દેખાવડો છે, એટલે વાત સંભવિત છે; અને ઓથેલો ભોળો છે, એટલે એ પણ માનશે.—

સનાં વાહાણનાં પાટીયાં મજબૂત હોવા છતાં, તોફાનને લીધે કૅશિયો અને ઓથેલો છૂટા પડી જાયછે, અને કૅશિયો ડેઝડિમોનાની પણ પેહેલાં બંદરે આવી પોહોંચે છે. કૅશિયો પોતાના પ્રિય સરદારની પત્નીનો ઉત્સાહભેર સત્કાર કરેછે. ઓથેલો નથી આવ્યો એ જોઇ ડેઝડિમોનાને ચિંતા થાયછે. આનંદ કરવાની ખાતર વાત નીકળતાં સ્ત્રીઓની વાત થાયછે, અને ઇયાગો 'ખરાબમાં ખરાબ સ્ત્રીને સારામાં સારી' કહેછે. ડેઝડિમોના જેવી ખરેખરી સુબાળાનું વર્ણન કરી એ કહેછે કે એવી સ્ત્રીઓ તો માત્ર છોકરાં રાખવાના અને ઘરનો હીસાબ નોંધવાનાજ કામની છે. કોલરિજ કહેછે : "સ્ત્રીઓની નિંદા શેકસપીઅર હરામખોરોનાજ મ્હોંમાં મૂકેછે, એ ખરેખર એમની મોટામાં મોટી પ્રશંસા છે." ડેઝડિમોનાની દિવ્ય હાજરીથી ઉન્નત બનેલો કૅશિયો સામાન્ય વિવેકમાં પ્રવૃત્ત રહેછે. દરમિયાન, આ વિવેકને જ એના વિનાશનું કારણ બનાવી દેવા રાક્ષસ મનમાં યોજના ઘડવા માંડેછે. 'ચોરને ચાર આંખો હોય' એ આનું નામ. કોઇ પણ વાતને હરામખોર પોતાના ઉપયોગમાં લીધા વિના રહેતો નથી. એવામાં ઓથેલો આવી પહોંચેછે.

ડેઝડિમોનાના પાણિગ્રહણથી પોતાને કૃતાર્થ માનતો ઓથેલો પોતાની પેહેલાં એને આવેલી જોઇને હર્ષના ઘેનથી ઘૂર્ણાયમાન બની ડોલવા લાગેછે. સમુદ્રમાં બહુ મોટું તોફાન એને નડયું છે, પણ એવા તોફાનનો આવો બદલો મળતો હોય તો, એવું એક નહિ, પણ અનેક તોફાનો ભલે આવે, એવો શૂરવીર હૃદયનો ઉદ્‌ગાર છે. જો હમણાંજ મરવાનું હોય તો એ મૃત્યુ સુખદાયી કહેવાય. કારણકે 'મારા આત્માનો આનંદ એવો સંપૂર્ણ છે કે અજાણ્યા ભવિષ્યમાં એની જોડી નહિ હોય એવી મને ધાસ્તી રહેછે.' બેકન કહેછે તે પ્રમાણે જ્યારે બહુજ થોડી વસ્તુઓની હૃદયને અપેક્ષા રહેછે, પણ ધાસ્તી ઘણી વસ્તુઓની રહેછે, એવી મનની દુઃખદ સ્થિતિએ એ પોહોંચ્યોછે. મનુષ્યના જીવનમાં પણ

બીજો અંક સાઇપ્રસમાં ખુલેછે. પેહેલા અંકમાંથી એક સ્પષ્ટ વાત આપણને મળી આવીછે કે ઇયાગો ઓથેલોને અંતરમાંથી ધિક્કારે છે, અને છતાં એના ઉપરજ ઓથેલોનો સંપૂર્ણ વિશ્વાસ છે; નહિ તો ઇયાગોનાજ વળાવામાં ડેઝડિમોનાને એ કેમ સોંપી જાય? ઇયાગોના અંતરથી બિચારો ઓથેલો તદ્દન અજાણ છે; દરમિયાન ઓથેલોના વિશ્વાસનો ખરાબમાં ખરાબ ઉપયોગ કરવાનો આ હરામખોરનો વિચાર છે. એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની છે. ડયૂકની સૂચના પ્રમાણે જો ડેઝડિમોના પોતાના પિતાને ત્યાં રહી હોત, તો પાછળથી બનેલા બનાવમાંથી એ બચી જાત. પણ એ વાત કોઇને પસંદ પડી નથી, અને નથી પડી તેમાં આપણને પણ કેવળ વાસ્તવિક્તા લાગેછે.

હવે, હુકમ પ્રમાણે ઓથેલો અને કૅશિયો સાઇપ્રસ તરફ એકદમ રવાના થઇ જાયછે. ઇયાગો, ડેઝડિમોના અને ઇમીલિયા પણ પાછળથી જૂદા વાહાણમાં ઉપડી જાયછે. પરંતુ દરીઆમાં જબરૂં તોફાન થાયછે. પર્વત જેવડાં પાણીનાં મોજાં આભને અડકવા પ્રયત્ન કરતાં હોય એમ જણાય છે. ખળભળી ગયેલો સમુદ્ર જાણે વાદળાંને પાણીના પથરા મારતો હોય એમ લાગેછે. આવા તોફાનની સામે જેવા તેવા વાહાણનાં પાટીયાં ટક્કર ઝીલી શકે નહિ, અને તુર્ક લોકોનો કાફલો નાશ પામેછે. આવી રીતે તુર્કોની ચડાઇ તરફ વળેલાં મનને પાછાં ખેંચી કવિ નાટકના કાર્યમાં વાળેછે.

કુદરતનાં તોફાની તત્ત્વો પણ દિવ્ય ડેઝડિમોનાની હાજરીમાં દબાઇ જાયછે. ભયંકર તોફાન, ઉછળતો સમુદ્ર, પવનનું વાવાઝોડું, પાણીની અંદર ઢંકાઇ રહેલા ઇયાગોના હૃદય જેવા ક્રૂર અને ભીષણ રેતીના ઢગલા અને ખરાબા, એ સર્વ સ્વભાવથી ક્રૂર હોવા છતાં ડેઝડિમોનાની દિવ્ય હાજરી આગળ પોતાની ક્રૂરતા વિસરી જાયછે, અને ઓથેલો પેહેલાં સાઇપ્રસમાં એ આવેછે. માત્ર હરામખોરનુંજ હૃદય પીગળતું નથી. વેનિ-

આ દંપતીના સુખનો કેમ વિનાશ કરવો એજ ઉદ્દેશ હવે ઇયાગોના જીવનને રહેછે; અને એમાં કૅશિયોને બરતરફ કરાવવાનું કામ એ હવે હાથમાં લેછે. બીજાને હાથે કામ કરાવી, પોતે તો તટસ્થ રહેવું, એ હરામખોરોનો સામાન્ય સિદ્ધાંત છે, તેથી રોડરિગોને સમજાવી એ ઉશ્કેરેછે.

રોડરિગો ગયા પછી, ઇયાગો પોતાના અંતરને તપાસેછે: અને એમાં પોતાના અંતરને પણ છેતરવા મથતો એ જણાયછે. વેહેમી માણસને કોઇનો વિશ્વાસ આવતો નથી, એટલુંજ નહિ, પણ પોતાના અંતઃકરણનું કહેલું પણ એ માનવાની ના પાડેછે. કૅશિયોનો પ્રેમ ડેઝ-ડિમોના ઉપર હોય તો ભલે; અને એમછે એમ માનવું હોય તો તેમાં એનું અંતઃકરણ ઝાઝી રકઝક કરતું નથી; પણ ડેઝડિમોનાનો પ્રેમ કૅશિયો ઉપર છે એ વાત માનવાની અંતઃકરણ ચોખ્ખી ના પાડેછે, ત્યારે ઇયાગો એને કહેછે: 'તું શું સમજે? એ પણ માનવા જેવું છે.' મૂરને ડેઝડિમોના અત્યંત વાહાલી છે, અને અંતે 'પ્રિય સ્વામી' એને નીવડે એવો છે. વાત હવે એમ બની કે હરામખોરને પણ ડેઝડિમોના ઉપર પ્રેમ પ્રદીપ્ત થયોછે. પણ એના પ્રેમનું કારણ જરા વિચિત્ર છે, અને એ કારણ એ પોતેજ ન કહેત તો આપણા ધ્યાનમાં ઉતરવું પણ મુશ્કેલ છે. સામાન્ય રીતે પુરૂષને સ્ત્રી ઉપર પ્રેમ થવાનું કારણ મોહ હોયછે; પણ ઇયાગોના પ્રેમનું કારણ વેર છે. મૂર ઉપર એને જે વેહેમ છે, તે વેહેમનો વિચાર એના આંતરડાને પણ ખોતરી ખાયછે; અને તેથી 'સ્ત્રીને બદલે સ્ત્રી' લીધા વિના એને જંપ વળવાનો નથી. વેરના કારણે પ્રેમ કરવામાં દોષ નથી, પણ મોહના કારણે પ્રીતિ કરવામાં પાપ છે,— આવી ફિલસુફિ આ રાક્ષસની છે. પરંતુ ડેઝડિમોનાને ચલિત કરવાનું કામ સેહેલું નથી, એમ તો એ પણ જાણતો જણાયછે; તેથી, કાંઇ નહિ તો છેવટે બંનેની વચ્ચે વેહેમનું ઝાડ એવું ઉભું કરવું

ભરતી અને ઓટ હોયછે. સઘળી વસ્તુને આરંભ, વૃદ્ધિ અને અંત હોય છે. સુખમાં પણ એ સુખ જવાની ધાસ્તી રહે, એ સુખની ટોચે પહોંચ્યા પછી બનેછે. ઓથેલો સુખના શિખરે પહોંચ્યોછે; અને તેથી જ અત્યંત હર્ષ અને સંતોષની વચ્ચે પણ અંતરના ઉંડા ભાગમાંથી આમ ધાસ્તીનો રણકારો ઉઠેછે.

અને છતાં, આલિંગન ઉપરાઉપરી આપતાં એ કહેછે કે જો દુઃખ આવવાનું હોય તો આવુંજ આવજો. બિચારો ઓથેલો પ્રેમના ઉદ્ગાર કાઢેછે, પણ કુદરત હસેછે, અને એના મોંહે માગેલુંજ આપેછે; અર્થાત્, દુઃખનો પ્રસંગ એને કલ્પનામાંથી જ આવેછે. 'બાઉ આવ્યો' તો કહે 'આ રહ્યો' એ આમ બની જાયછે. પરંતુ એ 'બાઉ'માંથી નિર્દોષ દંપતીનું રક્ષણ કરવાને વાત્સલ્યની મૂર્ત્તિ રૂપે કોઇ હાજર નહોતું, ઉલટું કાંડે ઝાલીને બાઉને સોંપી દેવા સાવકી માના ઝેર જેવી ક્રૂર ઇયાગોની ઇર્ષ્યા તૈયાર ઉભી છે, અને પ્રસંગનીજ રાહ જુએછે. ઓથેલોનો આવો પ્રેમ જોઇ સર્પ ઉલટો છંછેડાઇ પુંફાટો મારેછે અને એમનાં સુખનો વિનાશ કરવાની ચોક્કસ ગાંઠ મનમાં વાળેછે. મિલ્ટનના સેતાન કરતાં પણ ઇયાગો વધારે ઘાતકી છે. કારણકે આદમ અને હવાને પ્રથમ જ્યારે એણે સ્વર્ગમાં જોયાં, ત્યારે દયાની સેહેજ લાગણી પણ એને થઇ આવી હતી.

Ah, gentle pair, you little think how nigh
Your change approaches, when all these delights
Will vanish, and deliver ye to woe;
More woe, the more your taste is now of joy.

પરંતુ દિવ્ય ડેઝડિમોનાની હાજરીમાં ઇયાગોના દુષ્ટ વિચારો એક ક્ષણ પણ એને છોડી દેતા નથી.

અધમ અને પાપી અંતઃકરણ, જે વખતે અધમમાં અધમ વિચારથી પરિવૃત્ત છે ત્યારે પણ, મુખે ગાયન ગાઇ શકે, કરડતી વખતે પણ સર્પ સ્નેહ બતાવી શકે, ગળે નખ ભરાવતી વખતે પણ મગર દિલગીરીનાં આંસુ પાડી શકે, મારતી વખતે પણ હરામખોર હસતુ મ્હોં રાખી શકે, એ કુટિલ નીતિની કુશળતા ઇયાગો કે સેતાનનાજ આચરણમાં આવી શકે. પ્યાલા ઉપર પ્યાલા પીવાયછે, અને તેની અસર કૅશિયોના નિર્બળ મગજ ઉપર થવા માંડેછે. હરામખોરે તૈયારી કરી રાખીછે તે પ્રમાણે, છીંડાં શોધતા કૅશિયોને રોડરિગો ખીજવેછે ; અને ઉશ્કેરાઇ ગયેલો કૅશિયો તલવાર ખેંચેછે. ઇયાગો અને મૉન્ટેનો વચમાં પડેછે, અને રોડરિગો નાસી જાયછે. વાતવાતમાં પીધેલો કૅશિયો મૉન્ટેનો સાથે લડી પડેછે; અને હવે કૅશિયોનું દુર્દૈવ લડાઇના મોટા ઘંટના અવાજ રૂપે આખી આલમને પોકારી ઉઠેછે. બળવાની બૂમ રાત્રીના શાંત વખતે ઉઠેછે, શેહેર ખળભળી જાયછે, અને બીછાનામાંથી ઉઠી ઓથેલો કજીયાને સ્થળે આવેછે. સ્વાભાવિક રીતે જ કજીયાનું કારણ ઓથેલો પૂછેછે. પરંતુ રોડરિગો નાશી ગયોછે, મૉન્ટેનો જખમી થયોછે, અને શરમનો માર્યો કૅશિયો તો અવાચક બની ગયોછે, જેથી હકીકત જણાવવાનું કામ સુંવાળા સાપ જેવા ઇયાગોને માથે આવી પડેછે. ઢોંગી પિશાચ આ તકનો ઉપયોગ કરી નિર્દોષ દોષિતનો ઘડોલાડવો કરી નાખેછે. કૅશિયોનો મિત્ર બની કૅશિયોની તરફદારી કરેછે, અને છતાં જડમૂળથી એનો ઉચ્છેદ થઇ જાય એવું એ બોલેછે. અહીં ઇયાગોનું ભાષણ ધ્યાનથી અવલોકવા જેવું છે. કૅશિયોનો મિત્ર એ બનેછે, અને તેથી એ કહેછે કે એના મિત્રનું બૂરૂં બોલવા કરતાં એની જીભ તાળવામાંથી ખેંચી કઢાય તો સારૂં; તોપણ એ કહેછે કે સત્યની ખાતર એને સાચું બોલવું પડેછે, અને પછી યુક્તિ પૂર્વક વાત કહેછે.

આ ભાષણમાં બે વાત લક્ષમાં લેવા જેવી છે. એક તો રોડરિગો ઇયાગોનોજ પ્રેરેલો હતો, અને છતાં એનું નામ પણ વાતમાં ક્યાંય

કે ગમે તેટલા વિચારે એ ઝાડ પછી એમની વચમાંથી ન ખસે. આટલા- માટે એ કૅશિયોની પુઠ પકડેછે. પણ કૅશિયોએ એનો કંઇ અપરાધ કર્યો છે?—આવો પ્રશ્ન એનું અંતર એને કરેછે, તો પ્રત્યુત્તરમાં એ કહે છે: 'એ રૂપાળો છે, તેથી ઇમીલિયાના સંબંધમાં એને એની ધાસ્તી રહેછે.' તેથીજ મૂરની સાથે એને અથડાવી મારવો, અને મૂરને ઉલટો ઉપકારી બનાવવો, એમ એ કહેછે. હરિ હરિ! માણસ પોતેજ પોતાનો દુશ્મન થાયછે; અને એ વાત વેહેમીના સંબંધમાં જેવી સાચી માલમ પડેછે, તેવી બીજે કયાંય સિદ્ધ નથી.

બીજા પ્રવેશમાં ઓથેલો મહોત્સવ પાળવાનો ઢંઢેરો પીટાવેછે. દુશ્મનોનો નાશ થયોછે, અને ઓથેલોનાં લગ્ન થયાંછે, તેની બેવડી ખૂશાલીમાં સાર્વજનિક મહોત્સવ પાળી આનંદમાં દિવસ ગાળવાની સર્વને છૂટ મળેછે. પરંતુ નાટકના કાર્યમાં એ બીજી રીતે સહાય કરેછે. આવી સામાન્ય પરવાનગી ન મળી હોત તો, કદાચ કૅશિયો આવી સેહેલાઇથી ઇયાગોના કપટનો ભોગ થઇ પડત નહિ.

ત્રીજા પ્રવેશની શરૂઆતમાં ચોકીની સંભાળ રાખવાનું ઓથેલો કૅશિયોને કહેછે, અને મર્યાદામાં રહી આનંદ કરવાની શિખામણ આપેછે; અને પછી પોતે ડેઝડિમોનાની સાથે જતો રહેછે. એટલામાં ઇયાગો આવેછે, અને કૅશિયોને દારૂ પી આનંદ કરવાનો એ આગ્રહ કરેછે. વિવેકશીલ કૅશિયો ઇયાગોના સત્કારનો અનાદર કરી શકતો નથી. સાઇપ્રસના યુવાનો તેની સાથે દારૂ પીવા પ્રવેશ કરેછે. પ્યાલા ઉપર પ્યાલા ભરાયછે અને પીવાયછે. સરદારની સલામતી લેવાયછે, અને ઉત્સાહી કૅશિયો એ પ્યાલાનો ઉત્સાહપૂર્વક સત્કાર કરેછે; અને *हृद्याः प्रसन्ना इव गूढ [नक्राः] જેવો ઇયાગો જાણે મનમાં કાંઇ ન હોય તેમ સુખેથી સુખે ગાયન ગાયછે:—

ટિંક બજાવું છું ટિંક ટિંક, ટિંક બજાવું છું ટિંક,

* રઘુવંશ.

કંઇક આકૃતિ ધારણ કરવા લાગી છે. થડે પેટે એ કહેછે કે હવે બે બાબતો એને કરવાની છે. એક તો, કૅશિયોની ભલામણ ડેઝડિમોનાને એની વહુએ કરવી; અને પોતાની સ્રીને પ્રેરવાનું કામ પોતેજ માથે લેછે. મૂરને રસ્તામાંથી વેગળો લઇ જવો, અને જ્યારે ડેઝડિમોના સાથે કૅશિયો વાત કરતો હોય ત્યારે એકદમ એને ત્યાં લાવવો, અને તેમાંથી વેહેમનો પ્રસંગ ઉપજાવવો, આ બીજું કામ છે, અને એ કામ ત્વરાથી કરવા એ રંગભૂમિ ઉપરથી ચાલ્યો જાયછે.

આ પ્રમાણે કાર્યના તંતુઓ બીજા અંકમાં વણાઇને તૈયાર થાયછે. ત્રીજા અંકમાં આ તંતુઓ શાળે ચડી જાળમાં રૂપાંતર પામેછે. આ જાળ ઓથેલોને માથે ઓઢાડી દેવામાં ઇયાગો કેવી ચાલાકી વાપરેછે, એ આપણે આગળ ચાલતાં જોવાનું છે.

સદ્ગુણી કૅશિયોને પોતાના દૂષણની એવી શરમ આવેછે કે ઓથેલોને મોંહુ બતાવતાં પણ એ શરમાયછે, અને છતાં એની પાસેથી પોતાની અમલદારી એને પાછી મેળવવી છે. આટલામાટે ડેઝડિમો-નાને અરજ ગુજારવાની ગોઠવણ એને પસંદ આવીછે. આ કામમાં કેવળ ભલો ઇયાગો એને મદદ પણ કરેછે. ઇમીલિયાને એ મોકલેછે; ઇમીલિયા કૅશિયોની વાત ધ્યાનમાં લઇ ઘણી ખૂશીથી પોતાની બાઇ પાસે મોકળે મને બોલવાનો પ્રસંગ ઉપજાવી દેવાનું કબુલ કરેછે.

દરમિયાન, કિલ્લાનું બાંધકામ જોવા ઓથેલો બાહાર જાયછે, અને ઇયાગોને ત્યાં આવી મળવાનું એ કહી જાયછે. ઉલરિસિ કહેછે: 'માત્ર ત્રીજા અંકનો બીજો પ્રવેશ નકામા જેવો લાગેછે, અને તેના વિના બહુ સારી રીતે ચલાવી શકાય તેમ છે.' એટલે આ બીજા પ્રવેશની જરૂર નહોતી, એમ કહેવાનું એનું તાત્પર્ય છે. મને એમ નથી લાગતું. ઇયા-ગોએ ઓથેલોને વચમાંથી ઘડીક વેગળો કરવાની સૂચના અગાઉ કરીછે એ

આવતું નથી. રોડરિગોની પછવાડે એ પકડવા દોડયો, અને પછવાડેથી કોઇએ ઘંટ વગાડવા માંડયો, એટલું એ સાવ જૂઠું બોલેછે. પરંતુ આ બે નાની સરખી વાતથી વાત કેવી રીતે બદલાઇ જાયછે, એ સહજ સમજાય તેવું છે. કૅશિયોનો વાંક એકવાર સ્પષ્ટ કર્યા પછી, એની કાંઇક તરફદારી કરવાથી ઓથેલોના મન ઉપર એની કેવી અસર થશે તે ઇયાગો સારી રીતે સમજેછે. ઓથેલો ઉપર ધારી અસર થાયછે. એટલામાં ડેઝડિમોના આવેછે. પોતાની પ્રિયાની નિદ્રાનો આમ ભંગ કરાવનારને ઓથેલો બરાબર સજા કરેછે, અને કૅશિયોને અમલદારીથી બરતરફ કરેછે, અને ઇયાગો અને કૅશિયો સિવાય સર્વ જાયછે.

શુદ્ધિ આવ્યા પછી હવે કૅશિયોને પોતાની આબરૂનો શોચ થાયછે; અને દારૂને હજાર હજાર ફિટકાર આપેછે. જાણીજોઇને માણસો દુશ્મનને પોતાના ઘરમાં ઘાલેછે, દારૂથી થતી બૂરી દશા પ્રત્યક્ષ છે છતાં જાણીબુજીને માણસો પીએછે, એ જોઇ એના દરેક તત્વને એ પિશાચ કહેછે. કૅશિયોની આવી દિલગીરીમાં પણ ઇયાગો પોતાનો સ્વાર્થ સાધવા ચૂકતો નથી, અને કૅશિઓએ રોડરિગોને ઓળખ્યો નથી એમ એ જાણી લેછે. કજીયાને વખતે ડેઝડિમોના આવી હતી એ વાત સ્મરણમાં રાખી, ઇયાગો કૅશિયોને પોતાની પદવી પાછી પ્રાપ્ત કરવા સલાહ આપેછે. આ સલાહ કૅશિયોને ગમેછે, અને તે પ્રમાણે ચાલવાનું કબુલ કરી ત્યાંથી જાયછે.

આ પ્રમાણે ઇયાગોનું ધાર્યું પાર પડતું જાયછે, અને તેથી એના પ્રપંચ પણ ઉંડા ઉંડા જતા જાયછે, અને સદ્ગુણને દુર્ગુણ બનાવવાની ગોઠવણ એ ઘડતો જાયછે. એટલામાં રોડરિગો આવેછે. બેવકૂફ છતાં, પોતાના કામમાં ઢીલ થતી જોઇ રોડરિગો વેહેમી થતાં શીખેછે. અહીંઆં પણ રાક્ષસ એને કેવી રીતે પાછો વાળી લેછે, એ સર્વથા અવલોકવા યોગ્ય છે. અંતે શાંત બની રોડરિગો જાયછે. રાક્ષસની યોજના હવે

કૅશિયોને આમ નાશી જતો જોઇને ઇયાગો અસંતોષનો ઉદ્દગાર કાઢેછે. ઓથેલો પુછેછે કે એ કૅશિયો નહોતો ? ઇયાગો કહેછે કે એ કૅશિયો કેમ હોઈ શકે ? કૅશિયોજ હોય તો, આપને આવતા જોઇને એ શામાટે નાશી જાય ? પણ નજરે જોયેલી વાતને પ્રમાણિક માણસ કેમ ખોટી માની શકે ? અહીંથી ઓથેલોના અંતરમાં વિચાર અને વસ્તુમાં ભેદ પડવા માંડેછે. એ કૅશિયોજ હતો, એ વાત સાચી હતી, પણ એ શામાટે ગયો એ વિચાર ખોટો છે. ઇયાગોને સાચી વાતમાંથી ખોટા વિચાર ઉભા કરવાછે. તેથી પ્રથમ પ્રસંગેજ ઓથેલોને એ આવી રીતે ભ્રમણમાં નાખેછે. ઇયાગો આ પદ્ધતિનેજ છેવટ સુધી વળગી પોતાનું કામ કરેછે, અને તેમાં બિચારો ઓથેલો કેવી રીતે સપડાતો જાયછે, એજ અવલોકવાનું છે.

કૅશિયો જાયછે, અને ડેઝડિમોના આવી એને પાછો બોલાવવાનો ઓથેલોને આગ્રહ કરેછે. ઇયાગોના વચને ઓથેલોના અંતરમાં સેહેજ ચટપટી ઉભી કરી જણાયછે, અને કંટાળેલા અમલદારની માફક અરજદારની અરજ સ્વીકારી એને હાલ એકાંત આપવાનું એ કહેછે. ડેઝડિમોના જાયછે. અને ઓથેલો બોલી ઉઠેછે:—અનુપમ લુચ્ચી ! તારા ઉપર મારો પ્રેમજ છે, ભલે મારો આત્મા નરકમાં જાય ! અને જ્યારે હું તારા ઉપર પ્રેમ નહિ રાખું, ત્યારે અપૂર્વ અંધાધુની આવેછે. નાટકનું મધ્ય બિંદુ આ છે. અહીંથી ઓથેલોનું હૃદય બદલાવા લાગેછે. 'જે વિચાર એના હૃદયને ભ્રષ્ટ કરેછે', તેની શરૂઆત અહીંથી છે. કુલીન હૃદયના ઐશ્વર્યનો ભંગ થવાની શરૂઆત આમ થવા માંડેછે.

વસ્તુ, વિકાર, કાર્ય, અને પાત્રોની પાત્રતા આપણી નજરે પરિપક્વ થઇ ચુકયાંછે, તે અહીંથી હવે અમુક ઉદ્દેશેજ આગળ વહેવા માંડેછે. શેકસપીઅરની કૃતિ આ નાટકમાં અપ્રતિમ છે, અને તેનું કૌશલ અદ્વિતીય છે. આ ત્રીજો પ્રવેશ એકજ એની સમગ્ર શક્તિના સૂચન રૂપ

વાત ખરી છે, પણ આ પ્રવેશ કાર્ય રૂપે એ સૂચનાને પ્રત્યક્ષ કરી બતાવેછે. ઓથેલોને આવી રીતે વેગળા કરવાનું કાર્ય નાટકમાં કેટલું અગત્યનું છે તે કહેવાની જરૂર નથી. આ કાર્ય ગમે તેવું દેખીતું નાનું લાગેછે છતાં, આજ કાર્ય નાટકના મુખ્ય કાર્યનું પ્રબળ બીજરૂપ છે, અને તેનું અંતરસ્થ કારણ છે.

હવે ઇમીલિયાની ગોઠવણથી કૅશિયો ડેઝડિમોનાને મળેછે. કૅશિયોના ખરેખરા પશ્ચાત્તાપથી ડેઝડિમોનાના હૃદયમાં સાત્વિક ઉમળકો આવેછે, અને ઉત્સાહભેર એનું અંતઃકરણપૂર્વક સાંત્વન કરેછે. ગરજુ માણસને પોતાનું કાર્ય થવાની અધીરાઇ છેવટ સુધી રહેછે, અને કૅશિયોને પણ એવી અધીરાઇ આવતી જોઇ, ડેઝડિમોના એનું વકીલાતનામું લેછે, અને પોતાના જીવને સાટે પણ એનું કામ પાર પાડી દેવાનું વચન આપેછે, અને અંતે બનેછે પણ એમજ. અફસોસ! અફસોસ! બિચારી નિર્દોષ બાળાને કયાંથી ખબર પડે, કે પોતાના જીવની ખુવારીનો જ રસ્તો એથી ગ્રહણ થાયછે. મોલ્ટન કહેછે: "વસ્તુ સંકલનાની વિશેષ માહિતી આપણને ન હોય, તોપણ એની ઉત્સાહી અનુવૃત્તિમાં આપણને ભયનો રણકારો લાગી આવેછે." ડેઝડિમોના કહેછે:—તમારા મનમાં વિશ્વાસ રાખજો કે, જ્યારે હું મિત્રતાની પ્રતિજ્ઞા કરૂંછું, ત્યારે આખર સુધી હું એ બજાવુંછું: મારા સ્વામીને કદિ વિસામો નહિ મળે; જાગ્રત રાખીને હું એમને વશ કરીશ; બોલીબોલીને એમને હું થકવી દઇશ; બિછાનું એમને શાળા લાગશે, ભોજન સમય કબુલતનો બનશે; જે જે એ કરશે એમાં કૅશિયોની અરજ હું ગુંથી દઇશ.—નિર્દોષ પ્રાણી આ પ્રમાણે પોતાની નિર્દોષતાના વહનમાં તણાયું જાયછે.

એવામાં ઓથેલો દૂરથી પ્રવેશ કરેછે. પોતાના સરદારને આવતો જોઈ કૅશિયો શરમનો માર્યો ત્યાંથી સટકી જાયછે. આ વાત ઇયાગોને અત્યંત અનુકૂળ થઇ પડી; અને અહીંથી હવે ઈયાગોની અદ્ભુત ચાલાકી શરૂ થાયછે.

નવાઇ નથી. ઇયાગો પ્રમાણિક દેખાયછે, અને ઓથેલો એને એવો ધારેછે. મનુષ્યો જેવાં દેખાયછે તેવાંજ હોવાં જોઇએ, એ ઓથેલોનો સિદ્ધાંત છે. પરંતુ 'જેવાં મનુષ્યો દેખાયછે તેવાં એ ન હોય, તો તે કાંઇ દેખાતાં જ ન હોય તો સારૂં', કે બીજા એનાથી ન છેતરાય—આવો બારીક પક્ષ પાછો ઇયાગો ઉભો કરેછે, અને તેમાં પોતાને સાચવી, કૅશિયોનેજ પોતાનું વચન લાગુ પડે એવી રીતે બોલેછે, એજ હરામખોરની હરામખોરીની અવધી છે. બિચારો ઓથેલો આંતરજીવનમાં આંધળો છે, અને વસ્તુ-સ્થિતિનું નિરૂપણ કરવાની તેનામાં શક્તિ નથી. માત્ર બાળકની માફક એની જીજ્ઞાસા ઉશ્કેરાયછે, અને ઇયાગોના મનના વિચાર જાણવાનો આગ્રહ કરેછે. ઇયાગો ઓથેલોની જીજ્ઞાસાને ઉશ્કેરી તીવ્ર બનાવવા આનાકાની કરેછે; અને પ્રસંગોપાત્ત પોતાને સાચવી રાખવાની બારીઓ મૂકી છેવટે ઓથેલોને કહેછે કે એ વાત જાણવામાં માલ નથી; તેમાં તમને સુખ નહિ રહે. આ સૂચનથી ઓથેલોના અંગમાં અગ્નિ લાગેછે; અને ઇયાગોને આગ્રહ કરેછે. હવે રાક્ષસ 'આબરૂ' ઉપર ભાષણ આપેછે, અને ઓથેલો વધારે વધારે ઉશ્કેરાતો જાયછે. આ જોઇ રાક્ષસ 'ખોટા વહેમ'થી સંભાળવાની શિખામણ આપેછે. ઓથેલોના હૃદયમાં હવે ખળભળાટ થઇ રહેછે. રાક્ષસ સંતોષી રહેવાની સલાહ આપેછે; અને ઇશ્વર એની આખી જાતને એવા વેહેમમાંથી બચાવે, એવો ઉદ્ગાર કાઢેછે. પહાડ જેવો માણસ ઇયાગોના આગળ બાળક બની ખીજાઇ જઇ પછાડા મારેછે. તથાપિ આ પછાડામાં પણ ઓથેલોનો કુલીન સ્વભાવ તરી આવેછે. એ કહેછે:

'એ રૂપાળીછે, પરોણા ચાકરી કરવામાં તત્પરછે,
માણસવલી છે, બોલવે છુટી છે, ગાયછે,
બજાવેછે, અને નાચેછે, એમ કહેવાથી મને
વેહેમ આવશે એમ સમજવું નહિ'.

છે. ગમે તેટલા વિવેચનથી શેકસપીઅરના આ નાટકના વિવેચનનો અંત આવી શકે તેમ નથી.

આ ત્રીજો પ્રવેશ સૂચન-પ્રવેશ (Suggestion-Scene)ના નામથી પ્રસિદ્ધ છે. જેટલે દરજ્જે અહીં શેકસપીઅરની કલા સમજની બહાર છે, તેટલે દરજ્જે ઇયાગોનું કપટ-કૌશલ પણ પૃથક્કરણની બહાર રહેછે. મૂળ વાતનું ગર્ભિત અને ગૂઢ સૂચન, સીધા જવાબ આપવાની તેની આનાકાની, દરેક વસ્તુને અને વાતને પોતાની વૃત્તિને અનુકૂળ કરી બતાવવાની તેની શક્તિ, શબ્દે શબ્દે તેનો દંભ, બોલવાની રીતભાત, અને તેના અભિનય, એમાંનું કશું શબ્દો લખીને સમજાવી શકાય તેમ નથી. દરેક રસિક વાંચનારે સહૃદયતાથી આ પ્રવેશ વાંચી તેનો અનુભવ પોતાની મેળેજ કરવાનો છે. ઓથેલોના હૃદયમાં ઇયાગો કેવી રીતે વેહેમ ઉભો કરેછે, આ વેહેમનું વિષ ધીમે ધીમે એ કેવી રીતે પીવા માંડેછે, અને છેવટે એની રગેરગમાં એ વિષ પ્રસરી જઇ કેવી રીતે એના આખા હૃદયને ધ્રુણાવી નાખેછે, અને છતાં ઇયાગો તો સાચનો કટકોજ એને લાગેછે, એ સઘળું બારીકીથી અવલોકવા યોગ્ય છે, સમજાવ્યું સમજાવાય એવું એ નથી. હરામખોરની ઢોંગી આનાકાનીથી છેતરાઇ જઈ, ઓથેલો ઈયાગોને પ્રમાણિક ધારેછે, અને છતાં આવો ઢોંગ અપ્રમાણિક માણસમાં લુચ્ચાઇની નિશાની છે, એમ એ સ્વીકારેછે. અપ્રમાણિક માણસો આવી લુચ્ચાઇ કરેછે એ વાત ઓથેલો જાણેછે, પણ આવો ઢોંગ હોય ત્યાં અપ્રમાણિકતા હોઇ શકેછે, એ વાતનો ઓથેલો વિચાર કરતો નથી. આવી રીતે ઓથેલોનું બાહ્ય-જીવન કુશળ છે, પણ આંતરજીવન એ કેવળ અપૂર્ણ છે. એની આ નિર્બળતા ઇયાગો સારી રીતે જાણેછે, અને એજ ચાવી દાબી ઇયાગો ઓથેલોને ફેરવેછે.

ભલાના સ્વભાવમાંજ ભલાઇ હોયછે, અને બૂરાના સ્વભાવમાંજ બૂરાઈ હોયછે, એ ન્યાયે ઓથેલો ઇયાગોને પ્રમાણિક ધારે તો તેમાં

પછી તેને બેવફા થાયજ કેમ?— એ પ્રશ્ન થયાં પહેલાં પણ રાક્ષસ બીજી દલીલ ખડી કરી દેછે:—

"એના બાપને છેતરીને એ તમને પરણી."

ખરી વાતની ઓથેલોથી કેમ ના કહી શકાય? જે વાત પ્રથમ ડેઝ-ડિમોનામાં સદ્‌ગુણરૂપે આપણને પ્રત્યક્ષ હતી, તેને દુર્ગુણના રૂપમાં હરામખોરે આવી રીતે મૂકી દીધી; અને ઓથેલોને ગળે પણ એ વાત ઉતરવા લાગી. આટલી નાની વયમાં પોતાના પિતાને જે છેતરી શકી, તે ઓથેલોને પણ છેતરી શકે તેમાં શી નવાઇ? નામ તરીકે એણે કૅશિ-ચોને પણ સૂચવી દીધોછે; વેહેમના વિષનો આ પ્યાલો ઓથેલોએ પીધો; અને એ પ્યાલો ઇયાગોએ એને પાયો, તેથી એનો એણે અંત:કરણપૂર્વક ઉપકાર પણ માન્યો.

ડેઝડિમોનાને પ્રત્યક્ષ પૂરાવાથી કોઈ પણ રીતે દોષિત ઠરાવવી એતો કેવળ અશકય હતું. અને જો ઓથેલો એ બાબતમાં મક્કમ રહ્યો હોત, તો સતીનો પાલવ કેવો સબળ છે એ જોવાનો અવકાશ ઓથેલોને રહેત, અને ઇયાગોના બધા પ્રયત્ન અફળ જાત. પરંતુ ઓથેલોની ભૂલ થાય, પણ ઇયાગો ભૂલ કેમ કરે? તો તો એની હુશિઆરી ન લાજે? આ પ્રમાણે વાત બનીછે એવી સાબીતિ આપવાનું વિકટ કામ ઇયાગોને માથે પડવાને બદલે, વાત બની હોયતો તે બનવા જેવી છે, એટલુંજ એને ગળે ઉતારવાની એને જરૂર રહેછે. સંભવિતતાનો આસ આશ્રય લઇ પોતાનું કામ ઇયાગો પાર પાડેછે, અને છતાં પોતે સંભવિતતા-ની જ વાત કરેછે એવું પણ કહેવા એ ચૂકતો નથી, કે જેથી આ સંભ-વિતતાને ઓથેલો તો સાચી જ માને.

આથીકરીને હવે ઓથેલોના હૃદયમાં પ્રેમને બદલે વેહેમ પેઠો. તથાપિ પ્રેમની પ્રબળતા વેહેમ ઉપર ઘડીક વિજય મેળવતી જણાયછે. દિવ્ય ડેઝડિમોનાની હાજરીમાં પ્રેમ પાછો ઉછાળો મારેછે; ઇયાગોના

સદ્‌ગુણ હોય ત્યાં તો આ વસ્તુઓ વધારે દીપેછે એ વાત ખરી છે. પણ અફ્સોસ ! આવી હકીકતથી ઓથેલોને વેહેમ આવવાનો નથી એ વાત ઇયાગો સારી રીતે જાણેછે. જાણીજોઇને એનું સત્યાનાશ વાળી નાખવાનો ખાસ ધંધો આદરી બેઠેલાથી એટલું કેમ અજાણ્યું રહે ? ઓથેલોના સ્વભાવની નિર્બળતા હરામખોર બરાબર સમજેછે. કોઈ કોઈની પછવાડે પડશો નહિ. માણસ માણસનું શું કરી શકતો નથી.

આવી રીતે ડેઝડિમોનાના બાહ્યાચારનુંજ ઓથેલો વર્ણન આપેછે, પરંતુ એના હૃદયની તો એકપણ વાત એ બોલતો નથી. કેવળ અંતરના ભાવ ઉપર પણ સ્નેહ ટકી રહેછે, અને એને સંસારની વિષયજનક વસ્તુઓની અપેક્ષા પણ નથી હોતી, એ વાત કદાચ ઓથેલોને સમજાઈ નથી. આટલી એના પ્રેમમાં ખામી છે, એ આપણે આગળ જોઇશું. પરંતુ અહીંઆં જે વાત ડેઝડિમોનાને લાગુ પડી શકે એવી હતી, તેનો આમ અનાયાસે અનાદર થાયછે. ઈયાગો સારી પેઠે સમજતો હતો કે બાહ્યજીવનમાં ઓથેલો છેતરાવાનો નથી, પણ આંતરજીવનમાં એની નિર્બળતા રહેલીછે, એટલામાટે ગૂઢ સંશયના મોજાં મોકલી એની મતિને મુંઝાવી નાખવાનો એનો પ્રયત્ન છે. સદ્‌ગુણ હોય ત્યાં તો ઉપર કહેલી વસ્તુઓ વધારે દીપેછે એ વાત ખરી, પણ જ્યાં દુર્ગુણ હોય ત્યાં કેમ ? અંતરની વાસનાજ ખરાબ હોય તો તેને કેમ રોકી શકાશે ? આ વાત દૃઢ કરવા એ ડેઝડિમોનાનું નહિ, પણ વેનિસની સ્રીઓનું દૃષ્ટાંત આપેછે. 'કામ અધુરૂં રાખવામાં નહિ, પણ છાનું રાખવામાં તેમની પ્રમાણિકતા સમાએલીછે.' ચકિત થએલો ઓથેલો બિચારો શ્વાસ લઇ જાયછે. આ પ્રમાણે જે દલીલ ઉપર ઓથેલોએ લડવું જોઇતું હતું, તેજ દલીલ ઉપર ઈયાગો પોતાનું કામ દૃઢ કરેછે. અમીરી કુળમાં જન્મેલું અમીર માબાપનું અમીર ફરજંદ ઇચ્છિત સ્વામીને પામ્યા

સારૂં હોવાથી, એનો ધણી માગે તે પહેલાં એવું ભરત લેવરાવી લેવાના ઇરાદાથી પોતાની રાખેલીને એ આપેછે.

દરમિયાન ડેઝડિમોનાની બેવફાઇના વિચારથી ઓથેલોના હૃદયમાં મોટો ખળભળાટ થઇ રહેછે. ઇયાગો બની ગએલી વાતને ખમી ખાવાનો ઉપદેશ આપેછે. ઓથેલો ઉશ્કેરાઇ જાયછે, અને કહેછે કે આમ અધુરી વાત જાણવા કરતાં ન જાણી હોત તો ઠીક. ઇયાગો વિસ્મય બતાવેછે. જે લૂટાયો હોય, તેને લૂટાઇ ગએલી વસ્તુની જાણ થવા ન દો અને એ લૂટાયોજ નથી, એ ઓથેલોની દલીલ છે. ઇયાગોએ એ વાતની એને ખબર કરી ન હોત, તો ડેઝડિમોનાના ગુપ્ત વિષયની એને શી જાણ હતી! કૅશિયોના વિલાસની કોઇપણ નિશાની એણે ડેઝડિમોના ઉપર જોઇ ન હતી. 'ડેઝડિમોનાના સુંદર ગાલ ઉપર ઉગેલાં આલિંગનોને જાણે કૅશિયો જડમૂળથી ઉખેડી લેતો હોય' એવાં આલિંગનની કોઈ પણ નિશાની એણે જોઇ નહોતી. ઇયાગોએ એને એ વાત જણાવી નહોતી, ત્યાંસુધી એના મનને કાંઇ પણ દુઃખ નહોતું. "આખી છાવણીએ એના નાજુક શરીરનો સ્વાદ ચાખ્યો હોત, પણ જ્યાંસૂધી એણે કાંઇ સાંભળ્યુ નહોતું ત્યાંસૂધી એ સુખી હતો. પણ હવે, સંતોષને સલામ! કલગીદાર ઘોડેસ્વારોને, અને મહદ્ આકાંક્ષાનો સદ્ગુણ બનાવનારી મોટી મોટી લડાઇઓને, છેલ્લા સલામ! હણહણતા તોખારને, તીવ્ર રણશીંગાને, આત્માને ઉશ્કેરી મૂકતા નગારાંને, કાનને ભેદી નાખતી ભેરને, બાદશાહી વાવટાને, અને મગરૂરી, ભપકો, અને કીર્તિમંત્ લડાઇનો સઘળો ડોળ-ડમાક, એ સર્વને સલામ! અને, અરે તમે વિનાશકારક સાહિત્યો, જેના કઠિન કંઠમાંથી અમર ઇંદ્રની ભયંકર ગર્જના જેના અવાજ નીકળેછે તેને, છેલ્લા સલામ! ઓથેલોનો ધંધો ગયો!" પહાડ જેવો બળવાન માણુસ બાળક બની હૃદયમાંથી આમ ડસકું બહાર કાઢેછે.

*f*

કપટ રાજ્યમાં પાછો એ આન્દોલન પામેછે. કેવળ વાસનાને તૃપ્ત કરવા ઓથેલોને એ પરણી હોય—નહિ તો સારાં સારાં લગ્નો તજી કુદરતની વિરૂદ્ધ આમ એ કેમ વરતે?—તો એજ વાસનાને તૃપ્ત કરવા લગ્નની પવિત્ર ફરજમાં એ શિથિલ પણ બને, એ રાક્ષસની દલીલ છે. ઓથેલો આ વિષનો ઘુંટડો ગળે ઉતારી જાયછે; ઇયાગોને વધારે જણાય તો એ જણાવવાનું એને કહેછે, એટલુંજ નહિ, પણ તેની સ્રીને પણ એ કામ ઉપર ગોઠવવાનું એ કહેછે. ઓથેલોના હૃદયની કુલીનતાના પતનની આ સ્પષ્ટ નિશાની. કૅશિયોને થોડો વખત નોકરીથી દૂર રાખવાથી શું શું જણાશે, એ સમજાવી હવે ઇયાગો જતો રહેછે. ઓથેલોને ઇયાગો 'સાચનો-કટકો' નજરમાં આવેછે.

ઇયાગો ગયા પછી ઇયાગોની કહેલી વાત ઓથેલોને સાચી લાગે છે. અને એની કલ્પનાથી ઓથેલોના હૃદયમાં ખળભળાટ થઇ રહેછે. ડેઝડિમોનાનું હૃદય એ જોતો નથી, પણ અત્યારસુધી જેનું મુખારવિંદ ચંદ્રની કાંતિ જેવું હતું, તે હવે કાળી શાહીવર્ણું થઈ ગએલું તેને સમજાયછે. એ પરણ્યોજ ન હોત તો સારૂં હતું, એવો વિચાર એને આવેછે. પરંતુ મૃત્યુની પેઠે એ નિર્મિત પણ અનિવાર્ય છે, એમ ધારી મનને વાળેછે. એવામાં ડેઝડિમોના પ્રવેશ કરેછે. ઉકળી ગએલો ઓથેલો પવિત્રતાની મૂર્ત્તિ સમક્ષ મંદ બની ઢીલા જવાબ વાળેછે. ડેઝડિમોના એ મંદતાનું કારણ પૂછેછે. ઓથેલો ઉત્તર આપેછે કે એનું માથું દુઃખેછે. ડેઝડિમોના ઓથેલોનો આપેલો રૂમાલ માથે બાંધવા કાઢેછે, પણ એનાથી ઓથેલોનું માથું દુખતું મટે એમ ન હોવાથી, ઓથેલો લઈ એકકોરે ફેંકી દેછે. આ રૂમાલ ત્યાં પડયો રહેછે. ઇમીલિયા લેછે, અને ઇયાગોને આપેછે. ઇયાગો કૅશિયોના ઉતારામાં એ છાનોમાનો મૂકી આવેછે. કૅશિયોને એ મળેછે, પણ એ કોનો છે એ ઓળખી શકતો નથી. પણ રૂમાલનું ભરતકામ

મોના, આપણે સાવધ રહેવું. આપણો પ્રેમ આપણે ગુપ્ત રાખવો,' અને પછી ઇયાગોને ડેઝડિમોના ધારી એનો હાથ દાબતો, અને જોરથી આલિંગન આપતો; અને છેવટે બોલી ઉઠયો: 'જે દૈવે તને આ હબસીને આપી એ દૈવને ફિટકાર છે.'

આની અસર ઓથેલોના હૃદય ઉપર કેવી થાય તે સમજવું સેહેલું છે. ઇયાગો કહેછે કે એ તો માત્ર એતું સ્વપ્નું હતું. ઓથેલો બીજું શું કહે? સ્વપ્ન છતાં બનેલી બીનાને એ સૂચવી આપેછે, અને તેથી શંકાને ઉત્પન્ન થવાનું એમાં કારણ છે. આવી રીતે ઓથેલોના મનને તૈયાર કરી એ રૂમાલની વાત કહેછે. ઓથેલો ઉશ્કેરાઇ જાયછે, અને વાઘની માફક વિકાળ બની કૅશિયોને ચાળીશ હજાર જીંદગીઓ હોય, તોજ તેનો ક્રોધ શાંતિ પામી શકે, એવો વેગ કાઢેછે. ઇયાગો ખાત્રી આપેછે કે કૅશિયોની પાસે જે રૂમાલ એણે જોયોછે, તે ડેઝડિમોનાનોજ છે. જાણે કોઇ અજ્ઞાનતાના અંધારામાંથી એ વખતેજ બહાર નીકળ્યો હોય, તેમ ઓથેલો કહેછે: 'હવે મેં જાણ્યું કે એ વાત ખરી છે.' પ્રમાણિક માણસમાં પ્રેમ અને ધિક્કાર એક સાથે રહી શકતાં નથી. અત્યારસુધી એનું હૃદય પ્રેમથી ભરેલું હતું; ઇયાગોના પ્રપંચના બળે પ્રેમને એ હૃદયનું રાજ્ય તજી દેવું પડયું, અને ધિક્કારે રાજ્યમુગટ ધારણ કરી 'વેર'નો તીવ્ર દંડ હાથમાં લીધો. જે છાતીમાં પ્રેમનો શુદ્ધ દીવો બળતો હતો, તે છાતીમાં હવે વેરના અગ્નિના ભડકે ભડકા બળવા લાગ્યા. જ્યાં પ્રેમનાં સાત્વિક મોજાંની છોળો ઉઠતી હતી, ત્યાં હવે 'લોહી, લોહી, લોહી'ની ગર્જનાઓ ઉઠવા લાગી. સર્પની ઝેરી આંખો સંતોષથી ચળકારા મારેછે, અને ઘોર વક્રોકિતથી ટકોર કરેછે: 'સબુર, હજી તમારૂં મન કદાચ ફરી જાય.' એથીકરીને, ઓથેલો વેરની પ્રતિજ્ઞા લેછે; અને એ જોઇ પિશાચ પણ દેવતાઇ ડગલો પેહેરી લેછે, અને ઓથે-

પણ ઇયાગોને શી ખબર કે ઓથેલોને આવું દુઃખ થશે? હાસ્તો, પિશાચને આવા પાઠ શીખવાનાજ હતા'તો! કેવો હરામખોર છે! ઓથેલો ઉશ્કેરાઇ જાયછે, અને હરામખોરનું ગળું પકડી ગાળ દઇ પ્રત્યક્ષ પૂરાવો માગેછે; અને એમ ન બને તો શંકાને તો કાંઇ પણ સ્થાન ન રહે એવી રીતે છેવટે સાબીત કરી આપવાનું એને કહેછે. ઇયાગો કાંઇક ગભરાઇ ગએલો લાગેછે, પણ ઉશ્કેરાએલો ઓથેલો એને બોલવાનો અવકાશ આપતો નથી; પણ એક પછી એક હૃદયની વરાળના ભભુકા કાઢતો જાયછે. જો એની નિંદા કરી એને એ દુઃખ દેતો હોય, તો

'હવેથી કદિ પ્રાર્થના કરીશ નહિ.'

પરંતુ ઓથેલોનો આ સાત્વિક ઉભરો હરામખોરમાં પણ એવોજ કૃત્રિમ ઉભરો લાવેછે, અને એથી ભોળું હૃદય છેતરાઇ જાયછે. સંશ-યને હિંડોળે હવે ઓથેલો ચડેછે. ઘડીકમાં પવિત્ર મૂર્તિની આપો-આપ બોલી ઉઠતી પવિત્રતાને સ્વીકારેછે, ઘડીકમાં સર્પને સાચો માનેછે. તથાપિ સાબીતિ મળ્યા પછી એને સંશય રહેવાનો નથી. પછી તો એને સખતમાં સખત દંડ દેવાને એ તૈયાર છે. માત્ર એને ખાત્રી થવી જોઇએ. પણ ખાત્રી કેવી રીતે કરી આપવી? દર્શનીક પુરાવો તો આ બાબતમાં અશકય હતો. પણ, સત્યને દરવાજે સીધી જઇને ઉભી રહે એવી સંભવિતતાની સાબિતી એને જોઇતી હોય, તો તે મળી શકે તેમ હતું, અને ઇયાગોને પણ એટલુજ જોઇતું હતું. તથાપિ આ સાબિતીને ઓથેલો સ્વીકારે, એટલામાટે એના મનને ઉશ્કેરી એને અસ્વસ્થ બનાવવા એ કેશિયોના સ્વપ્નની કેવળ ખોટી વાત કરેછે. એ કહેછે કે એ થોડાજ વખત અગાઉ કેશિયોની સાથે સૂતો હતો, પણ એની દાઢ દુઃખતી હોવાથી દરદને લીધે એને નિદ્રા ન આવી. એ વખતે કેશિયો ઉંઘમાં લવ્યો: 'વહાલી ડેઝડિ-

સોના, આપણે સાવધ રહેવું. આપણો પ્રેમ આપણે ગુપ્ત રાખવો,' અને પછી ઇયાગોને ડેઝડિમોના ધારી એનો હાથ દાબતો, અને જોરથી આલિંગન આપતો; અને છેવટે બોલી ઉઠયો: 'જે દૈવે તને આ હુબસીને આપી એ દૈવને ફિટકાર છે.'

આની અસર ઓથેલોના હૃદય ઉપર કેવી થાય તે સમજવું સેહેલું છે. ઇયાગો કહેછે કે એ તો માત્ર એનું સ્વપ્નું હતું. ઓથેલો બીજું શું કહે? સ્વપ્ન છતાં બનેલી બીનાને એ સૂચવી આપેછે, અને તેથી શંકાને ઉત્પન્ન થવાનું એમાં કારણ છે. આવી રીતે ઓથેલોના મનને તૈયાર કરી એ રૂમાલની વાત કહેછે. ઓથેલો ઉશ્કેરાઇ જાયછે, અને વાઘની માફક વિકાળ બની કૅશિયોને ચાળીશ હજાર જીંદગીઓ હોય, તોજ તેનો ક્રોધ શાંતિ પામી શકે, એવો વેગ કાઢેછે. ઇયાગો ખાત્રી આપેછે કે કૅશિયોની પાસે જે રૂમાલ એણે જોયોછે, તે ડેઝડિમોનાનોજ છે. જાણે કોઇ અજ્ઞાનતાના અંધારામાંથી એ વખતેજ બહાર નીકળ્યો હોય, તેમ ઓથેલો કહેછે: 'હવે મેં જાણ્યું કે એ વાત ખરી છે.' પ્રમાણિક માણસમાં પ્રેમ અને ધિક્કાર એક સાથે રહી શકતાં નથી. અત્યારસુધી એનું હૃદય પ્રેમથી ભરેલું હતું; ઇયાગોના પ્રપંચના બળે પ્રેમને એ હૃદયનું રાજ્ય તજી દેવું પડયું, અને ધિક્કારે રાજ્યમુગટ ધારણ કરી 'વેર'નો તીવ્ર દંડ હાથમાં લીધો. જે છાતીમાં પ્રેમનો શુદ્ધ દીવો બળતો હતો, તે છાતીમાં હવે વેરના અગ્નિના ભડકે ભડકા બળવા લાગ્યા. જ્યાં પ્રેમનાં સાત્વિક મોજાંની છોળો ઉઠતી હતી, ત્યાં હવે 'લોહી, લોહી, લોહી'ની ગર્જનાઓ ઉઠવા લાગી. સર્પની ઝેરી આંખો સંતોષથી ચળકારા મારેછે, અને ઘોર વક્રોક્તિથી ટકોર કરેછે: 'સબુર, હજી તમારૂં મન કદાચ ફરી જાય.' એથીકરીને, ઓથેલો વેરની પ્રતિજ્ઞા લેછે; અને એ નોઇ પિશાચ પણ દેવતાઇ ડગલો પેહેરી લેછે, અને ઓથે-

લીની સેવામાં હૃદય, હાથ, અને મગજની સેવા અર્પણ કરેછે. આ સેવા ઓથેલો સ્વીકારેછે, અને ત્રણ દિવસની અંદર કૅશિયોના મૃત્યુના ખબર લાવી આપવાનું એને ફરમાવેછે. કૅશિયોની જગા ઇયાગોને મળેછે.

આ પ્રમાણે જ્યારે ડેઝડિમોના સામું કૌંભાંડ રચાયછે, ત્યારે બીજી તરફથી કૅશિયોને એની જગા પાછી સોંપાવવામાં એ પ્રવૃત્ત રહે છે. સંજોગના બળે ધરમ કરતાં ધાડ આવે, એ આમ બની જાયછે: માણસ મથે અને પ્રારબ્ધ હસે. ડેઝડિમોનાને કોઇનો પણ વેહેમ આવતો નથી, તો ઓથેલોનો તો કયાંથીજ આવે? કૅશિયોને બોલાવવા એ માણસ મોકલેછે. પ્રસંગ કેવો છે, તે આપણે સમજીએ છીએ. પણ ડેઝડિમોના એ કેવી રીતે સમજે.?

આવા અનર્થનું કારણ જે રૂમાલ તે કૅશિયોની પાસે કેવી રીતે ગયોછે તે આપણે જાણીએ છીએ, પણ ડેઝડિમોના એમાંનુ કશું જાણતી નથી. એ રૂમાલ ઓથેલોએ પોતે એને આપ્યો હતો, અને એ પ્રેમ-સંજ્ઞા ડેઝડિમોનાને એવી વહાલી હતી કે તેના વિના એને ઘડી પણ ચાલતું નહોતું. તેથી એ રૂમાલ ખોવાઇ જવાથી ડેઝડિમોનાને ચેન પડતું નહોતું, અને એ વિષે ઇમીલિયાને પૂછેછે. ઇમીલિયા કાને હાથ દેછે. બિચારી ડેઝડિમોના કહેછે: ‘મારો કુલીન મૂર મનનો શુદ્ધ છે, અને વેહેમી માણસોની પેઠે વેહેમનો ભરેલો નથી; નહિ તો, આટલી વાત વેહેમને માટે પૂરતી છે.’ ડેઝડિમોનાનું આ બોલવું સમજવા જેવું છે. ડેઝડિમોના જેવી કેવળ નિર્દોષ બાળાને પણ લાગેછે કે રૂમાલની વાત સંશય લાવવાને પૂરતી છે. પણ ઓથેલો વિષે એનો પક્ષપાત એવો પ્રબળ છે કે ઇમીલિયા સૂચના આપેછે, છતાં સ્વામીમાં દોષ છે એમ ડેઝડિમોના સ્વીકારતી નથી.

આવી વાત ચાલેછે, એવામાં ઓથેલો આવેછે. ડેઝડિમોનાને કેવા ઉપાયથી મારી નાખવી એના વિચાર ઓથેલોના મનમાં ઘોળા-

ચછે, ત્યારે ડેઝડિમોના નિશ્ચય કરેછે કે જ્યાંસૂધી કૅશિયોને એની હજુરમાં પાછો બોલાવવામાં આવે નહિ, ત્યાંસૂધી એ એને છોડશે નહિ. વિધિની કેટલી ક્રૂરતા!

ઉશ્કેરાએલું હૃદય ડેઝડિમોનાને ન સમજાય તેવું અસંબદ્ધ બોલેછે, પણ નિર્મળ હૃદયની પવિત્રતાને જરા પણ વેહેમ પડતો નથી. કૅશિયોને માટે આપેલું વચન ડેઝડિમોના યાદ દેવરાવેછે. આંખ લ્હોવાને બહાને ઓથેલો રૂમાલની માગણી કરેછે. ખોવાએલી વસ્તુ હાજર ન હોવાથી, ડેઝડિમોના બીજો રૂમાલ આપેછે. આ રૂમાલની સેવા સ્વીકારવાની ઓથેલો ના પાડેછે, અને પેલોજ રૂમાલ માગેછે. એ રૂમાલ તો એની પાસે નથી. ત્યારે એ ભૂલ થઇ એમ કહી ઓથેલો એનો ભયંકર ઇતિહાસ આપેછે. નિર્દોષ હૃદય થરથરી જાયછે. ત્યારે તો ઈશ્વરે એ રૂમાલ એને બતાવ્યો ન હોત તો ઠીક, કારણકે એ ખોવાઈ ગયોછે; પણ વેહેમી હૃદય ઉંધું સમજેછે, અને આવી ઇચ્છાનું કારણ પૂછેછે. રૂમાલનો ખૂલાસો આપવાને બદલે, નિર્દોષ હૃદય ઓથેલોની વિચિત્રતા વિષે પ્રશ્ન પૂછેછે. અધીરો બની ઓથેલો રૂમાલનું નાડું પકડેછે. પોતાની વાતને ઉડાવી દેવાની આ યુક્તિ છે એમ સમજી ડેઝડિમોના 'કૅશિયો'ની હઠ કરેછે. ઓથેલો 'રૂમાલ, રૂમાલ' કહ્યા કરેછે; ડેઝડિમોના કૅશિયોના વખાણ ચાલુ રાખેછે. પરિણામ બીજું શું આવે? ઓથેલોનો વેહેમ દૃઢ થાયછે. ડેઝડિમોનાને તુચ્છકારી એ ચાલ્યો જાયછે. આ બધી રૂમાલ ખોવાયાની અસર થાયછે, એમ ડેઝડિમોના સમજેછે, અને આમ આંધળે બેહેરૂં કુટાયછે. ખરી વાત જાણવાનું પ્રયત્ન કોઈ કરતું નથી.

બિચારો કૅશિયો પોતાના પ્રિય સરદારની નાખુશીમાં ઝુરી મરેછે. એ સરદારે તો 'ત્રમણા કુલીન કૅશિયોને' મારવાનો હુકમ આપી દીધોછે. ડેઝડિમોના પાસે આવી કૅશિયો ફરી અરજ કરેછે કે એના

સંબંધમાં જે થવું હોય તે વેહેલું થઇ જાય તો ઠીક; અને એને પાછી એની જગા મળી શકે તેમ ન હોય તો, એ પછી બીજે જઇ પોતાનો નિર્વાહ કરી લે. સરદારનો વિચાર તો એને ત્રણ દિવસની અંદર યમપુરીમાં વિદાય કરવાનો છે, તે આપણે જાણીએ છીએ, પણ ડેઝડિમોના જાણતી નથી, અને તેથી એ કહેછે કે હમણાં એણે ધીરજ ધરવી ઘટેછે, કારણકે સરદાર હમણાં ગુસ્સે થયાછે. આ સાંભળી પાસે ઉભેલો ઇયાગો આશ્ચર્ય પામેછે, કારણકે ભયંકર પ્રસંગે પણ એણે સરદારને ગુસ્સે થતાં કદિ જોયો નથી. કાંઇક અતિ અગત્યનું બનેલું હોવું જોઇએ એમ કહી ઓથેલોની પાસે જવા નીકળેછે.

હજી ડેઝડિમોનાને કાંઇ વેહેમ આવતો નથી. કાંઇક રાજ્ય ખટપટને લીધે ઓથેલોનું મગજ ઠેકાણે નથી, અને તેથી ચીઢનો વેગ એ પોતાના ઉપર કાઢેછે, એ સિવાય તેમાં બીજું ગંભીર કારણ નથી, એમ એ કહેછે. ઘડીક ઓથેલો ઉપર એને ખોટું આવ્યું હતું, તેને માટે એને પસ્તાવો પણ થાયછે; નાદાન છોકરી ધારેછે કે એણે ઓથેલોને વેહેમનું કાંઇ કારણ આપ્યું નથી, માટે એના ઉપર આવેલા વેહેમનું આ પરિણામ છે એમ એ માનતીજ નથી. ઇમીલિયા કહેછે કે કારણ મળ્યા વિના પણ વેહેમી માણસને વેહેમ આવેછે, તોપણ એ માનતી નથી; એટલુંજ નહિ, પણ આવેલા કૅશિયોને એ ત્યાં ખોટી કરેછે, અને ઓથેલોને ખોળવા એ જાયછે, અને કહેતી જાયછે કે અનુકૂળતા હશે, તો એની વાત એ એને કરશે. કૅશિયો એટલામાં ફરેછે, એવામાં બીઍંકા આવેછે, તેને કૅશિયો પેલો રૂમાલ આપેછે. અહીં ત્રીજો અંક પૂરો થાયછે.

આ પ્રમાણે કાર્યના તંતુઓની વણાએલી જાળને ઓથેલો પોતાને માથે ઓઢી લેછે. ઇયાગોએ પોતાનું મોટામાં મોટું કાર્ય પાર પાડયુંછે ઓથેલો એ કાર્યમાં એટલોબધો આગળ વધી ગયોછે કે ઇયાગો

પોતે પણ કદાચ એને પાછો ફેરવી ન શકે. અહીંથી નાટકના કાર્યમાં ત્વરા આવેછે. દરેક વાક્યે, દરેક શબ્દે, નાટકનું કાર્ય એક એક પગલું આગળ ચાલતું જાયછે. ચોથા અંકની શરૂઆતમાં ઓથેલોને પ્રપંચી દિલાસા ઇયાગો આપેછે. 'એ લોકો એકાંતમાં મળ્યાં હોય, ત્યાં આલિંગન આપ્યું હોય, તથાપિ તમને ખરેખરૂં નુકસાન કદિ ન પણ થયું હોય,' એવો હરામખોર દિલાસો આપેછે. મન શુદ્ધ છતાં બહારથી નિષ્પ્રયોજન અમર્યાદા બતાવાય, તો એ વાત માનવાની ઓથેલો ના કહેછે. મર્યાદામાં રહી સ્ત્રીને વિવેક બતાવવાની છુટ છે, પણ વિવેક પાળવામાં અમર્યાદા થતી હોય, તો એ વાત સ્ત્રીએ કરવા યોગ્ય નથી, કારણકે પોતાના પાતિવ્રત્યને સાચવી રાખવાની એની પ્રથમ ફરજ છે. ઇયાગો કહેછે કે પાતિવ્રત્ય એવી વસ્તુ છે કે જે નજરે દેખાતી નથી; પણ રૂમાલ જેવી દેખાતી વસ્તુ એ જ્યારે બીજાને આપે, ત્યારે તેમાં દોષ ખરો. આથી રૂમાલની વાત ઓથેલોને તાજી થાયછે. ઇયાગો ઓથેલોની કલ્પનાને એવી તો ઉશ્કેરી મૂકેછે, કે એ કલ્પનાના વેગથી એને મૂર્છા આવી જાયછે. રાક્ષસ ઉપર ઉભો રહી નિર્દય સંતોષથી બોલેછે:—'ચાલવા દે તારી અસર! મારા ઔષધ ચાલવા દે! આ પ્રમાણે ભોળા બેવકુફો ફસાયછે; અને ઘણી સંભાવિત પતિવ્રતા સ્ત્રીઓ ઉપર આજ પ્રમાણે, તદ્દન નિર્દોષ છતાં, આળ આવેછે.'

એવામાં કૅશિયો આવેછે. જો ઓથેલોની મૂર્છા વળી જાય, અને કૅશિયો પ્રત્યક્ષ એને મળી જાય, તો ઇયાગોને કડાકડીનો પ્રસંગ અત્યારે કદાચ આવી જાય. એટલામાટે કૅશિયોને સમજાવી ત્યાંથી ઇયાગો એને અળગો કરી દેછે; તથાપિ કૅશિયોના આગમનનો ઉપયોગ કરી લેવા ઇયાગોની બુદ્ધિ ચૂકતી નથી. ઓથેલો જાગ્રત થાયછે. કૅશિયો આવ્યાની વાત ઇયાગો એને કહેછે, અને કહેછે કે તમારે એનેજ

મુખે સઘળું સાંભળવું હોય, તો અહીં ગુપ્ત રહી સાંભળો. એ તમારી સ્રીને મળ્યોછે અને હજી પણ મળવાનો છે. ઓથેલો તેમ કરેછે; ઇયાગો અને કૅશિયોની વાત સાંભળવા સંતાઈ જાયછે.

ઇયાગો કૅશિયોને મળેછે, અને બીઍંકાની વાત કરેછે. બીઍંકા સામાન્ય છે, પણ 'ઘણાને ફસાવવા અને એકથી ફસાવું એ વેશ્યાની વિપત્તિ હોયછે.' બીઍંકાએ ઘણાને ફસાવ્યા, પણ કૅશિયો ઉપર એનો મોહ અથાગ હોવાથી, એ ધારેછે કે એના જેવોજ કેશિયોનો મોહ પણ એના ઉપર છે. બીઍંકાનો વિચાર કૅશિયોની સાથે લગ્ન કરવાનો હોય એમ જણાયછે, પણ કૅશિયો તેની સ્પષ્ટ ના કહેછે. આવી વાત ઇયાગો કાઢેછે, અને કૅશિયો હસેછે, અને ઓથેલો એ સઘળું ઉંધું સમજે છે. એક વાત અહીં ધ્યાનમાં રાખવા જેવી છે. ઓથેલો વાત સાંભળવા ઉભો છે, પણ સાંભળી શકતો નથી, અને કૅશિયોના મુખની અને હાથની ચેષ્ટા ઉપરથી જ અનુમાન બાંધેછે. અહો! જો માત્ર એણે શબ્દો સાંભળવાની તસ્દી લીધી હોત! આંખો બંધ રાખી એણે જો માત્ર કાનનોજ ઉપયોગ કર્યો હોત, તો સાચી વાત અહીં કેવી જણાઇ જાત! ડેઝડિમોના સિવાય કૅશિયો બીજા કોઇની વાત કરેછે, એવો વેહેમ પણ ઓથેલોને આવતો નથી, એજ હરામખોરની હરામખોરીની અવધી છે.

અહીંઆ પણ ઇયાગોને એક અણધારી અનુકૂળતા મળી જાય છે. જે રૂમાલ કૅશિયોએ બીઍંકાને ભરત શીખવા આપ્યોછે, એ રૂમાલ જોઇ 'જેણે ઘણાને ફસાવ્યાછે' એવી સામાન્યાને સંશય પડેછે કે કૅશિયોને બીજી કોઈ સ્રીએ ફસાવ્યોછે, અને તેની આ પ્રેમ-સંજ્ઞા છે; ઇયાગો અને કૅશિયો જ્યાં ઉભા છે, ત્યાં આવી આ રૂમાલ પાછો કૅશિયોને ગુસ્સાની મારી એ આપી જાયછે, અને ઓથેલો એ રૂમાલ છેટેથી ઓળખેછે. આ પ્રમાણે કૅશિયોનો ગુન્હો ઓથેલોના મનને સાબીત થઇ ગયો. બિચારો ઓથેલો! ઓથેલો બીજું શું કરે? એના મનને ખાત્રી

જોઇતી હતી, તે આમ ખાત્રી થઈ ગઇ. ઘણા નિર્દોષ માણસો લોકોની નજરે ગુન્હેગાર બની પોતાની નિર્દોષતાનો પોકાર પાડતા છતાં માર્યા જાયછે, તેમાં આવા પ્રબળ સંજોગનીજ સહાય હોયછે. હજારો રૂપિયાનો પગાર ખાનાર મ્હોટા મ્હોટા પ્રમાણિક ન્યાયાધીશો પણ સંજોગોને બળે ભૂલ કરી દેછે, ત્યારે બિચારા ઓથેલોનો દોષ ક્યાં રહ્યો? ઇયાગો જેવા હરામખોર માણસો દૈવને પણ ઘડીક એકકોરે ઉભું રાખેછે. કુટિલ ચાણક્ય પોતાની કુટિલ નીતિનો ગર્વ કરી કહેછે:—

नामान्येषां लिखामि ध्रुवमहमधुना चित्रगुप्तः प्रमार्ष्टु.

મુદ્રારાક્ષસ નાટકમાં મ્લેચ્છ મલયકેતુને પ્રમાણિક અમાત્ય રાક્ષસનો અવિશ્વાસ આવેછે, એ ચાણક્યની કુટિલ નીતિએ ઉભા કરેલા આવા પ્રબળ સંજોગને લીધેજ. પોતાની બુદ્ધિને સ્વચ્છ રાખી સામાની મતિને પરિગૃહીત કરી લેવી, એ હરામખોરની હરામખોરીનું પેહેલું પગથીયું છે. આ પ્રમાણે આગલાના અભિપ્રાયને પોતાની બુદ્ધિને અનુકૂળ કરી સંજોગ ઉપજાવી તેના હૃદયમાં સંશય ઉપજાવવો, એ બીજું પગથીયું છે. આ બે પગથીયાં ચઢ્યા પછી ચડનારો ઘણુંકરીને એની મેળેજ ઠેઠ પહોંચેછે. એકવાર મનુષ્યને સંશય આવ્યા પછી, નિર્બળ બુદ્ધિવાળાં મનુષ્યોને વિચારો પણ સંશયને અનુરૂપ જ આવેછે, અને ઓથેલોને પણ એમ જ બનેછે. ડેઝડિમોના ખરૂં કહેછે કે ઓથેલો દેવ નથી, પણ સામાન્ય માણસ છે.

રૂમાલ નાખી દઈ બીએંકા જતી રહેછે, અને કૅશિયો તેનું મન શાંત કરવા જાયછે. પણ ગયા પેહેલાં, ઇયાગોના પૂછવાથી એ કહેછે કે રાત્રિએ વાળુ એ એને ત્યાં કરશે. ઓથેલો બહાર આવેછે, અને તૃણજાત આશાને લંબાવી પૂછેછે કે એ રૂમાલ એનો હતો? ઇયાગો પ્રતિજ્ઞાપૂર્વક કહેછે કે એ એનો જ હતો. ઓથેલોનું હૃદય હવે પત્થરમય બની જાયછે; હૃદય ઉપર હાથ ઠોકતાં હાથને [illegible]ગેછે, હૃદયને વાગતું નથી.

એકાએક પવિત્ર મૂર્ત્તિના પવિત્ર ગુણો આપોઆપ બોલી ઉઠેછે. એ ગુણોને પણ એણે દૂષિત કર્યા એમ ઇયાગો કહેછે.

ઇયાગોએ પ્રદીપ્ત કરેલા વિચારની પ્રબળતાએ કરીને ઓથેલોનું હૃદય અંદરથી ચીરાઇ જાયછે, અને છેવટે બોલી ઉઠેછે. 'અફસોસની વાત છે એ, ઇયાગો! ઇયાગો! એ અફસોસની વાત છે.' આ પ્રમાણે જબરદસ્ત માણસનું હૃદય કેવળ દીન બની જઇ બાળકનો ઉદ્ગાર કરેછે. નિર્દય પિશાચનું હૃદય આ દીનતાથી રજપણ પીગળતું નથી; પણ ઉલટું ઘોર વક્રોક્તિ વાપરી કહેછે: 'જો એના દુરાચરણ ઉપર તમને વહાલ આવતું હોય, તો સ્વેચ્છાએ વરતવાનો એને પરવાનો આપો. તમને કાંઇ લાગતું ન હોય, તો બીજાને લેવા દેવા નથી.' આવાં વચનની અસર આબરૂમાંજ જીવનનો ઉદ્દેશ રાખનાર નર ઉપર કેવી થાય તે સમજવું સેહેલું છે. ગુણોથી લોભાઈ જતું હૃદય વેરમાં પાછા પડવાની વાત કરતું નથી, અને છેવટે કૅશિયો અને ડેઝડિમોના બંનેને મારી નાંખવાનો વિચાર નક્કી થાયછે: ભોળા ઓથેલોની બુદ્ધિ ઇયાગોના અભિપ્રાયને કેટલી અધીન થઇ ગઈ છે એ સર્વથા અવલોકવા યોગ્ય છે. ડેઝડિમોનાને પથારીમાં જ ગળે ચીપ દઈ મારી નાંખવાનો વિચાર એને પસંદ પડી જાયછે.

એટલામાં વેનિસથી લોદોવિકો રાજ્યહુકમ લઈ આવેછે કે સાઇપ્રસની હાકેમી કૅશિયોને સોંપી ઓથેલોએ પાછા ફરવું. રાજ્યમંડળના આ હુકમનું પ્રયોજન બીજી રીતે સ્પષ્ટ નથી; માત્ર નાટકના કાર્યને ત્વરિત કરેછે. ઓથેલોને શામાટે પાછો બોલાવ્યો, અને કૅશિયોને હાકેમી સોંપવાનો શામાટે હુકમ થયો એ જાણવાનું કામ ઇતિહાસનું છે. ઉપરી સત્તા ઘણા અજાણ્યા અને અણધાર્યા હુકમ કાઢેછે, અને આ હુકમ પણ તેવીજ જાતનો છે એમ સ્વીકારી, શેકસપીઅરની કળાને નમસ્કાર કરવાના છે: અર્થાત્, આ હુકમના પ્રયોજન સાથે નાટકને કશો સંબંધ નથી,

પણ તેની અસર સાથે સંબંધ છે. પ્રસંગમાંથી પ્રસંગ ઉભા કરવાનું શેકસપીઅરનું ચાતુર્ય વિસ્મયકારક છે. અને તેથી પરીણામ એ ઉપજે છે કે એની કૃતિ સ્વાભાવિક રહી પાત્રોને વિકસિત કરેછે. ઓથેલો-ના અંતરની હીલચાલ બાહ્યકાર્યમાં કેવી રીતે આવેછે, અને તેથી વસ્તુનો કેવી રીતે વિકાસ થાયછે, તેજ અહીં જોવાનું છે. અત્યાર સુધી ઓથેલોનો અંતર્ગત વિકાર ઓથેલોને અને ઇયાગોનેજ જાણીતો છે. ઇમીલિયાને માત્ર તેનો સંશય છે, કારણકે રૂમાલની વિગત એ જાણેછે; છતાં તેમાંથી જે ઘોર ફળ ઉપજવાનુંછે, તેનો તેને વેહેમ સરખો પણ નથી. ડેઝડિમોના ઓથેલોને દેવ નહિ, પણ મનુષ્ય ધારેછે, અને તેથી કાર્ય-પ્રસંગે મનુષ્યની સ્વાભાવિક નિર્બળતાને વશ થઇ 'દીવાની દાઝે કોડિયાનાં બટકાં ભરેછે' એમ ગણી તેના રોષનો દોષ ભૂલી જવા આગ્રહ રાખેછે. કૅશિયોને તો કાંઇ ખબરજ નથી. આવી રીતે ભાવિ જ્યારે સૌને ભૂલ ખવરાવેછે, ત્યારે ઓથેલોની પ્રમાણિક્તા સૌને એમાંથી મુક્ત કરેછે; અને તેથીજ કરીને નાટકનું મુખ્ય કાર્ય ત્વરિત બનેછે. ઉલરિસિનાં વચનો અહીં સુંદર છે: અંહીંથી 'શોકાન્ત નાટકના શોકમય વાદળામાંથી વીજળીના ઝબકારા ઉપર ઝબકારા નીકળતા જાયછે; શબ્દે શબ્દે, અભિનયે અભિનયે, નાટકનું કાર્ય અગત્યનું પગલું આગળ ભરતું જાયછે; દરેક દિશામાંથી હવે આપણને મુખ્ય કાર્યનીજ ઝાંખી થાયછે; અને છતાં કૃત્રિમતા કે વિક્ષેપ વિના સઘળું શાંત પ્રવાહમાં આગળ વહ્યું જાયછે.'

ત્યારે ઓથેલોનું આ બાહ્યકાર્ય કયું, એવો સહજ પ્રશ્ન આપણને થાયછે. એના ઉત્તરને માટે આપણે અહીં ઓથેલોનું આચરણ ધ્યાનમાં રાખવાનું છે. ડેઝડિમોના જે શબ્દો વાપરે છે, તે બીજે પ્રસંગે ઓથેલોને સામાન્ય લાગત, પણ આ પ્રસંગે એને વજ્ર જેવા લાગેછે, અને તેથી ગુસ્સામાં આવી ડેઝડિમોનાને એ મારેછે. હુકમના

પ્રસંગમાંથી આ પ્રસંગ કેવી રીતે ઉભો થઇ ગયોછે, એ આ ભાગ વાંચવાથી સ્પષ્ટ સમજાયછે. અત્યારસુધી જે વાત છાની હતી, તે આથી છતી થઇ ગઈ. 'ઓથેલોએ ડેઝડિમોનાને મારી' એ વાત વેનિસમાં જઇ લોદોવિકો પ્રતિજ્ઞા ઉપર કહે, તોપણ ત્યાં કોઇ માને નહિ. લોદોવિકો વિસ્મિત બનિ બોલેછે :—

'આ કુલીન મૂર, કે જેને અમારી આખી મંત્રીસભા સર્વ વાતે સંપૂર્ણ લેખે છે? જે કોઈ પણ વિકારથી ડગે નહિ તેજ આ સ્વભાવ? જેના નક્કર હૃદયબળને અકસ્માતની ગોળી કે દૈવયોગનું તીર છેદી કે છરકી શકતું નહિ, તેજ આ?'

અને ઓથેલોની અક્કલ ઠેકાણે નથી, એવો વેહેમ પણ એને આવેછે. આ અઘટિત અપમાનથી ડેઝડિમોના રડેછે. લોદોવિકો એમને મિલાવવાનો પ્રયત્ન કરેછે, પણ વિકારના પવનથી ખેંચાઇ જતું ઓથેલોનું હૃદય પાછું વળતું નથી. ડેઝડિમોના જાયછે, અને ઉશ્કેરાએલો ઓથેલો પણ જાયછે.

ઓથેલોના હૃદયની સ્થિતિ હવે વિચિત્ર થઇ પડી છે. ડેઝડિમોનાની અપવિત્રતાનો એને હવે વેહેમ નથી, પણ ખાત્રી છે, અને તેથી એનું હૃદય ડેઝડિમોનાને અનુકૂળ સાક્ષીને પ્રતિકૂળ છે. આથીકરીને ઇમીલિયાનું કહેવું એ માનતો નથી, અને ડેઝડિમોનાને એ મહા પ્રપંચી લેખેછે. હવે ડેઝડિમોનાને પંડને પોતાની સમક્ષ બોલાવી એ કહેછે :—

**ઓથેલો.**—કેમ, તું કોણ છે?

**ડેઝડિમોના.**—તમારી સ્ત્રી, મારા સ્વામી, તમારી સાચી અને શુદ્ધ પત્ની.

**ઓથેલો.**—ચાલ, ખા સોગન, અને થા બેવડી શાપિત.

**ડેઝડિમોના.**—ઇશ્વર ખરેખરૂં જાણેછે.

**ઓથેલો.**— ઇશ્વર ખરેખરૂં જાણેછે કે તું નરકના જેવી મેલી છે.

અચાનક વીજળીનો આંચકો ડેઝડિમોનાને લાગેછે. 'કેવી રીતે મેલી છું?' એવો નિર્દોષ બાળકી પ્રશ્ન કરેછે. પ્રેમ-બદ્ધ આત્મા ઉદાર બની આંસુ પાડેછે, અને એકજ શબ્દમાં અત્યંત અફ્સોસની તીવ્ર લાગણી દર્શાવેછે. 'આજ્ઞા-પત્રને લીધે એ કદાચ ઉશ્કેરાઈ ગયા હશે' એ લોદોવિકોની સૂચનાને ગ્રહી શુદ્ધ બાળા કહેછે કે સાઇપ્રસની હાકેમી એની પાસેથી છીનવી લેવરાવવામાં એનો પિતા કારણભૂત છે એમ ઓથેલો માનતો હોય, તોપણ તેનો દોષ ડેઝડિમોનાને દેવો યોગ્ય નથી, કારણકે ઓથેલોને માટે એના પિતાને પણ એણે તજી દીધોછે. અફ્સોસ! કર્મની ગતિને કોણ પહોંચી શકે તેમ છે? અજ્ઞાન બાળકી શું સમજી શકે કે આંસુનું નિમિત્ત તો એ ધારે છે તેમ પોતે જ છે, પણ કારણ તો કાંઇક બીજું જ છે, અને તેનો વિચાર પણ તેને આવી શકતો નથી. ઓથેલો આમ સ્પષ્ટ બોલેછે, પણ કેવળ બાળકની માફક આમ બીજું કારણ કલ્પવાનો આગ્રહ એ શામાટે કરેછે? એજ પ્રારબ્ધની વિચિત્રતા છે. આવી રીતે અજાણતાં પણ પોતાના દુઃખનું કારણ પોતેજ થઈ પડેછે.

ઇશ્વરને રૂચ્યું હોત તો હું ગમે તે બીજું દુઃખ સહન કરવા તૈયાર હતો, પણ 'જેના પ્રેમમાં મારૂં સર્વસ્વ છે, જ્યાંથી મારા જીવનનો ઝરો વહેછે, નહિ તો સૂકાઈ જાય, ત્યાંથીજ તિરસ્કાર પામવો,' એ દુઃખ અસહ્ય છે, એમ જ્યારે એની આ કલ્પનાના જવાબમાં ઓથેલો કહેછે, ત્યારે પણ પવિત્ર હૃદય નિર્દોષતાથી પૂછેછે કે કયું અજાણ્યું પાપ એનાથી થઈ ગયું છે. 'પોતાના પ્રીતમને એવી નીચ રીતે દગો દે એવી કોઈ સ્ત્રી દુનિયામાં હોય જ નહિ,' એવી ડેઝડિમોનાને ખાત્રી છે, અને 'એનો કુલીન મૂર' સંશયના પાશથી તદ્દન મુક્ત છે, એમ ધારી એ આમ પૂછેછે. નિર્દોષતાના આ દેખાવથી ઓથેલો ગીરાઇ ઉશ્કેરાઇ જાયછે અને બોલેછે :—

આ સુંદર કાગળ ઉપર, આ અત્યંત મનહર ચોપડી ઉપર, 'કુલટા' લખવાનું સરજાયું છે? શું કીધું! કીધું! અરે તું સાર્વજનિક વેશ્યા! જો તારાં કૃત્યો માત્ર મેં ઉચ્ચાર્યાં, તો મારા ગાલની મારે ભઠ્ઠી જ બનાવવી જોઇએ, જે શરમને બાળીને રાખ કરી નાખે. શું કીધું! સ્વર્ગ પોતાનું નાક ત્યાં આગળ બંધ કરી દેછે, અને ચંદ્ર આંખ મીચી જાયછે; વિષયી પવન કે જે મળે તે સઘળાંને ચુંબન દેછે તે, પૃથ્વીની પોલી ખાણમાં પેસી ચુપ થઇ જાયછે, અને એ વાત સાંભળશે નહિ. શું કીધું! બેશરમ કુલટા!

ડેઝડિમોના પોતાની નિર્દોષતાનો જ માત્ર પોકાર કરેછે. ઓથેલો ઘોર વક્રોક્તિ કરેછે, અને એની નિર્દોષતા માનતો નથી. ઇમીલિયા એવામાં આવેછે, તેને નિર્દય મ્હેણું મારી ઓથેલો ચાલ્યો જાયછે.

આ વજ્રના પ્રહારથી ડેઝડિમોના લગભગ બેભાન બની જાય છે, અને સૌને સહાય કરનારા ઇયાગો-સર્પને બોલાવેછે. ઇયાગો આવેછે, અને ખરી વાત પડતી મૂકી ઓથેલોના રોષની એને ફરિયાદ કરેછે. 'વેશ્યા' શબ્દ પણ ડેઝડિમોના પોતાને મુખે દુઃખ અનુભવ્યા વગર ઉચ્ચારી શક્તી નથી, તેને ઓથેલો એવા કામમાં પ્રવૃત્ત થયેલી સમજે છે. ઇયાગો દીલાસો આપેછે, અને 'નહિ રડવા'ની શિખામણ આપેછે. ઇમીલિયાને ખબર નથી કે આ કર્ત્તવ્ય તો તેના પોતાના જ ધણીનું છે. એને એટલીજ ખબર છે કે ડેઝડિમોના કેવળ પવિત્ર છે, અને તેથી આ કૌભાંડ ઉપજાવનારને એની હાજરીમાં જ ગાળો ભાંડેછે; અને એ માણસને જે શિક્ષા થવી જોઇએ તેનું એવું તો તીવ્ર ચિત્ર એ આપેછે, કે એ ચિત્ર ઇયાગોથી પણ સહન થઇ શકતું નથી. દિવ્ય ડેઝડિમોના દિવ્ય ઉદારતાથી બોલેછે કે એવો માણસ કોઈ પણ હોય, તોપણ ઇશ્વર એનું ભલું કરે! અને પોતાના સ્વામીને પુનઃ પોતાનો કરવા એ શું કરે તે વિષે ઇયાગોની સલાહ પૂછેછે. ઇયાગો હમણા

શાંત રહેવા સલાહ આપેછે, અને ખાત્રીપૂર્વક કહેછે કે કાંઇક રાજકીય કામ સિવાય બીજું કશું તેમાં નથી. કેવો હરામખોર!

*So spake the false dissembler unperceived,
For neither man nor angel can discern
Hypocrisy— the only evil that walks
Invisible, except to God alone,
By His permissive will, through heaven and earth;
And oft, though wisdom wake, suspicion sleeps
At wisdom's gate, and to simplicity
Resigns her charge, while goodness thinks no ill
Where no ill seems.

આ આશાના તૃણને વળગવા ડેઝડિમોના પ્રયત્ન કરેછે. દરમ્યાન વાજુનો વખત થાયછે. સૌ જાયછે. ઇયાગો રહેછે, અને રોડરીગો પ્રવેશ કરેછે.

પરંતુ સૃષ્ટિનિયંતાની રચના અદ્ભુત છે. સત્ય અને અસત્ય બંને પોતાની અસર છેવટે ઉભી કર્યા વિના રહેતાં નથી. અસત્યનું રાજ્ય ગમે તેવું પ્રબળ છતાં છેવટે ચળ છે. સત્યનું રાજ્ય ગમે તેવું પ્રથમ નિર્બળ છતાં છેવટે અચળ અને સ્થિર છે. ઇતિહાસના થોકડે થોકડા તપાસી જુઓ, અને કદાચ ઇયાગોના જેવી પ્રવીણ અને સંપૂર્ણ હરામખોરી તમારી નજરે નહિ ચડે. ઇયાગોની કરામતમાં બાકી લગભગ કાંઈ નથી, અને છતાં 'અસત્ય અંતે અસત્ય છે,' એવી અસર અંતે એનું અસત્ય રોડરિગોમાં ઉત્પન્ન કર્યા વિના રહેતું નથી. આવી રીતે અસત્યના સામ્રાજ્યમાં પણ એની પડતી પ્રત્યક્ષ થાયછે. રોડરિગો બેવકૂફ છે, છતાં એને લાગેછે કે ઇયાગો પ્રમાણિકતાથી એની સાથે નથી વર્ત્તતો. જો કોઇ એમ ધારતા હોય કે અસત્યથી, દંભથી કે હરામખો-

* મિલ્ટન.

રીથી એ બીજાને છેતરે છે, એ પોતાના હૃદયને જ છેતરેછે. સામાને લપડાક મારી ચોર એની માલમત્તા ખુંચવી લેછે; પોતાના હૃદયને જ લપડાક મારી વધારે મોંઘી વસ્તુ—હૃદયની વિશુદ્ધિ—પણ સાથે સાથે એ ખેંચી લેછે. કોણ જીતે છે? હરામખોર? બેશક નહિ. ખાત્રી ન થતી હોય તો, ઇયાગોના દૃષ્ટાંતથી છેવટ ખાત્રી કરી લેજો.

રોડરિગોને ઇયાગોની પ્રમાણિકતાનો વેહેમ આવેછે, પણ વેહેમના આ તણખાને હાલ તો ઇયાગોની બુદ્ધિનું પાણી બુઝવી નાખેછે, એટલું જ નહિ, પણ તેને બીજા પાપમાં પણ ઉશ્કેરેછે.

ઓથેલોને વેહેમ ઉપજાવવામાં ઇયાગો એટલોબધો આગળ વધી ગયોછે, કે હવે એને પાછું વળવું હોય તોપણ ન વળી શકાય; અને આ વેહેમ એણે કૅશિયોને વચમાં નાંખી ઉપજાવ્યોછે. કોઇ પણ કારણથી હવે જો કૅશિયો જીવતો રેહેવા પામે, તો ઇયાગોનું પોતાનું જીવન પણ અનિશ્ચિત બની જવાનો પ્રસંગ તેમાંથી આવે; કારણ કે ખરી હકીકતની જ્યારે કૅશિયોને ખબર પડે, ત્યારે ઓથેલો પાસે જઇ ખુલાસો કર્યા વિના એ રહે નહિ. આ પ્રમાણે કૅશિયોને મારવાનું કામ એને હવે જરૂરનું થઇ પડયુંછે. પણ આ કામ રોડરિગોને હાથે કરાવવાની રાક્ષસ યોજના કરેછે. એમાં એને બધી રીતે ફાયદો છે. કૅશિયો મરાય, તો એનું કામ થાય. રોડરિગો મરાય, તોપણ એનું કામ થાય; કારણકે પછી એણે આપેલા પૈસા પાછા માગનાર કોઇ ન રહે, અને બંને સામસામા મરાય, તોપણ એનું કામ થાય. પરંતુ રોડરિગોને હવે સમજાવવો એ જરા મુશ્કેલ કામ થઈ પડેછે. પરંતુ રાક્ષસ એવી યુક્તિપૂર્વક દલીલ લાવેછે કે રોડરિગો તેથી પાછો છેતરાઈ જાયછે. વેનિસથી આવેલા હુકમને અનુસરી ઓથેલો હવે મોરિટેનિયા જાયછે, વેનિસ નથી જતો, એમ એ એને સમજાવેછે. વેનિસ જાય તો કૅશિયોને મારવાની જરૂર ન રહે. આ પ્રમાણે, જો કૅશિયોને મારી નાખવામાં આવે તો,

ઓથેલો હાકેમ તરીકે સાઈપ્રસમાં રહે, અને રોડરિગોનું કામ સિદ્ધ થવાનો અવકાશ રહે. આથી ભોળવાઇ રોડરિગો કૅશિયોને મારવાનું કબુલ કરેછે; અને વાળુ કરી બીઅઁકાને ઉતારેથી પોતાને ઉતારે જવા કેશિયો નીકળે, ત્યારે એનું કામ કાઢી નાંખવું, અને તેમાં પાસે રહી ઇયાગો એને મદદ કરશે, આવી યોજના ઘડાયછે. અહીં બીજો પ્રવેશ પૂરો થાયછે.

ચોથા અંકનો ત્રીજો પ્રવેશ શેકસપીઅરની અનુપમ કળાનો અદ્ભૂત નમુનો છે. ડેઝડિમોનાના ભાવીનું સૂચન આમાંથી ધ્વનિત છે. મોલ્ટન જેને નાટકીય ભવિષ્ય-કથન (dramatic foreshadowing) કહેછે, તેનું ઉત્તમ દૃષ્ટાંત આ પ્રવેશ છે. અર્વાચીન શાસ્ત્ર સંમત થાયછે કે હૃદયની વિશુદ્ધિમાં ભવિષ્ય જાણવાની કાંઇક ગુપ્ત સત્તા રહેલી છે; અને પ્રાણવિનિમયના પ્રયોગમાં તો હૃદયની વિશુદ્ધિની અગત્યતા સારી પેઠે સ્વીકારવામાં આવેલી છે. સામાન્ય અનુભવના બારીક અવલોકનમાંથી પણ આ વાત સિદ્ધ થાયછે. કોઇ કોઈ વખતે સ્વપ્નાં સાચાં પડેછે તેનું કારણ એ કે હૃદય એ વખતે રાગ રહિત બની વસ્તુને યથાસ્થિત જોઇ શકેછે. આ પ્રવેશ આજ વાતનું દૃષ્ટાંત છે.

શરૂઆતમાં ઓથેલો ખુલ્લી હવામાં ફરેછે. દરમિયાન ડેઝડિમોનાને તુરતજ શયનગૃહમાં જવાની, અને ત્યાં કોઇને પણ પાસે નહિ રાખવાની એ આજ્ઞા કરેછે. પછી ઓથેલો અને લોદોવિકો જતા રહેછે, અને ડેઝડિમોના અને ઇમીલિયા રહેછે.

ડેઝડિમોનાના કહેવા પ્રમાણે ઇમીલિયાએ લગ્નનાં પાનેતર પથારીમાં મૂકી રાખ્યાં છે; અને એ જોઈ ડેઝડિમોના બોલી ઉઠેછે કે એમાંથી એકની એ મરી જાય તો એની ખાપણ બનાવવી. વળી, એની માની પાસે એક દાસી હતી, અને તે પ્રેમમાં પડી હતી, પણ તેનો પ્રીતમ દીવાનો થઇ જવાથી એને છોડી ચાલ્યો ગયો હતો, અને એક ગીત ગાતાં ગાતાં તે મરી ગઇ. એ ગીત આજે એના મનમાંથી ખસતું નથી. તેથી

એ ગાયછે. આંખો ફરકે છે; તેમાંથી શોકનું સૂચન થાયછે. અને છેવટે ગીત ગાતાં ડેઝડિમોના સુઇ જાયછે.

પાંચમા અંકની શરૂઆતથી નાટકનું કાર્ય અત્યંત ત્વરા ગ્રહેછે; અને શોકાન્ત પરિણામમાં વિરામ પામેછે. કૅશિયો બીઍંકાને ઉતારે વાળુ કરી પાછો ફરેછે. સંતાએલો રોડરિગો એના ઉપર હુમલો કરેછે. કૅશિયોને ઇયાગો પગમાં ઘાયલ કરી જતો રહેછે, અને રોડરિગોને કૅશિયો તલવારથી જખમી કરેછે. 'મદદ'નો પોકાર ઉઠેછે. આ પોકાર ઓથેલો સાંભળે છે, અને કૅશિયોને મુઓ જાણી આનંદ પામેછે; અને પછી પોતે ડેઝડિમોનાને મારવા જાયછે.

દરમિયાન ગ્રેશિયાનો અને લોદોવિકો પ્રવેશ કરેછે. મશાલ લઇ ઇયાગો આવેછે; અને જાણે પથારીમાંથી ઉઠીનેજ આવ્યો હોય એવો દેખાવ કરેછે. સૌને એકબીજાની ઓળખાણ પડેછે, અને કૅશિયોને મદદ કરવા સૌ જાયછે. એટલામાં રોડરિગો મરતો મરતો બોલેછે કે ઇયાગો હરામખોર છે. 'આજ ચોર' એમ કહી ઇયાગો એને ઠામ કરેછે. એટલામાં બીઍંકા આવેછે. કૅશિયોને પાલખીમાં ઘાલી સારવારને માટે મોકલી દેવામાં આવેછે. કૅશિયોના ઉપર મોહિત થયેલી બીઍંકા ચકિત થઇ કૅશિયોની સલામતી માટે ગભરાટમાં પડેછે. આનો લાભ લઈ સઘળી બીના ઇયાગો એને માથે ઓઢાડી દેછે. એવામાં ઇમીલિયા આવી સર્વ હકીકતથી વાકેફ થાયછે. બીઍંકાને પરહેજ કરવામાં આવેછે. અને ઓથેલોને ખબર કરવા ઇમીલિયા દોડી જાયછે.

બીજી તરફથી ઓથેલો શયનગૃહમાં પ્રવેશ કરેછે. ડેઝડિમોના નિદ્રાવશ છે. દીવો બળેછે. પ્રેમની મૂર્ત્તિ સમક્ષ ઓથેલો કોમળ બની ઉંઘતી અબળાને આલિંગન ઉપર આલિંગન આપેછે. આ આલિંગનથી અબળા જાગી ઉઠેછે, અને પોતાના સ્વામીનો સત્કાર કરેછે. ઓથેલો હવે સ્પષ્ટ આરોપ મૂકી કહેછે કે એણે આપેલો રૂમાલ એણે કૅશિયોને આપ્યો

છે. નિર્દોષ બાળા લાઇલાજ બની કેવળ અફસોસ કરેછે, અને તેને ઉંધા અર્થમાં સમજી શય્યામાં ચડી ઓથેલો ડેઝડિમોનાનું ગળું દાબવા એનો કાળો હાથ શ્વેત કંઠ ઉપર મૂકેછે. નિર્દોષ પક્ષી તરફડે છે. એક દિવસ—એક કલાક—અરધો કલાક—એકવાર પ્રાર્થના કરે ત્યાંસુધી—એને જીવતી રાખવા એ વિનવે છે, પણ નિશ્ચયમાં નહિ ડગતો ઓથેલો માનતો નથી, અને આ પ્રમાણે કૃષ્ણે નાજુક મોરલી ફોડી નાંખી. પણ '* અફસોસ! રાક્ષસના પંજામાં નિર્દોષ બાળકની માફક તરફડતી એને જોવી!— ક્રૂર હબસીના હાથમાં ઉત્તમ રત્નને આમ રોળાતું જોવું!— બાપડી ડેઝડિમોના!—' ઓથેલો પોતે આ બનાવ ઉપર પડદો નાંખવાને ઇંતેજાર છે, અને આપણને પણ એટલુંજ જોઇએ છીએ.

જે ક્ષણે આખી આલમ ઉપર સૂર્યનું અને ચંદ્રનું સાથે એક મોટું ગ્રહણ થવું જોઇએ, અને આખી દુનિયા મ્હોં વિકાસી ચકિત બનવી જોઇએ, તેજ ક્ષણે ઇમીલિયા કૅશિયોના સંબંધમાં થએલી ઝપાઝપીની ખબર આપવા આવેછે. અહીંથી આપણાં હૃદયને કાંઇક સ્વસ્થતા પ્રાપ્ત થવા માંડેછે, કારણકે અહીંથી ઇયાગોના પ્રપંચને છતા પાડવાની યોજના છે. ઇમીલિયાને ડેઝડિમોનાના મૃત્યુની ખબર પડેછે. ઓથેલો પોતાનું કૃત્ય કબુલ કરેછે. ઇમીલિયા એને તિરસ્કારપૂર્વક ઠપકો આપેછે. એવામાં કેશિયાનો, લોદોવિકો અને ઇયાગો આવેછે. પોતાની પાસે જે રૂપમાં વાત આવીછે, તેજ રૂપમાં સર્વની સમક્ષ ઓથેલો સઘળી વાત જાહેર કરેછે. પોતાનો પતિ જ સર્વનું કારણ છે એમ જાણી ઇમીલિયા ચકિત થાયછે. પતિની પતીજ પત્નીને પડતી નથી એ જોઈ ઓથેલો આશ્ચર્ય પામેછે. જે રૂમાલને લીધે આ વિપરિત પરીણામ બન્યું, તે રૂમાલ એક વખત ડેઝડિમોનાએ ભૂલથી પડયો રહેવા દીધેલો, તે ઇમીલિયાએ લઈ ઇયાગોને આપ્યો હતો, એ સાદી અને સાચી વાતથી વાતનું સ્વરૂપ તદ્દન બદલાઇ જાયછે. પરંતુ ખરી વાત કહેતાં ઈમીલિયા ઈયાગોની તલવારનો ભોગ બને છે.

* મીસીસ જેઈમસન.

કૅશિયો આવી રૂમાલનો ખુલાસો આપેછે, અને મુએલા રોડરિગોના ખીસામાંથી મળેલા કાગળો ઇયાગોના પ્રપંચને અથથી ઇતિ સ્પષ્ટ કરે છે. ઇયાગો કનેથી કબુલત કઢાવવામાં આવેછે. ઓથેલો પસ્તાય છે; અને ડેઝડિમોનાના શબ ઉપર તલવારથી આપઘાત કરેછે. ઇયાગોને રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવેછે. આ પ્રમાણે એકજ પથારીના 'કરૂણમય' દેખાવથી હૃદય કંપાયમાન બની જાયછે, અને અહીં નાટક પૂરૂં થાયછે.

આ પ્રમાણે નાટકનું વસ્તુ આપણે જોઇ ગયા. 'જૂલિયસ સીઝર' ના વસ્તુમાં અને આ નાટકના વસ્તુમાં દેખીતી ભિન્નતા છે, એ તો સ્પષ્ટ છે. જૂલિયસ સિઝરનું વસ્તુ સાદું અને સરળ છે, પણ આ નાટકનું વસ્તુ જૂદી જૂદી ગુંથણીઓથી ભરપૂર છે. તથાપિ આ સર્વ ગુંથણીઓની સહાયથી આ નાટકમાં કેવું પ્રૌઢત્વ આવેછે, એ અવલોકવું બહુ સુંદર છે. નાટકનાં નાનાં નાનાં કાર્યો મુખ્ય કાર્યમાં ભળી જઈ છેવટે ત્વરિત વેગથી એકજ પ્રવાહમાં કેવી રીતે વહેછે, એ અવલોકવા યોગ્ય છે. 'જે સાદું છે, જેમાં કાંઈ નકામું નથી હોતું, જે પોતાનો ઉદ્દેશ બરાબર પાર પાડેછે, જેનો સંબંધ સર્વ સાથે હોયછે, જે ઘણા છેડાઓનું મધ્યસ્થ હોયછે, તેને આપણે સૌંદર્ય કહીએ છીએ,' એ એમર્સનની વ્યાખ્યા છે. આ સઘળી કસોટીમાંથી આ નાટક પાર જઇ શકે તેમ છે. લંબાણ થઇ જવાના ભયે, ટુંકામાં આપણે નાનાં નાનાં કાર્યો એક મુખ્ય કાર્યમાં કેવી રીતે ભળી જાયછે તેજ અવલોકશું. મોલ્ટન કહેછે તે પ્રમાણે આ નાટકમાં જૂદાં જૂદાં આઠ કાર્યની પ્રતીતિ આપણને થાયછે:—

(૧) કૅશિયો અને બીઍંકાનો આડો વ્યવહાર.

ચાર પ્રસંગે આ વ્યવહાર નાટકમાં આપણી નજરે ચડેછે. બે વાર કૅશિયોને ઠપકો આપવા બીઍંકા આવેછે. એક વખત ઇયાગો અને કૅશિયોની વચ્ચે એની વાત થાયછે. અને છેવટે કૅશિયો જ્યારે ઘાયલ થાયછે, ત્યારે બીઍંકા આવેછે.

(૨) ડેઝડિમોનાની પછવાડે રોડરિગો દુષ્ટ ઉદ્દેશે પડેલોછે તે.
(૩) ઓથેલો અને ડેઝડિમોનાનો પ્રેમ.
(૪) રોડરિગોની વિરૂદ્ધ ઇયાગોનું કાવત્રું.
(૫) કૅશિયોની જગા મેળવવાનું ઇયાગોનું કાવત્રું.
(૬) કૅશિયોને જીવથી મારી નાંખવાનું ઇયાગોનું કાવત્રું.
(૭) ડેઝડિમોના અને ઓથેલોનું સત્યાનાશ વાળી નાંખવાનું ઇયાગોનું કૌભાંડ.
(૮) આ સર્વનો બદલો ઇયાગોને મળેછે તે.

રોડરિગો ડેઝડિમોના ઉપર ફીદા છે, એ વાત જાણીતી છે. પણ ડેઝડિમોના તો ઓથેલો સાથે પરણી ચૂકી, તેથી હવે રોડરિગોને નિરાશા આવેછે. રોડરિગો પાસે પૈસા છે, અને એ પૈસા ઇયાગોને પોતાના કરવાના છે. તેથી રોડરિગોને સમજાવવાની એને જરૂર પડેછે. દરમિયાન ઇયાગોને સાઇપ્રસ જવું પડેછે, અને રોડરિગો પાછળ રહે એ ઇયાગોને અનુકૂળ નથી. તેથી રોડરિગોને સમજાવી એ સાઇપ્રસમાં લાવેછે. આ પ્રમાણે ચોથા કાર્યનો ઉદય થાયછે. એનો અંત કેવી રીતે આવેછે, તે આપણે જાણીએ છીએ. સાઇપ્રસમાં આવ્યા પછી કૅશિયોની જગા ઇયાગોને જોઇએ છીએ. પણ કૅશિયો ઓથેલોનો માનીતો છે; અને કોઇ દોષમાં એને લાવ્યા સિવાય એ કામ બને તેમ નથી; એટલામાટે એને દારૂ પાવાનું કપટ ઇયાગો યોજેછે, અને તેમાં રોડરિગોનેજ એ આગળ કરેછે. રોડરિગોને અને કૅશિયોને કશો સંબંધ નથી, એટલુંજ નહિ પણ કૅશિયો તો રોડરિગોને ઓળખતો પણ નથી. ઇયાગોને આ કામમાં આવાજ સંબંધની જરૂર હતી, અને રોડરિગોને એ કેવી રીતે સમજાવે છે, તે આપણે જાણીએ છીએ. આ પ્રમાણે ચોથું અને પાંચમું કાર્ય એક થઇ જાયછે. કૅશિયોને દારૂ પાયો, અને બરતરફ કરાવ્યો. એ વખતે ડેઝડિમોના પથારીમાંથી ઉઠી ઓથેલોની પછવાડે કજીયાના સ્થળે આવેછે,

કૅશિયો આવી રૂમાલનો ખુલાસો આપેછે, અને મુએલા રોડરિગોના ખીસામાંથી મળેલા કાગળો ઇયાગોના પ્રપંચને અથથી ઇતિ સ્પષ્ટ કરે છે. ઇયાગો કનેથી કબુલત કઢાવવામાં આવેછે. ઓથેલો પસ્તાય છે; અને ડેઝડિમોનાના શબ ઉપર તલવારથી આપઘાત કરેછે. ઇયાગોને રીબાવી રીબાવીને મારી નાંખવામાં આવેછે. આ પ્રમાણે એકજ પથારીના 'કરૂણ-મય' દેખાવથી હૃદય કંપાયમાન બની જાયછે, અને અહીં નાટક પૂરૂં થાયછે.

આ પ્રમાણે નાટકનું વસ્તુ આપણે જોઇ ગયા. 'જૂલિયસ સીઝર' ના વસ્તુમાં અને આ નાટકના વસ્તુમાં દેખીતી ભિન્નતા છે, એ તો સ્પષ્ટ છે. જૂલિયસ સિઝરનું વસ્તુ સાદું અને સરળ છે, પણ આ નાટકનું વસ્તુ જૂદી જૂદી ગુંથણીઓથી ભરપૂર છે. તથાપિ આ સર્વ ગુંથણીઓની સહાયથી આ નાટકમાં કેવું પ્રૌઢત્વ આવેછે, એ અવલોકવું બહુ સુંદર છે. નાટકનાં નાનાં નાનાં કાર્યો મુખ્ય કાર્યમાં ભળી જઈ છેવટે ત્વરિત વેગથી એકજ પ્રવાહમાં કેવી રીતે વહેછે, એ અવલોકવા યોગ્ય છે. 'જે સાદું છે, જેમાં કાંઈ નકામું નથી હોતું, જે પોતાનો ઉદ્દેશ બરાબર પાર પાડેછે, જેનો સંબંધ સર્વ સાથે હોયછે, જે ઘણા છેડાઓનું મધ્યસ્થ હોયછે, તેને આપણે સૌંદર્ય કહીએ છીએ,' એ એમર્સનની વ્યાખ્યા છે. આ સઘળી કસોટીમાંથી આ નાટક પાર જઇ શકે તેમ છે. લંબાણ થઇ જવાના ભયે, ટુંકામાં આપણે નાનાં નાનાં કાર્યો એક મુખ્ય કાર્યમાં કેવી રીતે ભળી જાયછે તેજ અવલોકશું. મોલ્ટન કહેછે તે પ્રમાણે આ નાટકમાં જૂદાં જૂદાં આઠ કાર્યની પ્રતીતિ આપણને થાયછે:—

(૧) કૅશિયો અને બીઍંકાને આડો વ્યવહાર.

ચાર પ્રસંગે આ વ્યવહાર નાટકમાં આપણી નજરે ચડેછે. બે વાર કૅશિયોને ઠપકો આપવા બીઍંકા આવેછે. એક વખત ઇયાગો અને કૅશિયોની વચ્ચે એની વાત થાયછે. અને છેવટે કૅશિયો જ્યારે ઘાયલ થાયછે, ત્યારે બીઍંકા આવેછે.

(૨) ડેઝડિમોનાની પછવાડે રોડરિગો દુષ્ટ ઉદ્દેશે પડેલોછે તે.

(૩) ઓથેલો અને ડેઝડિમોનાનો પ્રેમ.

(૪) રોડરિગોની વિરૂદ્ધ ઇયાગોનું કાવત્રું.

(૫) કૅશિયોની જગા મેળવવાનું ઇયાગોનું કાવત્રું.

(૬) કૅશિયોને જીવથી મારી નાંખવાનું ઇયાગોનું કાવત્રું.

(૭) ડેઝડિમોના અને ઓથેલોનું સત્યાનાશ વાળી નાંખવાનું ઇયાગોનું કૌભાંડ.

(૮) આ સર્વનો બદલો ઇયાગોને મળેછે તે.

રોડરિગો ડેઝડિમોના ઉપર ફીદા છે, એ વાત જાણીતી છે. પણ ડેઝડિમોના તો ઓથેલો સાથે પરણી ચૂકી, તેથી હવે રોડરિગોને નિરાશા આવેછે. રોડરિગો પાસે પૈસા છે, અને એ પૈસા ઇયાગોને પોતાના કરવાના છે. તેથી રોડરિગોને સમજાવવાની એને જરૂર પડેછે. દરમિયાન ઇયાગોને સાઇપ્રસ જવું પડેછે, અને રોડરિગો પાછળ રહે એ ઇયાગોને અનુકૂળ નથી. તેથી રોડરિગોને સમજાવી એ સાઇપ્રસમાં લાવેછે. આ પ્રમાણે ચોથા કાર્યનો ઉદય થાયછે. એનો અંત કેવી રીતે આવેછે, તે આપણે જાણીએ છીએ. સાઇપ્રસમાં આવ્યા પછી કૅશિયોની જગા ઇયાગોને જોઇએ છીએ. પણ કૅશિયો ઓથેલોનો માનીતો છે; અને કોઇ દોષમાં એને લાવ્યા સિવાય એ કામ બને તેમ નથી; એટલામાટે એને દારૂ પાવાનું કપટ ઇયાગો યોજેછે, અને તેમાં રોડરિગોનેજ એ આગળ કરેછે. રોડરિગોને અને કૅશિયોને કશો સંબંધ નથી, એટલુંજ નહિ પણ કૅશિયો તો રોડરિગોને ઓળખતો પણ નથી. ઇયાગોને આ કામમાં આવાજ સંબંધની જરૂર હતી, અને રોડરિગોને એ કેવી રીતે સમજાવે છે, તે આપણે જાણીએ છીએ. આ પ્રમાણે ચોથું અને પાંચમું કાર્ય એક થઇ જાયછે. કૅશિયોને દારૂ પાયો, અને બરતરફ કરાવ્યો. એ વખતે ડેઝડિમોના પથારીમાંથી ઉઠી ઓથેલોની પછવાડે કજીયાના સ્થળે આવેછે,

અને પોતાની પ્રિયાને આટલી તસ્દી પડી એટલામાટે ઓથેલો પોતાના ખાસ મિત્રને સખ્ત સજા કરેછે. દંપતીનો આ પ્રેમ જાણી ઇયાગોએ એનો ઉપયોગ કરી લીધો. કૅશિયોને એણે સમજાવ્યો કે ઓથેલોની પ્રીત પુનઃ સંપાદન કરવાનો એક જ રસ્તો છે, અને તે એકે ડેઝડિમોનાને વિનવી એની જ મારફત કામ લેવું. કૅશિયોએ એ સલાહ માની, અને તેથી ત્રીજું, ચોથું, પાંચમું અને સાતમું કાર્ય એક બીજામાં ગુંથાઇ જાયછે; કૅશિયો ડેઝડિમોનાને પોતાની જગા માટે આગ્રહપૂર્વક વિનવે છે, અને તેજ વખતે ઇયાગો ઉંધું શલ્ય ભરાવેછે; અને તેથી ઇયાગોનું મુખ્ય કાર્ય પાર પડવાનો વખત આવેછે. ઓથેલોના મનમાં વેહેમ ઉપજાવવા માટે ઇયાગો કૅશિયોને આ પ્રમાણે નિમિત્ત બનાવેછે, અને તેથી છઠું કાર્ય પણ સૌની સાથે ભળી જાયછે. ઓથેલોને હવે વેહેમ આવ્યોછે, પણ સાબીતિ જોઇએ છીએ. આ સાબીતિ માત્ર રૂમાલની છે, એ આપણે જાણીએ છીએ. એ રૂમાલ કૅશિયોએ બીઅँકાને આપ્યો; બીઅँકાએ એને પાછો આપ્યો, અને ઓથેલોએ એ જોયો, એટલે એના મનને સાબીતિ પણ થઇ ચૂકી. આ પ્રમાણે બીઅँકા પણ નાટકમાં સંકલિત થઈ જાયછે, અને તેથી પેહેલું કાર્ય પણ સૌની સાથે ભળી જાયછે. એટલામાં વેનિસથી હુકમ આવેછે કે કૅશિયોને સાઇપ્રસની હાકેમી સોંપી ઓથેલોએ પાછા ફરવું. આનો લાભ લઇ કૅશિયોને મારી નાંખવા ઇયાગો રોડરિગોને ઉશ્કેરેછે. રોડરિગો ઇયાગોને અપ્રમાણિક ધારેછે, પણ ડેઝડિમોનાની લાલચે એ વશ બની જાયછે. ડેઝડિમોનાને મેળવવા એ શું શું કરેછે, એ આ ઉપરથી સ્પષ્ટ છે. અને એ પ્રમાણે બીજું કાર્ય પણ સૌની સાથે ભળી જાયછે. આ પ્રમાણે ઇયાગો સર્વનો ઉપયોગ કરેછે, અને ઓથેલો અને ડેઝડિમોનાના વિનાશમાં સર્વ વિરામ પામેછે.

આઠમા કાર્યનો વિસ્તારથી વિવેચન કરવાનો અહીં પ્રસંગ નથી. ઓથેલો અને ડેઝડિમોનાની જે દુર્દશા થાયછે, તે કેવળ ઇયાગોનાં જ

કારસ્થાનનો પ્રતાપ છે, એમ જો કોઈના મનને આવતું હોય, તો એ વિચારને સહેજ સુધારવાનો અહીં અવકાશ છે. ઇયાગોની હરામખોરીની જોડ મળવી મુશ્કેલ છે, છતાં પ્રારબ્ધનો ખેલ એની સહાયમાં નહોત, તો કદાચ પરિણામ આવું ન આવત. દાખલા તરીકે, ડેઝડિમોનાએ રૂમાલ ખોયો, એ પ્રારબ્ધનો પહેલો ખેલ; એ રૂમાલ ઇમીલિયાને જડયો, એ બીજો ખેલ. કૅશિયોએ પણ બીઅઁકાને જ આપ્યો, એ ત્રીજો ખેલ. બીઅઁકાને કૅશિયોનો વહેમ પડયો, અને કૅશિયોને એણે પાછો આપ્યો, અને ઓથેલો એજ વખતે ગુપ્ત હતો, અને જોયો એ ચોથો ખેલ. વેનિસથી હુકમ આવેછે એ પાંચમો ખેલ; કારણકે એ વખતે ડેઝડિમોના એવું બોલેછે કે ઓથેલોનો વહેમ એથી દૃઢ થાયછે. આમાંનું કશું ઇયાગોની ગણત્રીમાં નહોતું; અને છતાં એમાંની એકાદી વાતની ગેરહાજરી હોત તો ફેર પડી જાત. ખરેખર, નસીબ કરે તેવું કોઈ ન કરે. ઓથેલોને આબરૂ અને સત્યનું જીવન ગાળવું છે; એ બંનેમાંથી એને ભ્રષ્ટ કરવાનો આગ્રહ ઇયાગો લઇ બેઠોછે, અને એમાં દૈવ એને અનુકૂળ છે. પરંતુ આ ઉપરથી એમ સમજવાનું નથી કે અમે ઇયાગોનો બચાવ કરીએ છીએ. ઇયાગો પોતાના પ્રપંચોનો જે અપૂર્વ સંતોષ બતાવેછે, તે આથી અમે ઓછો કરી નાંખીએ છીએ. પોતાના કૌભાંડોનો ઇયાગોને જે બદલો મળેછે, તે કેવળ વાસ્તવિક છે; અને તેમાં વિશેષતા એટલી છે કે ઇયાગો જેને દુઃખ કહેછે, તેજ એને મળેછે. અને મને લાગેછે કે શેકસ્પીઅરની ખૂબી જ એ છે કે ઇયાગો જેવા માણસનો ન્યાય એને મોંહેજ એ તોળેછે. જોનારને દુઃખ લાગે અને ભોગવનારને સુખ લાગે, એવું પણ બનેછે. પણ ઇયાગોના સંબંધમાં એમ નથી, એ જોઈ આપણને સંતોષ થાયછે. ઇયાગો કૅશિયોને કહેછે કે આબરૂને ઈજા થાય તે કરતાં શારીરિક ઇજામાં વધારે દુઃખ છે: અને છેવટે ઓથેલોને કહેછે કે એને ઇજા થઇ છે, પણ એ મુઓ નથી. મૃત્યુને અને શારીરિક ઇજાને

અંનેને એ દુઃખ ગણેછે, અને ક્રૂરમાં ક્રૂર રીબામણીથીજ એનું મૃત્યુ થાયછે. તથાપિ એમાં બીજી રીતે પણ કેવી યથાર્થતા છે તે આપણે બીજે સ્થળે જોઇશું.



# પાત્ર-ભેદ.

શેકસ્પીઅરનો વિજય સર્વથા પાત્ર-ચિત્રણ ઉપર રહેલોછે. આ નાટકમાં વસ્તુ અને પાત્રોને એવો સેંદ્રિય સંબંધ યોજીત થયોછે કે બંનેને સ્પષ્ટ રીતે જૂદાં પાડી પૃથક્કરણના જૂદા જૂદા કટકા વાંચનારની સમક્ષ મૂકવા, એ મારે માટે તો કેવળ વિકટતાનું કામ છે. તથાપિ, એનાં નાટકોનાં પુષ્કળ વિવેચન થયેલાંછે, અને તેમની સહાયે એનાં નાટકો સમજવાનો પ્રયાસ હું કરૂંછું.

શેકસ્પીઅરનું પાત્ર-ચિત્રણ પ્રત્યેક વાંચનારને પૃથક્ પૃથક્ ઉપદેશ આપેછે. અને એમ બને તોજ, લેખની સાર્થકતા છે. નહિ તો નાટકનાં પાનાંના થોકડે થોકડા જળ ઉપર કરેલા લીટા જેવા છે. એટલામાટે એનાં પાત્ર-ચિત્રણમાં એણે કઈ પદ્ધતિ ગ્રહણ કરીછે, તેનો વિચાર અહીં અપ્રાસંગિક નહિ ગણાય.

બીજા લેખકોની પેઠે શેકસ્પીઅરનાં પાત્રો મનુષ્યો જેવાં નથી, પણ મનુષ્યોજ છે; અર્થાત્ બીજા લેખકો કૃત્રિમ પાત્રો રચેછે, ત્યારે શેકસ્પીઅરે પોતાના નાટકોમાં મનુષ્યની વાસ્તવિક સૃષ્ટિજ રચીછે. આ વાત આપણે એક દૃષ્ટાંતથી બરાબર સમજીએ. એક કાકડી અગર જમરૂખ બનાવવું હોય તો, બીજા કારિગરો એની છાલથી શરૂ કરેછે, અર્થાત્ ઉપલું ખોખું પહેલું બનાવેછે, અને પછી અંદર પેસતા જાયછે. એથીકરીને અંદરના રસને બહારનાં ખોખાંને આધીન રહેવું પડેછે. પરિણામ એ આવેછે કે ખરી વસ્તુ જેવાં ઉપરથી આપણને એ જણાયછે, પણ તોળવાથી તેમનું વજન જણાઇ જાયછે. પરંતુ શેકસ્પીઅરને એ પદ્ધતિ ન રૂચી. એણે તો વસ્તુના હૃદયમાંજ એકદમ ઝંપલાવી દીધું, અને ત્યાંથી

ખરી વસ્તુ મેળવ્યા પછી, વસ્તુની સાથેજ બહાર નીકળવાનો એણે પરિશ્રમ લીધો. આ ભેદ દેખીતો છે. એથીકરીને શેકસ્પીઅરનાં પાત્રો બોલતાં ચાલતાં, વ્યાવહારીક, ખરેખરાં મનુષ્યોજ છે; અને ખરેખરાં મનુષ્યો હોવાથીજ એમનાં હૃદય જાણવાની આપણને અપેક્ષા થાયછે, અને જીજ્ઞાસા રહેછે. એનાં પાત્ર-ચિત્રણ ઉપર આટલામાટે આપણને વિશ્વાસ રહેછે, અને એનાં પાત્રો ઉપરથી મનુષ્યોને ઓળખવાનો અવકાશ આવી રીતે આપણને મળેછે. કારણકે એમનાં હૃદય આપણે જોઈ શકીએ છીએ, એમની વૃદ્ધિ, એમનું પોષણ, એમના રંગ, એમની વિચિત્રતા, અને એમના રાગ અને વિરાગ, એ સર્વ આપણે જોઈ શકીએ છીએ. દરેક પાત્રની પાછળ ઘણું હોયછે, આગળ ઘણું હોયછે, દેખાયછે તેથી એ વિશેષ હોયછે; એથીજ કરીને આપણા વિચારને સપૂર્ણ ખોરાક ત્યાંથી મળેછે, અને પરિચિતતાના દરેક પ્રસંગે આપણને નવું નવું શીખવેછે.

છતાં એનાં પાત્રો સામાન્ય મનુષ્ય કરતાં કાંઈક વિશેષ છે. એમ ન હોય તો એ આપણને ઉપદેશ આપી ન શકે, અને આપણી જીજ્ઞાસાના પ્રમાણમાં આપણને પરિતૃપ્તિ પ્રાપ્ત ન થાય. આ વિશેષતા પાત્રોની પોતાની લોકોત્તરતા (ideality) માંથી ઉભી થાયછે, અને છતાં આ વિશેષતા ગૂઢ અને યથાસ્થિત હોવાથી, તેને દંભનો પ્રસંગ રહેતો નથી. માત્ર જ્યારે આપણે એનો ખાસ વિચાર કરવા બેસીએ છીએ, ત્યારેજ પોતાની હયાતી આપણને એ જાહેર થવા દેછે. એમ ન હોત તો પાત્રો આપણને દાંભિક લાગત, અને તેથી આપણને કંટાળો આવત. પોતાનાં પાત્રોમાં આ લોકોત્તરતા શેકસ્પીઅર કેવી રીતે દાખલ કરી શક્યોછે, એ સમજવું મુશ્કેલ છે, અને સમજાવવું એથી મુશ્કેલ છે, કારણકે શેકસ્પીઅરની અદ્ભુત શક્તિજ એમાં સમાએલીછે. દરેક પાત્રની સાથે એ એવો તન્મય બની જાયછે, કે તેમાંથી આ લોકોત્તરતા આવેછે. અને છતાં એ પોતે પોતાની વ્યક્તિ સાચવી રહેછે.

કોઈ પણ મનુષ્ય પોતાનો આખો સ્વભાવ અમુક વખતેજ કે એકાદા વચનમાં જણાવી શકતો નથી. ઉલટું, અમુક મનુષ્યનો સ્વભાવ સમજવામાં દિવસોના દિવસો, અને કદાચ વર્ષોનાં વર્ષો પણ વહ્યાં જાય છે. પોતાના પાત્રોનો સ્વભાવ પ્રત્યક્ષ કરવામાં શેકસ્પીઅરને થોડામાં થોડી જગા અને થોડામાં થોડાં વચનો વાપરવાનાં છે, અને વળી એ વચનો એ પાત્રને મુખેજ કઢાવવાનાં છે. આટલામાટે આ વચનો એની પાત્રતાને અનુરૂપ અને નાટકનાં વસ્તુને સહાયક જોઇએ; કે જેથીકરીને પાત્રની પાત્રતા આપણને સુવ્યક્ત થઇ રહે. પોતાની આકૃતિમાં એ કઇ કરામત વાપરેછે, એ સ્પષ્ટ સમજાવવું અશકયછે. નવલકથાકાર ફીલ્ડીંગ કહેછે કે દારૂની કે મદ્યની અસર મનુષ્યનો સ્વભાવ બદલાવતી નથી, પણ માત્ર વિકસિત કરેછે; અર્થાત્, પોતાનીવિસ્મૃતિ કરાવી, હૃદયગત વિકારોને ખુલ્લા કરી બતાવેછે. વ્યવહાર અને સ્વાર્થનાં બંધનને અનુસરી મનુષ્યો સંસારમાં ઘણુંકરીને સંભાળથી ચાલેછે, અને દરેક પળે પોતાના હૃદયના ઉછાળાને દબાવેછે. આ સંભાળની બેડી તોડી નાખવાનું કામ દારૂ કે મદ્ય કરેછે. આવીજ જાતનો કોઇક પ્રયોગ શેકસ્પીઅર પોતાનાં પાત્રોની સાથે કરેછે. દરેક પાત્ર એની પાસે આવતાં ખુલ્લું અને ઉદાર બની જાયછે, અને પોતાના એકેએક માનસિક રોગ, જાણે પોતાના ખાસ વૈદ્યને કહેતાં હોય તેમ, તેને કહી દેછે. એથીકરીને, એમના સંબંધનું દરેક સત્ય એમનેજ મુખે એ કેહેવરાવેછે. શેકસ્પીઅરનો સંબંધ પોતાના પાત્રોની સાથે આવો છે.

આ પ્રમાણે દરેક પાત્રની સાથે તન્મય થઇ શેકસ્પીઅર એને ઉકેરેછે. જો શેકસ્પીઅર પાત્રને વશ બની જાય, તો પછી એને એ ઉકેરી શકે નહિ. જો પાત્ર શેકસ્પીઅરને વશ બની જાય, તો જૂદાં જૂદાં ચિત્રોને બદલે શેકસ્પીઅરનું પોતાનુંજ ચિત્ર આપણને જૂદે જૂદે રૂપે મળે. દરેક જણુ એક બીજાને વશ છતાં, સ્વતંત્ર રહેછે. બન્ને સાથે

રહી કામ કરેછે. બન્નેનાં હૃદયનું સંમીલન થાયછે, અને છતાં કવિ પોતાની બુદ્ધિ વિકાર રહીત રાખી શકયો છે; અને તેથી પાત્રને એની બુદ્ધિનો લાભ મળેછે, અને એ લાભના બદલામાં પોતાથી બની શકે એટલાં પોતાનાં સત્યો એ કહેછે. એજ અદ્‌ભૂતતા છે.

દરેક પાત્ર એની પાસે આવતાં ખુલ્લું અને ઉદાર બની પોતાનો સ્વભાવ એને કહી દેછે. આવી રીતે સ્વભાવનું બીજ એના હાથમાં આવતાં પોતાનાજ આપેલા સંજોગોની વચમાં એ પાત્રને એ મૂકેછે; અને તેમાંજ સ્વભાવના આ બીજને વિકસિત થવાનો અવકાશ એ આપે છે. જેમ જેમ સંજોગના સંબંધમાં આવતું જાયછે, તેમ તેમ એ બીજ વિકસિત થતું જાયછે, અને છેવટે એની વ્યક્તિનો નિર્ણય બાંધવાનો અવકાશ આપણને આપેછે, કારણકે આપણી આંખ તળેજ એ છેવટ સુધી વૃદ્ધિ પામેછે.

સંસારમાં પણ એમજ બનેછે. દરેક મનુષ્યને જન્મથીજ પોતાની સૃષ્ટિ હોયછે, અર્થાત્ સ્વભાવનું કોઇક બીજ લઇ અમુક સંજોગોમાં એ અવતરેછે. આ બન્ને એક બીજાં ઉપર પોતપોતાની અસર કર્યા વિના રહેતાં નથી, અર્થાત્, સંજોગની અસર મનુષ્યના સ્વભાવ ઉપર થયા વિના રહેતી નથી, અને સ્વભાવની અસર એના સંજોગ ઉપર થયા વિના રહેતી નથી. બાહ્યજીવન અને આંતરજીવનની જે વાત આપણે જૂલિયસ સીઝરમાં અવલોકી છે, તેજ વાતને આપણે અહીં કંઇક જૂદે રૂપે જોઇએ છીએ.

આ બંનેના સંયોગથી વ્યવહારમાં મનુષ્યનું જે દૃશ્ય જીવન થાયછે, તે તેનું વર્તન સમજવાનું છે. સ્વભાવ અને સંજોગની ભિન્નતાને લીધે મનુષ્ય માત્રની જૂદી જૂદી સૃષ્ટિ હોયછે, અને તેથી એકજ વાત જૂદી જૂદી સૃષ્ટિમાં જૂદે જૂદે રૂપે પ્રતીત થાયછે. જેમ એક દેશનો ચાલ કોઈ બીજા દેશમાં કુચાલ ગણાય છે, તેમ એક મનુષ્યની સૃષ્ટિની

વાત બીજા કોઇને જૂદે રૂપે ભાસેછે, અને એ ઉપરથી તેના સંબંધમાં તેમનું વર્ત્તન જૂદું જૂદું થાયછે. તાલેવંત માણસને જે વસ્તુ જરૂરની લાગેછે, તે નિર્ધનને માત્ર વિલાસની વસ્તુ લાગેછે. સ્વભાવને સંજોગની જેટલી અનુકૂળતા, તેટલી વ્યવહારમાં સરલતા; અને જેટલી પ્રતિકૂળતા, તેટલી હૃદયને વિટંબણા. અર્થાત્, સ્વભાવ અને સંજોગના વિરોધને લીધે મનુષ્યના જીવનમાં કરૂણાનું તત્ત્વ દાખલ થાયછે; અને આ તત્ત્વ જ્યારે સ્ફુટ બનેછે, ત્યારે તેમાંથી શોકનો પ્રસંગ ઉભો થાયછે. કારણકે હૃદયે ધારેલી વસ્તુમાં નિષ્ફળતા કે નિરાશા એ દુઃખ. આટલામાટે ડાહ્યા માણસો કોઈ વસ્તુની અપેક્ષાને અંતરમાં પેસવા દેતા નથી. હવે સ્વભાવનું બીજ સારૂં હોયછે, અને નરસું પણ હોયછે. સંજોગો પણ સારા કે નરસા હોયછે. જ્યાં આ બન્નેમાં સમાનતા નથી હોતી, ત્યાં મનુષ્યના હૃદયમાં વ્યવહારના યોગે કોઇ કોઇ અસ્પષ્ટ ઇચ્છાઓના ફણગા ફૂટેછે, અને આ ફણગા સ્વભાવને અનુસરી સારા કે નરસા હોયછે. પણ અહીંઆં એક ત્રીજી વસ્તુ વચમાં પડેછે. સ્વભાવને અનુસરી ઉઠેલા ફણગા સારા છે કે નરસા, તેનો નિર્ણય મનુષ્યની બુદ્ધિ કરી આપેછે, અને દરેક માનસિક તંદુરસ્તી વાળા માણસમાં આ બુદ્ધિ હમેશાં જાગ્રત હોયછે. આ પ્રમાણે મનુષ્યને પુરૂષાર્થનો અવકાશ છે. જ્યાં સુધી આ ઇચ્છાઓ બુદ્ધિના કબજામાં રહેછે, ત્યાંસુધી તેઓ શ્રેયસ્કર છે: પણ જ્યારે તેઓ બળવાન બની વ્યવહારમાં દોરેછે, ત્યારે તેઓ સ્પષ્ટ ઇરાદાઓનું રૂપ ધારણ કરેછે; અને સંજોગોના સંબંધમાં આવતાં એ બીજને અન્યથા થાયછે. આવી રીતે સંજોગો હૃદયને સમાજ સમક્ષ જુદું કરી બતાવેછે.

અને સમાજના નીતિના વિચારો, આવી જાતના સંજોગનાં દૃષ્ટાંત છે. આ સંજોગોને પણ અધીન રહેવાની આવશ્યકતા છે, અને એનો ભંગ થવાથી પણ દુઃખ થવાનો સંભવ છે, કારણકે તેથી આખો સમાજ શત્રુ થઇ પડેછે. આટલામાટે રામે ગર્ભાવસ્થામાં પણ સીતાને વનવાસ આપ્યો હતો; તથાપિ પોતાના સ્વભાવની તેમાં પ્રતિકૂળતા હોવાથી તેમાં જે કરૂણાનું તત્ત્વ રહેલું હતું, તેને પોષિત કરી કવિવર ભવભૂતિએ કરૂણરસ-પ્રધાન નાટક લખ્યું. બીજી જાતના સંજોગ તે વ્યક્તિના પોતાના સંજોગ છે. આ સંજોગોની ગેરમાહીતીને લીધે મનુષ્યનું વર્તન જૂદે રૂપે પણ સમજાય છે, અને સંબંધના પ્રમાણમાં પછી એ માણસ સુખરૂપ કે દુઃખરૂપ થઇ પડેછે. ઓથેલો ઇયાગોને છેવટ સુધી પ્રમાણિક ધારેછે, તેનું કારણ એજ છે. દમયંતીને દેવે આપેલા વરદાનની નળ રાજાને ખબર નહોતી; તેથી જ્યારે મુએલાં મત્સ્યો હાથમાં આવતાં સજીવન થઇ જતાં રહ્યાં, એ જોઈ નળને વેહેમ આવ્યો અને નિર્દોષ સતિને રાનમાં રખડતી મૂકી ચાલ્યો ગયો. જ્યાં જ્યાં સંજોગના મૂળ સમજાતાં નથી, ત્યાં ત્યાં અજ્ઞાનતાએ કરીને એ વાત નસીબના યોગે બની એમ આપણે કહીએ છીએ, અને મનુષ્યે પોતે જ ગમે ત્યારે પણ ઉભા કરેલા સંજોગનુંજ એ પરિણામ હોયછે, એ આપણે ભૂલી જઇએ છીએ. સંજોગો સ્વભાવથી જ કઠોર હોયછે, એટલે એકવાર સંજોગો ઉત્પન્ન થયા પછી તેમાં રહેલા પરિણામની પ્રસૂતિ થવીજ જોઇએ. અગ્નિમાં જેવી રીતે દાહ રહેલો છે, તેવીજ રીતે દરેક સંજોગમાં તેનું પરિણામ રહેલુંછે. આ પરિણામ એક છતાં એને જૂદી જૂદી રીતે સમજવાની સત્તા સ્વભાવમાં રહેલીછે. એથીજ કરીને જે વાત એકને સારી લાગેછે, તે કોઇને ખરાબ લાગેછે, અને કોઇને સમજાતી પણ નથી. મનુષ્યોનાં કાર્યો ઉપરથી એક લાગવા છતાં તેનાં કારણો જાણવાથી જૂદાં જૂદાં રૂપ ધારણ કરેછે. સત્તા મેળવવાનો વિચાર અને આગ્રહ ઘણાખરાને હોયછે. પણ તેમાંથી કોઇનો આગ્રહ એટલામાટે હોયછે કે તેમાંથી

કેવળ દ્રવ્ય પ્રાપ્તિ કરવી. કોઇ તેમાંથી દુર્વાસનાઓને તૃપ્ત કરવાનો ઇરાદો રાખેછે. કોઇ દુશ્મનોને દંડવાનો હેતુ રાખેછે. અને કોઈ વીર પુરૂષ એવો પણ હોયછે કે જે સમદૃષ્ટિ રાખી સામાજીક કલ્યાણનું સાધન સત્તાને બતાવેછે. આવી રીતે મનુષ્યોનાં કાર્યોનાં તાળાં જે કુંચીએ ઉઘડેછે, તે કુંચીઓને અવલોકવાથી જ તેમનાં હૃદય જણાયછે, અર્થાત્ મનુષ્યોનાં કાર્યો ઉપરથી તેમનો સ્વભાવ જણાયછે, તો એ કાર્યો બરાબર સમજવાને એમના સ્વભાવ પણ ઓળખવાની આવશ્યકતા છે. આ ધોરણ ઉપર આપણે આ નાટક સમજવાનો પ્રયત્ન કરશું.

ઓથેલો એક મોટો લશ્કરી સરદાર છે. અને સાત વર્ષનો હતો, ત્યારથી એનું જીવન લશ્કરી કામમાં ગયું છે. આપણા રજપૂત વીરોની પેઠે એના જીવનનો ઉદ્દેશ આબરૂ છે. આબરૂને નામે આબરૂનો ભોગ આપે એવો અપવિત્ર આ ઉદ્દેશ નથી. દુનિયાની સમક્ષ આબરૂનો દેખાવ સાચવી રાખવાની ખાતર અંદરખાનેથી આબરૂનો ભોગ ગમે તેવી રીતે અપાય, તો તેમાં હરકત નથી, એવું માનનારા અને આચરનારાની સંખ્યા કદાચ દુનિયામાં થોડી નહિ હોય. આવી જાતની આબરૂ તો, ઇયાગો કહેછે તે પ્રમાણે જોઇએ ત્યાં નથી હોતી, અને ન જોઇએ ત્યાં હોયછે, પણ શુદ્ધ આબરૂનું જીવન તો ખરેખરી નીતિ અને પ્રમાણિકતાનું વર્ત્તન હોયછે. તેથીજ, જ્યારે ઓથેલોની પ્રમાણિકતા ગયેલી એને લાગેછે. ત્યારે એ કહેછે:—

'Why Should honor outlive honesty?

આખી દુનિયાને આપવત્ ગણી, તેમના હક અને છૂટની સંભાળ રાખી, સમાજનું કલ્યાણ કરવામાં એ પ્રવૃત્ત રહેછે. આબરૂનો આ કાયદો કોઈ રાજાએ કે સરકારે સ્થાપેલો નથી, પણ સૃષ્ટિનિયંતાનો ઉદ્દેશજ એ છે. પ્રત્યેક મનુષ્યનું વર્ત્તન આ સુંગા બંધનથી બંધાવું જોઇએ. નહિતો મનુષ્યના હૃદયને ઉન્નત બનવામાં વિક્ષેપ આવેછે. આ બંધન

મનુષ્યની હૃદયગત ઉત્સુકતા અને તેના દૃશ્યસંસારને સાંધનારી સાંકળ છે. આવી આબરૂના નાશે, એમાં રાચતા મનુષ્યના જીવનનોજ નાશ છે. તેથીજ જ્યારે ઓથેલોને લાગેછે કે એની આબરૂનો નાશ થયો છે, ત્યારે એ કહેછે કે એનું બધું ગયુંછે.

ઓથેલો લશ્કરી સરદાર છે, એટલુંજ નહિ, પણ જાતે ઉંચી પ્રતિનો લડવૈયો છે. અને તેથીજ વેનિસ જેવા પરદેશી રાજ્યમાં માન પામી ઉંચી પદ્વીને એ પ્રાપ્ત થયોછે. એનો જન્મ અમીરી કુળમાં થયોછે. નાનપણથીજ એની જીંદગી તંબુવાળા મેદાનમાં ગઇછે. એનાં વચનો શેહેરી ગૃહસ્થોની માફક પોકળ સુઘડતાથી ભરેલાં નથી, પરંતુ લડવૈયાના સ્પષ્ટ અને કઠોર સ્વરથી ભરપૂર છે. ભયંકર જોખમની વખતે એ શાંત અને કુશળ છે. અમીરનાં માણસો તલવાર કાઢેછે, ત્યારે પોતે કેવળ શાંત રહી 'તમારી તલવારોને ઝાકળના ડાઘ પડશે, માટે મ્યાન કરો' એમ કહી શાંત કરેછે, છતાં નાના પ્રસંગે એ ઉશ્કેરાઇ જાયછે. સાઈપ્રસમાં આવ્યા પછી ડેઝડિમોનાને પ્રથમ આવેલી જોઇ એને ઉભરો આવેછે. જ્યાં દુશ્મન સામો આવેછે, ત્યાં એ નીડર અને શાંત છે; પણ જ્યાં દુશ્મન દેખાતો નથી, ત્યાં શું કરવું એ તેને સૂઝતું નથી. કેશિયો બરતરફ થાયછે, ત્યાં આ વાત સ્પષ્ટ છે. તેથીજ એ ઇયાગોને પણ વશ બનેછે. એને અનુભવ ઘણો થયોછે; એણે દુઃખ સહન કરવામાં બાકી રાખી નથી; છતાં કેટલાક સામાન્ય સિદ્ધાંત જાણવા સિવાય એમાંથી બીજું કાંઈ વધારે એને પ્રાપ્ત થયું નથી. ઉદાર અને વિશાળ નજરથી એ દરેકને જુએછે, અને ગૂઢ વસ્તુમાં માથું મારવાનો પ્રયત્ન કરતો નથી. અનુભવ અને દુઃખને લીધે એનું મન કેળવાઇ એને કબજે રહેતાં શીખ્યુંછે, પણ તેમને અવલંબી વિચાર કરતાં શીખ્યું નથી. તેથી નાની બાબતોમાં સુઝ ન પડયે એ ઉશ્કેરાઇ જાયછે. એનામાં એટલી સત્યતા અને પ્રમાણિક્તા છે કે બીજાની અપ્રમાણિક્તાનો એને વેહેમ

પણ આવતો નથી; અને છતાં અપ્રમાણિક માણસો કેવાં હોયછે, તેની એને ખબર છે. આવાં વિશુદ્ધ માણસો તદ્દન ભોળાં અને વિશ્વાસુ હોય છે, અને એ પણ એવો છે. એવા માણસને એક વખત વિશ્વાસ આવ્યો કે પછી એ વિશ્વાસની હદ નથી હોતી. ઢોંગ અને દંભ એના મનને મુશ્કેલમાં મુશ્કેલ કામ લાગેછે. એની સ્પષ્ટ-વકતૃતા, વેહેમની એનામાં ખામી, એના શુદ્ધ આત્માની સાદાઇ અને સત્યતા, એની ભલમનસાઇ, અને એનો કુલીન સ્વભાવ, એ ઠેકાણે ઠેકાણે એના દુશ્મનો પણ કબુલ કરેછે. અમીર એને ચાહેછે; મૉન્ટેનો એના ઉપર તદ્દન રાજી છે; સાઇપ્રસના લોકોને એ પ્રિય છે; કૅશિયો તો એનો આશ્રિતજ બની ગયોછે; ડેઝડિમોનાની તો વાત કરવાની નથી; લોડોવિકો પણ સાઇપ્રસમાં એના ગેરવર્ત્તનથી આશ્ચર્ય પામેછે, અને કહેછે કે એ વાત વેનિસમાં મનાશે નહિ. ઇયાગો પણ એના ગુણો સ્વીકારેછે. પણ આ સર્વના મૂળમાં આબરૂનું તત્વ છે, અને એજ તત્વ છેવટે એના જીવનનું સાર્થક અને વિનાશ છે.

આવો ઓથેલો તે આ નાટકનો નાયક છે, અને વેનિસના રાજ્યનો પ્રમાણિક નોકર છે. એનો સ્વભાવ પ્રકૃતિથીજ પ્રેમી છે, અને લડાઇના ગાઢ પરિચયે પણ હૃદયની કોમળતા એનામાંથી જતી નથી રહી. તેથીજકરીને વેનિસને એ પોતાનો દેશ માની, 'એક તુર્કીએ જ્યારે વેનિસવાસીને માર્યો અને રાજ્યનું એ ખરાબ બોલ્યો,' ત્યારે તેને એણે મારી નાંખ્યો. પણ એને હૃદયની વિશુદ્ધિ જોઇએ છીએ; અને જ્યાં જ્યાં એને એ મળેછે, ત્યાં ત્યાં એને સ્વીકારી પોતાની કરવાની એની ઇચ્છા છે. આટલામાટે કૅશિયોની હૃદયગત વિશુદ્ધિથી એ આકર્ષાય છે.

આટલું છતાં વેનિસના લોકો આ પરદેશીની ઇર્ષ્યા કરતા જણાય છે. અજાણ્યા મંડળમાં હુશિયાર અજાણ્યો માણસ જો સાધારણ હોય છે, તો તેની અવગણના થાયછે, અગર છેવટ ગણનાં થતી નથી,

અને જો એ મ્હોટો અને વગવાળો હોયછે, તો તેની ઇર્ષ્યા થાયછે. રાજ્ય-મંડળમાં આ વાત મોટા પાયા ઉપર ચાલેછે. બેશક, સમયને અધીન રહી એને નમવાની સૌને જરૂર લાગેછે, પણ હરામખોરોનાં મન અંદરથી ઇર્ષ્યાના અગ્નિથી બળતાં હોયછે. ઓથેલોના સંબંધમાં એ વાત સ્પષ્ટ છે. એનું પરાક્રમ એવું છે કે વેનિસને એ વખતે એના વિના ચાલે એમ નહોતું, અને એની મોટાઈના પ્રમાણમાં દેશી લોકો પરદેશીની ઇર્ષ્યા કરેછે. વેનિસના લોકો એને 'અહીંનો, તહીંનો, અને સર્વ સ્થળનો ભટકનારો' લેખેછે. આવું મ્હોણું ઇયાગો એને મ્હોંયેજ એનો થઇ મારેછે. રોડરિગો એને જાડા હોઠવાળો કહી એની હાંસી કરેછે. બ્રેબેન્શિયો પણ એને કેવો ગણેછે, તે પણ આપણે જાણીએ છીએ. તિરસ્કારની આંગળીનો એ વિષય છે. ઓથેલોનો શુદ્ધ સ્વભાવ મગરૂરીથી આ સર્વની અવગણના કરેછે, અને છતાં આપ વડાઇથી અળગો રહેછે. આથીકરીને એનો સ્વભાવ ગંભીર અને સર્વને નહિવત્ ગણતો હોય એવો બની જાયછે. આથીજ, કૅશિયોને અમલદારી આપતાં એ ઇયાગોની ગણના કરતો નથી. આથીજ, ડેઝડિમોનાની સાથે નાશી જતાં એ કોઈની ગણના રાખતો નથી.

આવો સ્વભાવ જે એકાદ બે માણસો દયા લાવી એની સાથે અનુવૃત્તિ બતાવે, તેને વશ બની જાય, એ કેવળ વાસ્તવિક છે. તેથીજ કૅશિયો ઉપર એનો પ્રેમ થાયછે. તેથીજ ઇયાગો ઉપર એને વિશ્વાસ આવ્યોછે; અને છેવટે ડેઝડિમોનાનો પણ તેથીજ એ થયોછે. આ પ્રમાણે કવિએ ઓથેલાના જીવનને આબરૂ અને પ્રેમના વિરોધનું સ્થળ બનાવ્યું છે.

આ બીજને સંજોગની વચ્ચે મૂકી કવિ વિકસિત થવા દેછે. અમીર બ્રેબેન્શિયોને ત્યાં વારંવાર એ જમવા જાયછે. ત્યાં પોતાના સુખદુઃખનો ઇતિહાસ એ વર્ણવેછે. આ વર્ણનથી ડેઝડિમોનાની કલ્પના

જાગ્રત થાયછે. ડેઝડિમોનાનાં ચર્મચક્ષુઓ બંધ થાયછે, અને ઓથેલોનું હૃદય એની મૂર્ત્તિરૂપે બાળાની આંખો આગળ ઉભું રહેછે. ડેઝડિમોના એ મૂર્ત્તિનેજ પસંદ કરેછે. ઓથેલોની આસપાસના સર્વ સંજોગો ભૂલી જઇ, એના હૃદયનેજ એ વરેછે, અને છેવટે એ હૃદયજ એનું રહેછે. ઓથેલોએ પણ બાળાને સ્વીકારી લીધી, અને તેઓ પરણ્યાં. આ લગ્નથી ઓથેલોનું સુખ સંપૂર્ણ થતું જણાયું. આ પ્રમાણે કુંદનમાં હીરો જડાઈ જાયછે.

વળી ડેઝડિમોનાના સ્વભાવમાં જે બીજ રહેલાં છે, તેથી પણ ઓથેલોમાં રહેલા બીજનું પોષણ થાયછે. ડેઝડિમોનાનો સ્વભાવ સુશીલ છે, કેવળ ભાવનામય છે. જેટલી કોમળતા એના સ્વભાવમાં છે, તેટલી સુઘડતા છે. તેથીજ કરીને ઇયાગો ધારેછે તેમ, 'નરમ હોવાથી કૅશિયોને નાપાડી શકી નહિ' એ ઓથેલોએ માનવું જોઇતું નહોતું. એથીજ કરીને એનો પ્રેમ એક આર્ય સ્ત્રીને છાજે એવી ભક્તિનું રૂપ ધારણ કરેછે. એથીકરીને એના સ્વભાવમાં વિસ્મય, અને દયા રહેલાં છે. આનાં દૃષ્ટાંત નાટકમાં છે. શરીરસૌંદર્યમાં એની જોડી નથી. ભરત ચિત્રમાં એ હુશિયાર છે, અને ગાવામાં પ્રવીણ છે, અને ઓથેલોને સંગીતની દરકાર નથી તેને પણ એનું સંગીત ગમેછે. ભલમનસાઈ તો એનામાં અત્યંત છે, અને તે કૅશિયોના સંબંધમાં સ્પષ્ટ છે. વિનય અને વિવેક પણ એનામાં પુષ્કળ છે. બ્રેબેન્શિયો કહેછે: 'અને સ્વભાવે એવી શાંત અને ગરીબ કે એના મનોભાવ પણ પોતાથી શરમાતા'.

ઇયાગો જ્યારે સુશીલ સ્ત્રીરૂપે એનું વર્ણન કરેછે, ત્યારે એ વર્ણન અક્ષરે અક્ષર સાચું છે. 'સુંદર છતાં મગરૂર નથી,' એ એની પસંદગી સિદ્ધ કરી આપેછે. 'જ્યારે જોઈએ ત્યારે બોલી શકે એવી છે, છતાં મોટેથી બોલતી નથી.' એ વાતની પ્રતીતિ ભરકોરટમાં જ્યારે પોતાના સ્વામીની તરફેણમાં સાક્ષી આપેછે ત્યારે આપણને થાયછે. પૈસા છતાં

એનામાં સ્વેચ્છાચાર નહોતો. પ્રેમીઓ એની પાછળ પડ્યા હતા, છતાં પાછું વાળી એણે જોયું નહિ; મનમાં સમજતી, પણ બોલતી નહિ. વેર લેવાની ઇચ્છા તો એનામાં સ્વપ્ને પણ આવતી નહોતી, એનું દૃષ્ટાંત કોને બતાવવું પડે તેમ છે? છતાં જ્યારે એ કહેછે,

'કદાપિ ન શાણી મતિમાંહિ ઓછી,
ન કોડી દઈ દામ લેતી ન દેતી.'

ત્યારે એનામાં માનસિક ચંચળતાની ખામી છે, એવો ગૂઢ અભિપ્રાય એ આપેછે. અર્થાત્, દેખીતો લાભ આપીને ગેરલાભ ન વ્હોરવા જેટલુંજ ડાહાપણ એનામાં છે, વધારે નથી. આ માનસિક ખામી એને નડેછે.

ખરૂં કહીએ તો, ડેઝડિમોનાનું હૃદય એકાંતમાં રહી સંપૂર્ણ ખીલ્યું છે, પણ વ્યવહારથી કેવળ અજાણ્યું રહ્યુંછે. મા વિનાની એકની એક પુત્રીને સંસારના સંપર્કથી અમીરે સંભાળથી દુર રાખી એના હૃદયના પુષ્પને ખીલાવી સંપૂર્ણ સુગંધી બનાવ્યુંછે, અને તેથીકરીને એનું હૃદય સુઘડ અને શુદ્ધ ભાવનાથી ભરપૂર બન્યુંછે. પરંતુ અનર્થની બારી પણ તેમાંથીજ રહી ગઇ છે. દુનિયાના સંબંધમાં આવવાથી જે ડાહાપણ, ચતુરાઈ અને ચંચળતા આવેછે, તે એનામાં એથીજ કરીને ન આવ્યાં, અને છેવટ સુધી ડેઝડિમોના બાળકની માફક નિર્દોષ રહી. આથીકરીને ઇયાગોએ ઓથેલોમાં ઉપજાવેલા વેહમનો જોઇએ તેવો ખુલાસો એ કરી શકી નહિ. ઓથેલો એને ડાહી અને કલ્પનાશીલ લેખેછે; અને એમાં એ ખોટો નથી, અને છતાં નાના નાના દોષો એનાથી થઇ જાયછે. કોઇ ગંભીર દોષ કરવાની શક્તિ તો એના સ્વભાવમાંજ નહોતી. આ નાના નાના દોષ પણ એણે પ્રેમ કે ભયને લીધેજ કર્યાછે, એટલુંજ નહિ, પણ કેટલેક ઠેકાણે તો આ દોષ પણ એનામાં ભૂષણરૂપ

થઇ પડેછે. મરતી વખતે પણ પોતાના સ્વામીને આચ્છાદિત કરવાની ઇચ્છા એને અસત્ય બોલાવેછે, એ આવી જાતનું દૃષ્ટાંત છે. રૂમાલની બાબતમાં એ ખોવાયોછે એમ એ કહેતી નથી, એ વાત ભયને લીધે બનેછે. રૂમાલનો વિચિત્રઇતિહાસ ઓથેલો જ્યારે વર્ણવેછે, ત્યારે ડેઝડિમોનાની કલ્પના જાગ્રત થાયછે, અને જે કલ્પનાએ ઓથેલો ઉપર પ્રેમ બાંધ્યો છે, તેજ કલ્પનાને એ પ્રેમ ખોઈ બેસવાની અત્યારે ધાસ્તી રહેછે. આવા નાના દોષો એ કરેછે એ વાત ખરી છે, છતાં તેઓજ શંકાનું સ્થાન થઇ પડશે એવો નિર્મળ હૃદયને વેહેમ પણ ન આવે. તોપણ ઓથેલોનો વેહેમ આવા દોષ ઉપરથીજ દૃઢ થાયછે.

સર્વ ગુણસંપન્ન છતાં નમ્ર અને ગરીબ એવી બાળાનીજ ઓથેલોને જરૂર હતી, અને ડેઝડિમોના એને મળી ગઇ. જો ડેઝડિમોના જાજ્વલ્યમાન હોત, તો ઓથેલો ઉલટો એનાથી દૂર નાશી જાત. અને એવા લગ્નનું પરિણામ શું આવત, તે સમજવાને થેકરેની હેન્રી એસમંડ નવલકથામાંથી કૅસલવુડ અને લેડી કૅસલવુડનું દૃષ્ટાંત વાંચી લેવું. બ્રૂટસની પૉરશિયા આવી હતી, પણ તેનો સ્વામી આંતરજીવનમાં કુશળ હતો; પણ ઓથેલો આંતરજીવનમાં કેવળ અપૂર્ણ છે, તેથીજ એને ડેઝડિમોના યોગ્ય છે. આથીજ કરીને બ્રૂટસ અને પૉરશિયાનો પ્રેમ સમાન બની ધર્મનું રૂપ ધારણ કરેછે. ડેઝડિમોનાનો પ્રેમ ભક્તિનું રૂપ ધારણ કરેછે. ડેઝડિમોનાનો સ્વામી એવો હતો કે જેની હમેશાં પૂજા કરી, રાજી હોય ત્યારેજ એની સાથે છૂટ લઇ નાની બાબતોમાં આડું બોલી એની સાથે લાડ કરવાનાં હતાં. ડેઝડિમોના એવીજ હતી, પણ પોતાની અનુપમ વિશુદ્ધિને લીધે ઓથેલોના વેહેમનો એને વેહેમ ન આવ્યો, અને તેથી જે વખતે એનું સાંત્વન કરવું જોઇએ તે વખતે લાડ કરી એને વેહેમ ઉપજાવ્યો. આ પ્રમાણે બ્રૂટસ અને પૉરશિયા એકજ ધાતુનાં બે જૂદાં જૂદાં વાસણો છે, અને એકબીજાને બરાબર

ઓળખતાં હોવાથી તેઓની વચ્ચે કદિપણ બેસુર રણકારો ઉઠતો નથી. ઓથેલો અને ડેઝડિમોના જૂદી જૂદી ધાતુનાં બે પાત્ર છે, અને તેઓ રસાયણી સંયોગથી એક થાયછે, પણ આ આકર્ષણ ઓછું થતાં બન્ને અફળાઈ ફૂટી જાયછે; અર્થાત્ સુરમાં સારાં લાગેછે, પણ બેસુરમાં બંને વણસી જાયછે.

આ પ્રમાણે ડેઝડિમોનાના હૃદયની વિશુદ્ધિ એવી શુદ્ધ અને સરલ છે કે બીજાના હૃદયમાં પાપ હશે, તેનો એને વેહેમ પણ નથી આવતો, એટલુંજ નહિ પણ એને સ્પષ્ટ કહેવામાં આવેછે, છતાં બાળકની માફક માનવાની એ ના કહેછે. તેથીજ ઇમીલિયા જ્યારે કહેછે કે દુનિયાનું રાજ્ય મળે તો એ ઘણી ખૂશીથી પાપ કરે, ત્યારે એ માનતી નથી, અને કહેછે કે તું એવી નથી. પાપનું નામ લેતાં પણ જે ડરેછે, તેનું હૃદય કેવું હોય, તે આપણે સમજી શકીએ છીએ. આખી દુનિયાને એ પોતા જેવી લેખેછે. પોતાનો સદ્ગુણ એને એવો સુલભ અને દૃઢ છે કે લોકોને એ બતાવવાની કે એની ખાસ સંભાળ રાખવાની એને કાંઈ પણ જરૂર જણાતી નથી, અને તેથીજ એ બેદરકાર રહેછે, દરમિયાન ઇયાગો ખંતથી કૌભાંડ રચ્યો જાયછે. કાયદાનું બંધન હરામખોરોને માટે હોયછે, સદ્ગુણીઓ તો હમેશાં સ્વતંત્રજ હોયછે. લૌકીક રીતરીવાજની વિરૂદ્ધ એનું વર્ત્તન થાય તે ભલે, પણ નીતિનો ગંભીર ભંગ એનાથી બનવો મુશ્કેલ છે. બીજાનો જેને વેહેમ કદિ પણ આવતો નથી, તેના મનને એમ કદાપિ વસતું નથી કે બીજો માણસ— તેનો પોતાનોજ સ્વામી—એને કુલટા ધારેછે. આવી એની વિશુદ્ધિ એના સુખનું તેમજ દુઃખનું પણ કારણ થઇ પડેછે. આવી સ્ત્રી સ્ત્રીઓમાં રત્નરૂપ છે; અને ઇમીલિયા કહેછે તેમ, ઓથેલો જેવો હબસી-ભૂર એવા રત્નનું બીજું શું કરે?

ડેઝડિમોનાની જે વિશુદ્ધિ પોતાના બાહ્ય દેખાવની દરકાર રાખતી

નથી, તેજ વિશુદ્ધિ ઓથેલોના બાહ્ય દેખાવની પણ સ્પૃહા કરતી નથી. એટલામાટે, ઓથેલોની જાત, ભાત અને દરજ્જો એ ભૂલી જાયછે. ઓથેલોના ઇતિહાસના અદ્‌ભૂત વૃત્તાંતથી એની કલ્પના જાગ્રત થઇ, અને એની અનુપમ વિશુદ્ધિ અને સરળતાથી ઓથેલો મોહિત થયો. એમનાં લગ્નમાં કલ્પનાનો અંશ આવી રીતે દાખલ થઇ ગયોછે. આ કલ્પનાજનક પક્ષપાતને લીધે એકબીજાને બરાબર ઓળખવાનો એમને અવકાશ નથી રહેતો. છતાં એકબીજાને તેઓ સંપૂર્ણ લાયક હતાં; અને તેમનું લગ્ન પવિત્ર હતું, કારણ કે બન્નેનાં હૃદયો પવિત્ર છે, અને એકજ ઉદ્દેશે વિષયની ઇચ્છા રહિત થઇ, તેઓ એકત્ર થયાંછે; અને શુદ્ધ લગ્નમાં આજ તત્ત્વો મુખ્ય જોઇએ છીએ. ત્યારે શોકાન્ત પરિણામનો સંભવ કયાં રહ્યો ? એ પ્રશ્ન થાયછે.

તેમના લગ્નમાં કલ્પનાનો અંશ હતો. કલ્પનાશીલ મનુષ્યોમાં ઉત્સાહ હોયછે, અને ઉત્સાહી મનુષ્યો આજુબાજુનાં સંજોગોને સંભાળતાં નથી. એથીકરીને અજાણતાં પણ કાર્યમાં દોષ આવી જાયછે. આવા ઉત્સાહને લીધેજ ડેઝડિમોનાનો પ્રેમ ભક્તિનું રૂપ ધારણ કરી ભવિષ્યના પતિની સાથે પિતાના ઘરમાંથી રાત્રીએ ગુપ્ત રીતે નીકળી જાયછે. પતિ તરફની ભક્તિને લીધે પિતા તરફનું કર્તવ્ય એ વિસરી જાયછે. જે કુમારીકા શરમાળ હતી, જેને બોલતાં બોલતાં પણ મુખે શેરડા પડતા હતા, તે આવી હિંમત કેમ વાપરી શકી, એ બુઢ્ઢા બ્રેબેન્શિયોથી સમજાતું નથી, તેથીજ ઓથેલોના ઉપર જાદુનો આરોપ એણે મૂકયોછે. ડેઝડિમોનાના સ્વભાવનું આ બીજ ધ્યાનમાં રાખવા લાયક છે, કારણકે એમાંથીજ એના શોકનું વૃક્ષ પોષિત થયુંછે, કારણ કે આ ઉત્સાહને લીધે એ સમય વરતી શકતી નથી, અને જે વખતે કૅશિયોનું નામ પણ લેવું ન જોઇએ, તેજ વખતે કૅશિયોની આગ્રહપૂર્વક ખાસ ભળામણ કરેછે. આ ઉત્સાહ એ વખતે આપણે જેને સ્ત્રી-હઠ

કહીએ છીએ, તેની કિનારી ઉપર લગભગ પહોંચી જાયછે; અને કૅશિચોના સંબંધની હકીકત વાંચવાથી એ સ્પષ્ટ સમજાયછે.

આ પ્રમાણે ગંભીર કાર્યમાં પિતાની અવગણના શોકનું કારણ થઇ પડેછે. તથાપિ, બ્રેબેન્શિયો આ કાર્યમાં સંમતિ આપત કે નહિ, એ સંશય પડતી વાત છે. બેશક, એમનાં મનને તો એમજ હતું કે એ સંમતિ ન આપત, અને પ્રથમ દૃષ્ટિએ આપણને પણ એમજ લાગેછે. છતાં એનો દોષ પ્રેમીઓને શિર રાખવા કવિનો અભિપ્રાય સમજાય છે. જે બ્રેબેન્શિયોએ પ્રથમ ઓથેલો ઉપર જાદુનો આરોપ મૂકયો હતો, તે એની સાદી અને અન-અલંકૃત હકીકત સાંભળીને ઉદ્ગાર કરેછે કે એનું અરધું પણ જો ડેઝડિમોના કબુલ કરે, તો પછી એને કાંઈ વાંધો નથી. આ હકીકતથી પોતાની દીકરી પણ મોહિત થઈ જાય, એમ ડયૂક પોતે પણ કહેછે. આ પ્રમાણે પિતાના હકના ભંગનો દોષ કવિ પુત્રીને શિર રાખેછે. તેથી ઉશ્કેરાએલો પિતા પુત્રીને પાછી સંઘરતો નથી, એટલુંજ નહિ, પણ તેને લગભગ શાપ આપેછે. આ પ્રમાણે શોકનું જે તત્ત્વ એમના સ્વભાવમાં હતું, તે સંજોગના યોગે આમ બાહાર આવેછે. આ પ્રમાણે એકબીજાંનાં બીજને પોષિત કરી માંહોમાંહે એ શોકનું ગંભીર વૃક્ષ ઉપજાવેછે.

બન્નેના સ્વભાવના ગુણદોષ આવા છે. આ દોષ સંજોગોના યોગે ભયંકર થઇ પડ્યાછે. ઓથેલોના સંબંધમાં આવતું દરેક માણસ જો ઓથેલો જેવું હોત, અને જેટલે દરજ્જે ડેઝડિમોનાના સ્વભાવથી એ અજાણ્યો હતો, તેટલે દરજ્જે તે પણ અજાણ્યો રહ્યો હોત, તો આવી દશાએ એ પોહોંચત નહિ. તો પછી જો એનો સંસાર સુખી ન હોય, તો કોઇનો સંસાર સુખી કહી શકાય નહિ. પણ દુર્ભાગ્યે ઇયાગો એની સૃષ્ટિમાં નિર્મિત હતો, અને આ માણસ એવો હતો કે તેમના પોતાના

કરતાં પણ તેમના સ્વભાવની માહિતી એને વધારે હતી, એટલુંજ નહિ, પણ તેનો પૂરેપૂરો લાભ લેતાં એને આવડતું હતું.

માનવસૃષ્ટિમાં ઇયાગો એક મોટો નરપિશાચ છે. એવી માન્યતા છે કે પિશાચના પગના પંજા અવળા હોયછે, અને બિચારો ઓથેલો એના પગ સામી નજર કરેછે, પણ પિશાચના પંજા એને દેખાતા નથી. ઉજળી ચામડી, ઉજળાં કપડાં, હસતું મ્હોં, અને ધર્મનો મોટો પણ ખોટો આડંબર, બાંયમાં સંતાડેલી છરીને છૂપાવેછે. બિચારા ઓથેલોના શા ભાર કે એ જોઇ શકે? હડસન કહેછે: 'ઇયાગોની હરામખોરીના પાણીનો તાગ લાવવાની મારામાં શક્તિ નથી; એની ગુંચવણ ઉકેલવા જતાં, મારી પોતાની મતિ મુંઝાઈ જાયછે. જાગ્રત, કઠોર, અને ફળદ્રુપ, રહી, જે ઉત્સાહ કદિ મંદ પડતો નથી, અને જે ચંચળતા કદિ સપડાતી નથી, તેની સહાયે, દરેક અટકાયતને એ ઓળંગી જાયછે, અને દરેક વસ્તુને પોતાની સહાયે કરી મૂકેછે.'

ઇયાગોનું પાત્ર બધી રીતે ઓથેલોનું સામું-ચિત્ર છે. સામાન્ય રીતે બન્નેને દુનિયાં તરફથી અસંતોષ મળ્યો હતો, એટલી બીના બન્નેને સામાન્ય છે, બાકી બધી વાતે એકબીજાથી તેઓ ઉલટા છે. પોતાના ગુણના પ્રભાવે, બીજાની અદેખાઈ કર્યા વિના પોતાને માટે યોગ્યસ્થાન માગવાનો ઓથેલોનો હક હતો, પણ વેનિસના લોકોએ એને પરદેશી ગણી એમાં એને નિષ્ફળ કર્યો. આ લોકોની સાથે ડેઝડિમોનાએ ભાગ ન લીધો, તેથી એના ઉપર એને વહાલ આવ્યું; અને પ્રેમનું પાત્ર એ થઇ પડી. તેથીજ કરીને જ્યારે એના મનને આવ્યું કે એજ પ્રેમના પાત્રે એને છેતર્યોછે, ત્યારે એના મનને થઇ આવ્યું કે બીજાની સાથે મળી એની આબરૂનો ભંગ કરવા એણે એની સાથે કપટ કર્યું, અને તેથી એને શિક્ષા કરવાની એને જરૂર જણાઈ. પ્રસંગોપાત્ત જણાવવું જોઇએ કે એ વખતમાં બેવફા સ્ત્રીને ત્યાં જાહેર રીતે મોતનીજ સજા થતી હતી. દરેક મનુષ્યને પોતાની સ્ત્રીની પ્રાપ્તિમાં એવો હક

રહેલો છે કે એમાં ભાગ પડાવવાનો બીજા કોઇને બિલકુલ અખતિયાર નથી. આ કાર્યમાં પણ કંઇક સાર્વજનિક કલ્યાણનો વિચાર સમાએલો છે, અને એ વિચાર ડેઝડિમોનાને મારતી વખતે ઓથેલોમાં પ્રાધાન્ય ભોગવેછે. પરંતુ આવી જાતની વાત ઇયાગોને હાથે કંઇ જૂદાંજ કાર્યો કરાવેછે.

ઓથેલો ભોળો છે, તો ઇયાગો કપટી છે. ઓથેલો પ્રમાણિક છે, તો ઇયાગો દગાખોર છે. ઓથેલોમાં હૃદયની જે વિશુદ્ધિ છે, તે ઇયાગોમાં બિલકુલ નથી, ખરૂં કહીએ તો ઇયાગોને હૃદયજ નથી. ઓથેલોને વિચાર કરવાની શક્તિ નથી, તો ઇયાગોની આ શક્તિ અદ્‌ભુત છે. અને તેથીજ ઓથેલોને કાને ઝાલીને દોરવાની એનામાં હિંમત છે. ઓથેલોને આબરૂનો દિવ્ય વિચાર છે, તો ઇયાગોને આબરૂમાં કાંઇ બળ સમજાતું નથી. 'એ તત્ત્વ તો કાંઇ નજરે દેખાતું નથી.' પોતાની પત્નીની બેવફાઇની વાત સાંભળી ઓથેલો ઉશ્કેરાઇ જાયછે, તો ઇયાગો એના વિષે ખોટા વિચાર લાવી કેવળ થંડે પેટે સેતાની પ્રપંચો રચેછે. ઓથેલો ફરીફરીને એ વાતની સત્યતાની સાબીતિ માગેછે, તો ઇયાગો સાબીતિજ માગતો નથી, પણ ખોટાને સાચું ધારી વેર લેવામાં પ્રવૃત્ત રહેછે. ઓથેલોને દરેક કાર્યને માટે ખરાં કારણ જોઇએ છીએ; તો ઇયાગો પોતે કરવા ધારેલા કાર્યને માટે પેલા વરૂની પેઠે ખોટાં કારણો બેસાડી દેવામાં પોતાની બુદ્ધિનો ઉપયોગ કરેછે. કોલરિજ એની આ વૃત્તિને કારણ રહિત ઈર્ષ્યાનું કારણ-શોધન (Motive-hunting of motiveless malignity) કહેછે. ઓથેલો આબરૂને માટે પ્રાણ પાથરેછે, તો ઇયાગો કૅશિયોને કહેછે કે આબરૂના જખમ કરતાં શરીરના જખમમાં એને વધારે દુઃખ સમજાયછે. ઓથેલો પ્રેમને માટે પોતાના આત્માનો પણ ભોગ આપેછે, તો હૃદય વિનાના માણસમાં પ્રેમ હોય એમ જો આપણે કહી શકીએ તો ઇયાગો પોતાના સ્વાર્થને માટે એ પ્રેમનો પણ ભોગ આપેછે. માણસો જેવાં દેખાય છે તેવાંજ હોવાં

જોઇએ, એ ઓથેલોનો સિદ્ધાંત છે, તો ઇયાગોનો સિદ્ધાંત દુનિયામાં કોઈ સારૂંજ નથી, એવો છે; તેથીજ ડેઝડિમોના શુદ્ધ છે એમ એ માનતો નથી. ઓથેલોને પ્રેમ અને આબરૂનું રાજ્ય ચલાવવું છે, ઇયાગોને કપટ અને સ્વાર્થનું રાજ્ય સ્થાપવું છે. ઓથેલોમાં આબરૂ અને પ્રેમની વચ્ચે સ્પર્ધા છે, ઇયાગોમાં પ્રપંચ અને સ્વાર્થની લડાઈ જામેછે. એ પોતે કહેછે કે દેખાયછે તેવો એ પોતે નથી. ઓથેલો ઇયાગોને પણ પ્રમાણિક ધારેછે, ઇયાગો દિવ્ય ડેઝડિમોનાને પણ 'દેડકાની ઉત્પત્તિ માટે ટાંકી હોય' એવી લેખેછે. પ્રમણિક માણસમાં ઇયાગોને કાંઈ પાણી લાગતું નથી. પોતાનો સ્વાર્થ કેમ સાધવો તેની જે માણસને ખબર છે, તેજ એના મનને મનુષ્ય છે. બાકી બીજાં બધાં માણસો ઉપર એને ધિક્કાર છુટેછે. તેથીજ કરીને ઓથેલોને એ તુચ્છવત્ ગણેછે. 'પ્રેમમાં પીળો પડતો' રોડરિગો એના મનને બેવકૂફ છે. નીતિમાન અને અંતર્યામિને સાક્ષી રાખનારો કૅશિયો એના મનને એના પોતાનાજ વિવેકમાં ફસાવવાની મોટી માખી લાગેછે. અને સદ્ગુણને દુર્ગુણ કરી દેખાડવાની ચાલાકી બતાવવાનું સ્થળ એને ડેઝડિમોનાજ લાગેછે. સાક્ષાત્ સૃષ્ટિનિયંતાની સાથે વેર બાંધીને ઇયાગો અવતર્યો હોય એમ જણાયછે.

આ પ્રમાણે આ બંને પાત્રોના વિરોધમાં કવિ રસ જમાવેછે. આ વિરોધ બધી રીતે સંપૂર્ણ છે. ઓથેલો કાળો છે, તો ઇયાગો ગોરો છે. ઓથેલો મોટામાં મોટો સરદાર છે, તો ઇયાગો નાનામાં નાનો અમલદાર છે. ઓથેલોનું હૃદય પ્રમાણિક વિચારોથી ભરેલુંછે, તો ઇયાગોનું હૃદય ઇર્ષ્યાના વિષયથી ભરેલુંછે. ઓથેલોને ઝેર પચતું નથી, ઇયાગોને ઝેર વિના બીજું કશું પચતું નથી. ઓથેલો વાઘ છે, ઇયાગો બાંડીઓ શિયાળ છે. ડેઝડિમોનાને મારતી વખતે પણ દયાનાં શીતળ બિંદુઓ ઓથેલો આંસુ રૂપે પાડેછે, તો પ્રમાણિક માણસની મૂર્છાથી, શુદ્ધ

અને પવિત્ર બાળાના હૃદયને ચીરી નાખી પત્થરને પણ પીગળાવે એવા અનુનયથી, રાક્ષસની નિર્દયતા ઉલટી દૃઢ થાયછે. ઓથેલોના હૃદયમાં સ્વભાવથી વેરનો વાસ નથી; ઈયાગો વેરના ઉદ્દેશેજ ઓથેલોના આત્માને અને જીવનને ઘેરી લેછે. ઓથેલોને સાધારણ ઢોંગ પણ માથાનો ઘા થઈ પડેછે. ઈયાગોનું જીવન વિસ્મયકારક નિર્દય ઢોંગથી ભરપૂર છે. ઓથેલોનું હૃદય કાચથી ઢંકાએલી ઘડીયાળની કમાન છે, ઈયાગોનું હૃદય એના મગજમાં એવે ઠેકાણે સંતાઈ રહેછે કે શોધી શોધીને શોધતાં પણ એ હાથ લાગતું નથી.

આટલુંબધું ઇયાગોમાં છે, છતાં બાકી બહુ રહી જાયછે. ખરેખર, ઇયાગોના સ્વભાવની એકાદી બે કુંચીઓ તારવી કાઢવી બહુ મુશ્કેલ છે. એનું હૃદય ઇર્ષ્યાના એક સાગરથીજ ભરપૂર છે, તે સિવાય બીજું કાંઈ મને સૂઝતું નથી. આને લીધે એનામાં દરેક વખતે દુષ્ટજ વિચાર જન્મ પામેછે; અને એ વિચાર વિસ્મયકારક પ્રપંચોની સહાયે પાર પાડવાની એનામાં બુદ્ધિ છે. કોઇ પણ કોમળ વૃત્તિને એનું હૃદય વશ થતું નથી. પોતાનો દરેક પ્રસંગ એ સારી રીતે ઓળખી શકેછે. સાચાનો ડોળ કરીને ખોટું સમજાવવાની એનામાં શક્તિ છે. પોતાની અપ્રતિમ વિશુદ્ધિના બળે જેનામાં કાંઈક ઇશ્વરીક અંશ છે એવી ડેઝડિમોનાજ એના વચનની અસરમાંથી મુક્ત રહી શકેછે. તેથી જ્યારે એ સ્ત્રીઓની નિંદા કરેછે, ત્યારે ઇમીલિયાને ડેઝડિમોના કહેછે કે 'એ તારો સ્વામી છે, તોપણ તેનો ઉપદેશ ન ગ્રહીશ'. પણ અફસોસ! ઇમીલિયા એનો ઉપદેશ ગ્રહેછે, અને એનો રૂમાલ એને લાવી આપેછે. સદ્‌ગુણ એના મનના હિસાબે કોડી છે. પ્રેમ એ એના અભિપ્રાયે માત્ર કલ્પનાનો ઉછાળો અને ઇચ્છાની પરવાનગી છે. વિચાર ખોટો નથી, પણ એને વાપરવાની એની રીત વિસ્મયકારક છે. ઓથેલોને મોંહે એ ચોખ્ખું કહેછે કે એનો સ્વભાવ છિદ્રો જોવાનો છે;

'અરે હમણાં તો તમે તમારા રાગમાં છો. પણ—

* * * * *

નિર્દોષને દોષિત ઠરાવવામાં એને ખાસ આનંદ આવેછે; એટલુંજ નહિ પણ એવા પ્રસંગ ન હોય તો ઉપજાવવામાં એને પોતાનું કર્તવ્ય સમજાયછે. નીતિ કે ઈશ્વરના કોઈપણ કાયદાનો ભંગ થાય માટે જે વસ્તુ ન કરવી જોઇએ, એ વસ્તુતો ખાસ એણે કરવીજ જોઇએ, આવો એને પોતાની બુદ્ધિનો ગર્વ છે.

* * * * *

એની બુદ્ધિ દુનિયાને છેતરેછે, તેમ પોતાના હૃદયને પણ છેતરેછે; નથી મનાય એવી વાત માનવાને હૃદયને એ ખાસ આગ્રહ કરેછે, અને ઓથેલો ડેઝડિમોનાને સારો સ્વામી નીવડે, એમાં એના બાપની મત્તા લૂટાઇ જાયછે. આથીકરીને એમની વચ્ચે ઇર્ષ્યા ઉત્પન્ન કરાવવાના પ્રપંચ એ રચેછે.

આ વળી બે પાત્રોની જોડાજોડ કવિ એક બીજો પાત્રવિરોધ જમાવેછે, અને તે ડેઝડિમોના અને ઇમીલિયાનો છે. ઇમીલિયા તદ્દન ખરાબ સ્ત્રી નથી. એના સ્વભાવમાં કંઇક કુલીનતાનો અંશ પણ છે, અને તેથી ડેઝડિમોના ઉપર એની ભક્તિ અત્યંત છે; એટલુંજ નહિ, પણ ઇયાગો જેવા પતિની પણ એ કદી અવગણના કરતી નથી. છતાં એ અવિચારી, તુરંગી અને નિર્બળ છે. હૃદયની ભલી છે, પણ ભોળવાઇ જઇ અજાણતાં બૂરૂં કરે એવી છે. સ્ત્રીઓમાં અખંડ પતિવ્રતાપણું રહી શકે એ વાત એને અશક્ય લાગેછે, પણ એનો દોષ એ પુરૂષોને શિર રાખેછે. એનું પોતાનું પતિવ્રતાપણું અખંડિત છે, પણ એ કહેછે: 'આખી દુનિયાનો પોતાના સ્વામીને બાદશાહ બનાવવા કોણ એને ભડવો ન બનાવે?' એટલુંજ નહિ, પણ ડેઝડિમોના પણ એવા સંજોગમાં એવું કરે એમ એ ધારેછે. આ પ્રમાણે એનો સદ્ સામાન્ય ની રહેછે,

તા છે, કે તેના લોહીનું દરેક ટીપું તીવ્ર ઇર્ષ્યાના ઝેરથી ભરેલું હતું એમ માન્યા વિના ચાલતું નથી. વડર્સવર્થ કહેછે તેમ,

'Power is life to him,
And breath and being ; where he cannot govern,
He will destroy.'

તેથીજ એ કોઇની મોટાઇ ખમી શકતો નથી. કોઇની પવિત્રતા, કોઇના પૈસા, એ તેથીજ નથી ખમી શકતો. ઓથેલોની સાથે એને કદાચ આવું કારણ બન્યું હતું; પણ ડેઝડિમોના સાથે એને શું વેર હતું? ડેઝડિમોના ઓથેલોની પત્ની હતી, તોપણ એ એના ભલામાં હતી. અને અજાણતાં એને અન્યાય આપ્યાં છતાં, ઓથેલોનો વિશ્વાસ એના ઉપર અસીમ હતો. કૅશિયોની સાથે તો એને કાંઇપણ કારણ નહોતું. રોડરિગો તો એના કહ્યામાં હતો, એટલુંજ નહિ પણ મોટા મુનિવરને ચળાવે એટલા પૈસા પણ એને એ આપી ચૂકયો હતો. પણ એનો દરેક વિચાર દુષ્ટ ઇરાદાથી દૂષિત છે, અને દરેક શબ્દ પાપમય વિચારથી ખરડાએલોછે.

ઇયાગોનો સ્વભાવ જન્મથીજ—પ્રકૃતિથીજ, નીચમાં નીચ હતો એ વાત સ્પષ્ટ રાખવા કવિએ એક બીજો રંગ પૂર્યોછે. અને તે એ છે કે એની ઉમર અઠ્ઠાવીશ વર્ષની રાખીછે. અઠ્ઠાવીશ વર્ષની ઉમરે ઇયાગો આટલી પ્રાપંચીક પ્રવીણતા કેમ પ્રાપ્ત કરી શકયો, એ સમજવું મુશ્કેલ છે. પોતાનો અનુભવ એને ગમે ત્યાંથી અને ગમે તેવી રીતે મેળવ્યો, પણ એ મેળવવાની શક્તિ એનામાં મૂળથીજ હોવી જોઇએ, એ નિઃસંશય છે.

આવી જાતનો ઇયાગો છે, તેથીજ સાઇપ્રસમાં ઓથેલો અને ડેઝડિમોનાના મેળાપ પ્રસંગે એમના સાત્વિક પ્રેમનો ઉભરો એ સહન કરી શકતો નથી, અને બોલી ઉઠેછે:

ની પત્નીનો વિનાશ કરવાનું પણ લઇ બેઠેલાનો વિનાશ પોતાની પત્નીને જ હાથે થાયછે. ઇયાગો કહેછેઃ 'પત્નીને બદલે પત્ની મળે નહિ, ત્યાં સૂધી એનું વેર શાંત નહિ પામે.' મનુષ્યો સાંખે, પણ ઇશ્વર કોઇનું સાંખતો નથી; અને આવા હરામખોરનો ન્યાય ઇશ્વર એને મૂએજ તોળેછે, એ જોઇ આપણાથી વિસ્મય પામ્યા વિના રહેવાતું નથી. ઇયાગો જેવો માણસ કયાંય પણ ભૂલ ખાય, એ ધારવું કેવળ અસંભવિત છે, કારણ કે હૃદયનો આંચકો એને બિલકુલ લાગતો નથી, અને તેથી ગમે તેવી હરામખોરી કરવામાં એને કશો પ્રતિબંધ નડતો નથી. વાકયે વાકયે અને વચને વચને પોતાના બચાવની બારીઓ એ કેવીરીતે મૂકતો જાયછે, એ એનાં ભાષણો બારીકીથી વાંચવાથી સમજાશે; અને છતાં એના વિનાશની બારી પણ એમાંજ રહી ગઈ છે. સૃષ્ટિનિયંતાની સાથેજ જાણે ઇયાગોએ વેર બાંધ્યું હોય એવું એનું આચરણ છે, તો સૃષ્ટિનિયંતાએ ગૂઢ ઉપહાસપૂર્વક એને એવી ભૂલ ખવરાવી છે કે એ તમાચાથી ઇયાગો જીવતો હોય તો હજી પણ ગાલ ચંચવાળે. મહા પ્રપંચી પોતાના પ્રપંચની જાળ કાંતી કાંતીને વણેછે, પણ આ જાળનું સુતરજ સડેલું છે એવું કદિ એના મનને ઉતરતું નથી. ઇમીલિયા સારી હતી, અને હરામખોરે એને ખરાબ ધારી; ઇયાગો હરામખોર હતો, તેને સ્ત્રીની સામાન્ય બુદ્ધિએ સારો ધાર્યો. બંનેને બંનેની છેવટે માહીતિ થઈ. પરંતુ હરામખોરે આખી દુનિયાને બારીકીથી તપાસી લીધી, પણ પોતાનીજ સ્ત્રીને સામાન્ય, બેવકુફ સ્ત્રી ધારી પ્રમાદી રહ્યો. અને એજ ભૂલ એના વિનાશનું કારણ થઈ પડી. એણે જાણ્યું કે હવે કરવાનું કંઇ નથી. પોતાનીજ સ્ત્રી કેવળ બીનસ્વાર્થી બની ભકિતથી ઉશ્કેરાઇ કંઈ પણ લાભ નહિ મળે તોપણ—અરે, પોતાના વહાલા પ્રાણના ભોગે પણ—એને છતો પાડશે, એ કદિ એના વિચારમાંજ આવ્યું નહિ. આ પ્રમાણે પોતાના કાર્યનો તીવ્ર બદલો એ મેળવે છે.

કુદરતના ન્યાયનું ત્રાજવું કેવું બારીક સમતોલ સાચવનારૂં છે એ

અર્થાત્ એવી જાતનો છે કે જ્યાંસુધી લોભ કે લાલચ ન મળે ત્યાંસુધી સચવાય, બાકી સંજોગના યોગે સામાન્ય સ્ત્રીની માફક એની વલે થાય. એ સરલતાથી કહેછે કે પરણ્યા પછી વર્ષે કે બે વર્ષે પુરૂષો પોતાનું પોત પ્રકાશેછે, કારણકે ઇયાગોનો વિશ્વાસ એના ઉપર નહોતો. આ સરલતાને લીધે વસ્તુને ખાસ સમજવાની એ મેહેનત કરતી નથી, અને તેથી રૂમાલની બાબતમાં ઈયાગોના પ્રયોજનથી એ અજાણી રહીછે. આવી રીતે એનો પતિ એને છેતરી શકયો, અને એથીજ કરીને ઈયાગો એને ઇયાગો રૂપે લગભગ છેવટ સુધી સમજાયો નહિ. નાના નાના દોષમાંથી ગંભીર ફળ ઉપજશે, એ એના મનમાં પણ નથી આવતું, તેથી એવા દોષો કરવામાં એને પાપ સમજાતું નથી. આથીકરીને રૂમાલની માહીતિ વિષે ડેઝડિમોના ખાસ પુછેછે, તોપણ એ કહેતી નથી. અને ઓથેલો પૂછેછે ત્યારે રૂમાલને લીધેજ એનો વેહેમ દ્દઢ થયો છે, એ વાત એના મનમાં પણ નથી આવતી; નહિતો, એ પોતેજ વગર પુછયે કહી દેત. આવી રીતે પોતાની પ્રિય શેઠાણીના દુઃખનું અજાણતાં એ કારણ થઈ પડેછે; તથાપિ એનું હૃદય કુલીન અને પ્રમાણિક હતું, તેથી ઇયાગોની એને ખરેખરી ખબર પડેછે, ત્યારે એને છતો પાડવા ચૂકતી નથી, અને એ પોતાનો પતિ છે એમ વિસરી જઇ પોતાની પ્રિય શેઠાણીને મુઆ પછી પણ કલંકમાંથી મુક્ત કરેછે. ડેઝડિમોના મરતી મરતી પણ પતિને બચાવવા પ્રયત્ન કરેછે, ઇમીલિયા પતિને છતો પાડતાં મૃત્યુનું શાસન ભોગવેછે. ડેઝડિમોનાનું લગ્ન શુદ્ધ હતું, કારણ કે તેમાં બંનેના હૃદયનો મિલાપ હતો. કૅશિયોનો બીઍંકા સાથે સંબંધ અને ઈયાગોનો ઈમીલિયા સાથે સંબંધ એ બંનેમાં થોડોજ ફેર છે, કારણકે ઇયાગો અને ઈમીલિયા બંનેનાં હૃદય બિલકુલ મળ્યાં નથી. આ પ્રમાણે લગ્નનો પ્રશ્ન પણ આ નાટકમાં ઉભો થાયછે, પણ લંબાણ થઈ જવાના ભયે એમાં આપણે ઉતરશું નહિ.

ઈયાગોનો વિનાશ આ પ્રમાણે ઇમિલિયાને હાથે થાયછે. બીજા-

ની પત્નીનો વિનાશ કરવાનું પણ લઇ બેઠેલાનો વિનાશ પોતાની પત્નીને જ હાથે થાયછે. ઇયાગો કહેછે: 'પત્નીને બદલે પત્ની મળે નહિ, ત્યાં સૂધી એનું વેર શાંત નહિ પામે.' મનુષ્યો સાંખે, પણ ઇશ્વર કોઇનું સાંખતો નથી; અને આવા હરામખોરનો ન્યાય ઇશ્વર એને મૂએજ તોળેછે, એ જોઇ આપણાથી વિસ્મય પામ્યા વિના રહેવાતું નથી. ઇયાગો જેવો માણસ કયાંય પણ ભૂલ ખાય, એ ધારવું કેવળ અસંભવિત છે, કારણ કે હૃદયનો આંચકો એને બિલકુલ લાગતો નથી, અને તેથી ગમે તેવી હરામખોરી કરવામાં એને કશો પ્રતિબંધ નડતો નથી. વાકયે વાકયે અને વચને વચને પોતાના બચાવની બારીઓ એ કેવીરીતે મૂકતો જાયછે, એ એનાં ભાષણો બારીકીથી વાંચવાથી સમજાશે; અને છતાં એના વિનાશની બારી પણ એમાંજ રહી ગઈ છે. સૃષ્ટિનિયંતાની સાથેજ જાણે ઇયાગોએ વેર બાંધ્યું હોય એવું એનું આચરણ છે, તો સૃષ્ટિનિયંતાએ ગૂઢ ઉપહાસપૂર્વક એને એવી ભૂલ ખવરાવી છે કે એ તમાચાથી ઇયાગો જીવતો હોય તો હજી પણ ગાલ ચંચવાળે. મહા પ્રપંચી પોતાના પ્રપંચની જાળ કાંતી કાંતીને વણેછે, પણ આ જાળનું સુતરજ સડેલું છે એવું કદિ એના મનને ઉતરતું નથી. ઇમીલિયા સારી હતી, અને હરામખોરે એને ખરાબ ધારી; ઇયાગો હરામખોર હતો, તેને સ્ત્રીની સામાન્ય બુદ્ધિએ સારો ધાર્યો. બંનેને બંનેની છેવટે માહીતિ થઈ. પરંતુ હરામખોરે આખી દુનિયાને બારીકીથી તપાસી લીધી, પણ પોતાનીજ સ્ત્રીને સામાન્ય, બેવકુફ સ્ત્રી ધારી પ્રમાદી રહ્યો. અને એજ ભૂલ એના વિનાશનું કારણ થઈ પડી. એણે જાણ્યું કે હવે કરવાનું કંઇ નથી. પોતાનીજ સ્ત્રી કેવળ બીનસ્વાર્થી બની ભકિતથી ઉશ્કેરાઇ કંઈ પણ લાભ નહિ મળે તોપણ—અરે, પોતાના વહાલા પ્રાણના ભોગે પણ—એને છતો પાડશે, એ કદિ એના વિચારમાંજ આવ્યું નહિ. આ પ્રમાણે પોતાના કાર્યનો તીવ્ર બદલો એ મેળવે છે.

કુદરતના ન્યાયનું ત્રાજવું કેવું બારીક સમતોલ સાચવનારૂં છે એ

ખરેખર અહીં અવલોકવા જેવું છે. જે જે વસ્તુની એણે સહાય લીધી છે, તે તે દરેક વસ્તુ એના વિનાશમાં પણ સહાય આપેછે; પ્રારબ્ધના ખેલ પણ, કેમ જાણે કે આ ન્યાયનું તેમને ભાન હોય તેમ, તેમાંથી અળગા નથી રહેતા. ઇમીલિયાના નિમિત્તે ઇયાગોએ સર્વ કારસ્થાન રચ્યાં, અને ઇમીલિયાએજ એને તિરસ્કારી ફસાવ્યો. રોડારગોને એણે પોતાના પ્રપંચનું સાધન બનાવ્યો; એજ રોડરિગોના મૃત્યુ પછી પણ તેના ગજવામાંથી નીકળેલા કાગળો એની વિરૂદ્ધ પૂરાવો સાબીત કરી આપવામાં સાધન રૂપ બન્યા. કૅશિયોને બરતરફ કરાવવાનો એનો વિચાર હતો, એટલુંજ નહિ પણ એને જીવથી મારી નાખવાનો એનો આગ્રહ હતો; તો એજ કૅશિયોને માથે, સાઇપ્રસના હાકેમ તરીકે, ઇયાગોને ક્રૂર રીબામણીથી મારી નાખવાનું કામ આવી પડેછે. વેનિસથી આવેલા ગૃહસ્થો પણ જેટલે દરજ્જે સહાય કરેછે, તેટલે દરજ્જે એને દુઃખરૂપ પણ થાયછે. કોણ જીતે છે, તેનો વિચાર હવે આવી શકશે.

કૅશિયોના સંબંધમાં પણ આ વાત સ્પષ્ટ છે. કૅશિયો ઉદાર છે, કુલીન અને ઉત્સાહનો ભરેલો છે. એનું હૃદય એવું સુઘડ અને સુરસિક છે કે કોઇપણ સુઘડ વસ્તુને જોઇ એ ઉશ્કેરાઇ ગયા વિના રહેતો નથી. આથીકરીને ડેઝડિમોના અને ઓથેલોનો એ ભકત અને આશ્રિત બની રહેછે. ઇમીલિયાને પણ સામાન્ય વિવેક આપવા એ ચૂકતો નથી. એનામાં ઇર્ષ્યાનો બિલકુલ અંશ નથી, તેમ એના હૃદયમાં વેરનો પણ વાસ નથી. આથીકરીને પોતાના દુઃખનો આરોપ પોતાના દોષ ઉપરજ એ મૂકેછે. ઇયાગો ડેઝડિમોનાની સમક્ષ જ્યારે સ્ત્રીઓની નિંદા કરેછે, ત્યારે ઉદારતાથી એ કહેછે: 'લડાઇના કામમાં એનું પાણી તમને વધારે માલમ પડશે.' ઇયાગો જ્યારે ડેઝડિમોનાના રૂપનાં વખાણ એની પાસે કરેછે, ત્યારે દેખીતું સત્ય એ સ્પષ્ટ સ્વીકારે છે, અને છતાં બાળકની માફક એના પ્રપંચી વચનોની અસરમાં નિર્દોષ રહેછે. પણ જે સુઘડતાએ કરીને એનામાં આવા ઉમદા ગુણો આવેછે, તેજ સુઘડતાએ

કરીને એનામાં દોષ પણ આવેછે. જે સુઘડતા એને ઉત્સાહિત કરી મૂકે છે, તે દારૂ પીવામાં પણ એને ઉત્સાહ અર્પેછે. આથીકરીને દારૂ પીવો એ ખરાબ છે એમ જાણવા છતાં દારૂ પીએ છે. આ સુઘડતાએ કરીને એનામાં આવી નિર્બળતા આવેછે, અને આવેલા જુવાન ગૃહસ્થોનું અપમાન ન થાય માટે એ દારૂ પીવાનું કબુલ કરેછે. આવીજ રીતે બીઍંકાના પ્રેમમાં પણ એ ફસાય છે. એનો આવો સ્વભાવ ઇયાગો સારી રીતે સમજી ગયો હતો, તેથી કૅશિયો એનાથી ફસાયો. તોપણ ઓથેલોના પ્રેમને માટે એ તદ્દન લાયક છે. બરતરફ થયા પછી એનો પશ્ચાત્તાપ આપણું હૃદય ચીરી નાખેછે. કૅશિયોના આવા હૃદય ઉપર બીઍંકા મોહિત થાયછે, અને કોઇનું પણ દિલ દુઃખવવાનો કશિયોનો સ્વભાવ નહોતો, તેથી બીઍંકાની સાથે એને સંબંધ રહેછે.

નીતિમાન કૅશિયો આવી અનીતિ આચરે છે, છતાં ડેઝડિમોનાની સાથે રોડરિગો જે સંબંધ બાંધવા ઇચ્છેછે તેના કરતાં હજાર દરજ્જે સારો છે. તેથીજ રોડરિગોનું સર્વસ્વ જાયછે, એટલુંજ નહિ પણ એનું મૃત્યુ પણ કુમૃત્યુ થાયછે, ત્યારે કૅશિયોને નાના ગુન્હાની નાની સજા થાયછે, એટલે જન્મપર્યંત લંગડો એ થાયછે. રોડરિગોની બુદ્ધિ કેવળ પશુવત્ છે, અને પોતાના વિકારને અંકુશમાં રાખવાની તાકાત એનામાં બિલકુલ નથી. હૃદયના કોઇપણ વિકારને જે માણસ અધીન છે, તે માણસ દરેક મનુષ્યને અધીન છે, અને એવા માણસનો વિનાશ રોડરિગોની પેઠે ચોક્કસ છે.

આ પ્રમાણે સર્વત્ર દરેક મનુષ્ય પોતાના કર્મનુંજ ભોકતા બનેછે, અર્થાત્ દરેક કર્મમાં અમુક સ્વાભાવિક શકિત રહેલીછે; અને તેથી મનુષ્યને પુરૂષાર્થ કરવો યોગ્ય છે. છતાં એકે એક કર્મમાં નિરવશેષ કુશળતા તો કેવળ સૃષ્ટિનિયંતાનેજ પ્રાપ્ત છે, મનુષ્યને નથી, તેથી પ્રારબ્ધને માન્યા વિના પણ ચાલતું નથી. છતાં પ્રારબ્ધ એ પુરૂષાર્થનુંજ

અંગ છે, એ સિદ્ધાંત આ નાટકમાંથી ધ્વનિત છે. આ પ્રમાણે આ નાટકમાં પ્રારબ્ધ અને પુરૂષાર્થનો પ્રશ્ન દાખલ થઇ જાયછે; પરંતુ લંબાણ થઇ જવાના ભયે એમાં અમે ઉતરીશું નહિ.

પોતાને ઇજા કરવાની શક્તિ પોતાનામાંજ રહેલીછે, તોપણ એ વાતને કાંઇક વિચારથી સમજવા જેવી છે. જ્યાંજ્યાં મનુષ્ય દુષ્ટ ઇરાદાથી પ્રેરિત થઇ કર્મમાં પ્રવૃત્ત થાયછે, ત્યાંત્યાં એનું માઠું પરિણામ એને ભોગવવું પડેછે, એટલુંજ નહિ, પણ એના વ્યવહાર તરફ આખો સમાજ ધિક્કારની દૃષ્ટિથી જુએછે. કર્મ તો પોતાને અનુરૂપ પરિણામ લાવ્યા વિના રહેતું નથી, પણ અજાણતાં થએલા અથવા ઉંધું સમજીને આચરેલા દોષ લોકોની દૃષ્ટિમાં ક્ષમા કરવા લાયક લાગેછે, અને તેથી એમાંથી એને દુઃખ થાય તો લોકોની અનુવૃત્તિ એના તરફ વળેછે. આથીકરીને ઇયાગો આપણા ધિક્કારને પાત્ર થઇ પડેછે; પણ ઓથેલો તરફ આપણે દયાની દૃષ્ટિથી જોઇએ છીએ. ઓથેલોએ પોતાનું અને પોતાની પ્રિયાનું જીવન રોળી દીધું. એણે ભૂલ કરી, અને પોતાની ભૂલનો એને ખરેખરો પસ્તાવો થાયછે, એટલુંજ નહિ, પણ પ્રિયાના શબ ઉપર આત્મઘાત કરી એ ભૂલનું પ્રાયશ્ચિત પણ કરેછે, તેથી એનો દોષ ધોવાઇ જાયછે; અને એના ઉપર આપણને માત્ર દયા ઉપજે છે. કુલીન આત્મા, સંસારના અનુભવના અભાવે, કેવી રીતે દુષ્ટ મતિથી ઘેરી લેવાય છે, અને છતાં પોતાની વિશુદ્ધિનું ગંભીર શિખર પુનઃપ્રાપ્ત કરી, સાંસારિક ક્ષણિક વસ્તુઓ ઉપર કેવા તિરસ્કારની દૃષ્ટિથી જુએછે, અને છેવટે મૃત્યુને પણ તૃણવત્ લેખેછે, એ બતાવવા ઓથેલોનું દૃષ્ટાંત પૂરાતું છે. ઓથેલો ભોળો અને ભૂર છે છતાં, ઓથેલો થવાની વૃત્તિ ઘણુંખરાને થશે, પણ ઇયાગો થવાની વૃત્તિ કોઇને નહિ થાય, એજ શેક્સપીઅરનો વિજય છે. ઓથેલો જે રીતે મરેછે, તે રીતે મરવું એ બેશક દુઃખદ છે, પરંતુ જે રીતે ઇયાગો જીવેછે એ રીતે જીવવું કેવળ નામોશી

ભરેલું અને વધારે દુ:ખદ છે. વળી, ઉંચી પ્રતિનું પતિવ્રતાપણું કેવું હોયછે, એ ડેઝડિમોનાનું દૃષ્ટાંત બતાવી આપેછે. પોતાના સ્વામી તરફ એનો પ્રેમ અને સદ્‌ભાવ છેવટ સૂધી એવો અને એવોજ ટકી રહેછે. 'એમની અપ્રીતિ ઘણું કરી શકે, અને અપ્રીતિને લીધે હું મારૂં જીવન કદાચ હારી જાઉં,' પણ એના ઉપરથી એનો પ્રેમ લગાર પણ ખસ્યો નથી. ડેઝડિમોનાની આવી વિશુદ્ધિ—દિવ્યતા આખરે ઓથેલો સ્વીકારી 'એને આલીંગન' આપી મરી જાયછે. આ પ્રમાણે સદ્‌ગુણનું સંતાન સદ્‌ગુણને શોભાવેછે. નિષ્ફળતા તો ઇયાગોને ભાગે રહેછે. વિશ્વામિત્ર ઋષિની માફક સત્યને ચળાવતાં એને પણ હારી જવું પડ્યું; અને પેહેલેથીજ આંધળો બની નીતિ વિરૂદ્ધ આચરણ એણે રાખ્યું, તો અંતે એના બધાં કરતુકો બહાર આવ્યાં અને શેકસપીઅરના નાટકોદ્વારા હજી પણ એ રીબાય છે. એને રીબાવીને મારવાનો છે, પણ એ મુઓ છે એમ શેકસપીઅર કહેતો નથી. ઇયાગોને કવિએ શામાટે જીવતો રહેવા દીધોછે, તેનું કારણ હવે સમજાશે. આ પ્રમાણે આ નાટકનું ઉપદેશ રહસ્ય **सत्यमेव जयति** બની રહેછે.



## રાગ સોરઠ, તાલ ચતુસ્રજાતિ ત્રિતાલ.

જય કૃષ્ણ મુખ કમલ મુરલીધર,
ગોપીનાથ પ્રભુ દીન-દુઃખ હર, જય કૃષ્ણ.

ચડપ ચડપ કર અંગુલિ ફરતી,
રાધિ પ્યારી રહી નજીક રડતી;
'મુરલી પ્રેમ આલિંગન ભરતી,'
કહી રાધા બની ખિન્ન આંસુભર. જયકૃષ્ણ. ૧

રૂખમણી વહુ રાધીને મનાવે,
રાધિ રીસાઇ આઘી ઉભી રહે;
કૃષ્ણ મુરલીમાં તાન લગાવે,
રાધિ રોષ રહ્યો રોમરોમપર. જયકૃષ્ણ. ૨

'કૃષ્ણ તમે તો કાળમુખા છો,
રાંક રાધીને બહુ દુઃખ દ્યોછો;'
નયન ઇસારે રૂખમણી કહીને,
ચાંપે હૃદયમાં રાધિ પ્રેમભર. જયકૃષ્ણ. ૩

કૃષ્ને મુરલી પછાડી પથ્થરે,
ડસ ડસ રાધિ રોષ તજી દે;
મુરલીનાદ ઘડી જગે છવાયો,
સૌને નાદ એ થાઓ સુખકર. જયકૃષ્ણ. ૪

# પાત્ર–સમાજ.

---

ડયૂક ... વેનિસ શેહેરનો મુખ્ય અધિકારી.

બ્રેબેન્શિયો ... એક સભાસદ.

બીજા સભાસદો.

ગ્રાશિયાનો ... બ્રેબેન્શિયોનો ભાઇ.

લોદોવિકો ... બ્રેબેન્શિયોનો સગો.

ઓથેલો ... વેનિસના રાજ્યની નોકરીમાં રહેલો કુલીન હબસી.

કૅશિયો ... ઓથેલોનો સુબેદાર.

ઇયાગો ... ઓથેલોનો નિશાનદાર.

રોડરિગો ... વેનિસનો એક પૈસાદાર ગૃહસ્થ.

મૉન્ટેનો ... ઓથેલોની પેહેલાં નીમાયેલો સાઇપ્રસનો હાકેમ.

વિદુષક ... ઓથેલોનો નોકર.

ડેઝડિમોના ... બ્રેબેન્શિયોની દીકરી અને ઓથેલોની પત્ની.

ઇમિલિયા ... ઇયાગોની પત્ની.

બીઍંકા ... કૅશિયોની રાખ.

ખલાસી, જાસુસ, ઢંઢેરો પીટનાર, અમલદારો, ગૃહસ્થો, ગવૈયા, અને અનુચરો.

**સ્થળ:** પ્રથમ અંકમાં વેનિસ; બીજા અંકોમાં સાઇપ્રસનું એક બંદર.

# ઓથેલો.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.—સ્થળ, વેનિસનો એક મોહોલ્લો.

(રોડરિગો અને ઈયાગો પ્રવેશ કરેછે.)

રોડરિગો.—છટ, બોલીશ જ મા ; મને એનાથી બહુ માઠું લાગેછે, ઇયાગો, કે મારી પેટીના તાળાની કુંચી જાણે જેના હાથમાં, તેણે તો આવિષે* જાણવું જ જોઇએ.

ઈયાગો.—લોહીના સોગન†, પણ મારું તો તું સાંભળતો જ નથી ; જો મને આનું સ્વપ્ન સરખું પણ આવ્યું હોય, તો તું મને ધિક્કાર.

રોડરિગો.—તેં મને કહ્યું'તું કે એના ઉપર તારો ધિક્કાર હતો.

ઇયાગો.—(હજીપણ) જો ન હોય તો મને તુચ્છ ગણજે. એનો સુબેદાર મને કરવા માટે શહેરના ત્રણ સંભાવિત ગૃહસ્થોએ જાતે જઇ એની પાસે ટોપીઓ ઉતારી ; અને મનુષ્યના આંકીનવડે હું મારી પોતાની કિંમત જાણુંછું કે એનાથી ઉતરતી જગાને માટે હું લાયક પણ નથી : પણ એ તો, પોતાની ખુમારી અને સંકલ્પમાં આનંદ માની, લડાઇનાં વિશેષણોથી ભયાનક રીતે ભરેલી દાંભિક ઉડામણીથી તેમની ગાયકવાડી કરેછે ; અને છેવટે, મારી સીફારસ કરનારાનો દાવો રદ કરેછે ; કારણ એ કહેછે : 'ખરેખર, મેં મારો અમલદાર કયારનો પસંદ કરી લીધોછે.' અને એ કોણ ? અરે, એક મોટો ગણિતશાસ્ત્રી, કોઈ માઈકલ કૅશિયો—એક ફ્લૉ-

---

* ઓથેલો અને ડેઝડિમોના ગુપ્ત રીતે નાશી જઈ પરણ્યાં હતાં તેના વિષે.

† લોહીના સોગન, ઈશ્વરના લોહીના સોગન ; સમ ખાવાની આ રીત અંગ્રેજી નાટકોમાં પ્રચલિત હતી.

રેન્સવાસી—એક છબીલી પત્નીથી* લગભગ શાપિત બનેલો છેલ; જેણે મેદાનમાં લશ્કરી ટૂકડીને કદી ઉભી કરી નથી, તેમ એક છોકરી કરતાં સારી રીતે લશ્કરના વ્યૂહ પણ એ કરી નથી જાણતો; પોકળ પંડિતાઈ શિવાય (એ કશામાં હુશિયાર નથી), અને તેમાં તો, તેના જેવી જ આહોશીથી ઝભા પહેરેલા મોટા મુત્સદ્દીઓ પણ ફડાકા મારી શકે: અનુભવ વિનાનો આખો લવારો માત્ર એની ભટાઇ છે. પણ સાહેબ, એને જ પસંદગી મળી; અને રોડસ, સાઈપ્રસ, અને બીજા ખ્રિસ્તિ તથા ઇતર દેશોમાં મારી સિપાઇગીરીની સાબીતિ એણે પોતાની આંખે જોઈછે, એવા મારે જમે ઉધારથી† પાછા પડી શાંત રહેવું જોઇએ,—આ વેઢા ગણનારથી: આ એણે થોડા વખતમાં એના સુબેદાર થવું, અને મારે—ઈશ્વર ચિહ્નને‡ આબાદ રાખે—હબસી સાહેબના નિશાનદાર રહેવું.

* બીએંકા નામની વેશ્યા કેશિયોની સાથે પ્રેમમાં પડી હતી, એ વાત આગળ જણાશે. કેશિયો એની સાથે વ્યવહાર રાખતો હતો, પણ એની સાથે પરણ્યો નહોતો. સઘળા ટીકાકારો એકમત થાયછે કે આ વાકય સંશયાત્મક અને સમજવામાં સરલ નથી. જૉન્સન કહેછે: 'વિશ્વસનીય ફેરફાર હું અહીં કોઇ સૂચવી શકતો નથી.' સ્ટીવન્સ સમજાવેછે: 'કેશિયો લગભગ શાપિત બનેલો હતો, કારણ કે હજી એને એ પરણવાનો હતો; પરણેલો ન હોવાથી, એ તદ્દન શાપિત નહોતો.' પરંતુ જો કે બીએંકાને કેશિયોની સાથે પરણવાનો વિચાર હતો, પણ કેશિયોને લગ્ન કરવાનો વિચાર પણ આવ્યો નથી. (જુઓ અંક ૪થો, પ્રવેશ ૧ લો.) કોલરિજ કહેછે: 'ટિરવ્હિટ પત્ની (wife) ને બદલે જીંદગી (life) લખેછે, અને તે ખરેખરો અર્થ લાગેછે. જેના વડે માનસિક શક્તિનું સૂચન ન થાય, તેને ઈયાગો ધિક્કારે એ વાસ્તવિક છે.' (કોલરિજનાં શેકસપીઅર ઉપર ભાષણો પા. ૩૮૫). રૉલ્ફ, પત્નીનો અર્થ હરકોઇ સ્ત્રી કરેછે, અને તેમાં બીએંકાનું સૂચન છે, એમ કહેછે. વળી બીજાઓ બીજા પણ અર્થ કરેછે.

† 'નામાની કોઇક ચોપડીનું નામ.' (કલાર્ક.) કેશિયોના ગુણની અહીં ઇયાગો મશ્કરી કરેછે, અને તિરસ્કારની નજરથી તેના ઉપર જુએછે.

‡ 'જન્મતી વખતે શરીર ઉપર કેટલીક નિશાનીઓ—ચિહ્નો હોયછે, તેના ઉપર વેહેમ રાખવાનો રિવાજ હતો, એનો અહીં ઇસારો છે. આ વેહેમ હજી પણ આયર્લાંડના લોકોના કેટલાક વર્ગમાં પ્રચલિત છે.' (ડટન.)

**રોડરિગો.**—ઈશ્વરાજ્ઞા, આના કરતાં તો હું એનો જલ્લાદ થઈ રહ્યો હોત.

**ઈયાગો.**—પણ તેનો કાંઈ ઉપાય નથી; વગ અને પ્રેમથી પદવી મળેછે, અને પાયરી પાયરીએ (એકની પછી બીજો) એ વૃદ્ધપરંપરાગત રિવાજનું કાંઈ ચાલતું નથી,—આ શાપ નોકરીના કપાળે ચોંટેલો જ હોયછે. હવે, સાહેબ, તમે પોતે જ ન્યાય કરો કે એ હબસી ઉપર પ્રેમ રાખવાને હું કોઈ પણ રીતે બંધાયેલોછું કે કેમ.

**રોડરિગો.**—ત્યારે તો હું એની નોકરી ન કરૂં.

**ઇયાગો.**—અરે સાહેબ! શાંતિ રાખો; મારો દાવ લેવા હું તેની નોકરી કરૂંછું: આપણે સઘળા શેઠ થઈ શકતા નથી, તેમ સઘળા શેઠને પ્રમાણિક નોકર પણ મળતા નથી. ખોરાકશિવાય બીજા કોઈ પણ ઉદ્દેશરહિત, પોતાની ગુલામગીરીમાં રાચતા, અને ઘુંટણીએ પડી તાબેદારી ભોગવતા ઘણા ગુલામો, પોતાના શેઠના ગધેડાની પેઠે, પોતાનો વખત ગુજારેછે, અને જ્યારે એ* ઘરડો થાયછે, ત્યારે એને હાંકી મુકવામાં આવેછે, એવા પણ તમને ઘણા મળશે. આવા પ્રમાણિક નોકરોને ચાબુક મારી હાંકી મૂકો. વળી બીજા એવા હોયછે કે જે બહારથી કર્ત્તવ્યની સિકલ સાચવીને, અને તેના પોશાકમાં બની ઠણીને, પોતાની આબાદી ઉપર જ પોતાનાં મન ચોડી રાખેછે, અને પોતાના સ્વામીની ચાકરીનો માત્ર ડોળ ઘાલીને, તેમના વડે સારી પેઠે આબાદ થાયછે, અને જ્યારે તેઓ પોતાના પોશાકને મઢી† રહેછે, ત્યારે તેઓ પોતાનું જ સ્વામિત્વ સ્વીકારેછે: આ માણસોમાં કાંઈક જીવ હોયછે; અને આવી જ જાતનો હું મને પોતાને

---

* એ=ગધેડો. ઈયાગો એવા ઘણા ગુલામોને ગધેડાની સાથે સરખાવેછે. જૂલિયસ સીઝરમાં, અક્કલ વિનાના લેપિડસને એન્ટની બોજાનુંજ વહન કરતા ગધેડાની સાથે સરખાવેછે, અને એટલામાટેજ એને એ રાતબ આપેછે. (જુઓ જૂ. સી. અંક ૪થો, પ્રવેશ ૨ જો.)

† પોતાનાં ગજવાં ભરી રહેછે ત્યારે.

જાહેર કરૂંછું. કારણ કે સાહેબ, તમે રોડરિગો છો એ જેમ સત્ય વાત છે, તેમ આ પણ સત્ય વાત છે કે જો હું હબસી હોત તો હું ઇયાગો ન થાત. એની સેવા કરવામાં, હું મારા પંડની જ સેવા કરૂંછું; ઇશ્વિર મારો સાક્ષી છે, કે પ્રેમ અને કર્ત્તવ્યની સમજણથી નહિ પણ એવો દેખાઇને મારી ખાસ મતલબને માટે, હું આમ વર્તુંછું: કારણ કે, ચર્મ ચક્ષુને દેખાતું મારૂં કાર્ય, દેખાય છે તેવા જ આકારમાં જ્યારે મારા હૃદયની મૂલ આકૃતિને અને પ્રકૃતિસિદ્ધ કાર્યને બતાવી આપશે, ત્યારે તો કાગડાને ઠોલવામાટે મારૂં હૃદય મારી ચાળમાં હું રાખીશ; દેખાઉંછું તેવો હું નથી.

રોડરિગો.—જો આ પ્રમાણે ચાલ્યું જાય તો, એ જાડા હોઠવાળા*ના કેવાં સંપૂર્ણ ભાગ્ય!

ઇયાગો.—એના† બાપને બૂમ મારો, એને‡ જગાડો; એની§ પછવાડે લાગો, એના આનંદમાં વિષ રેડો, શેરીએ શેરીએ એના નામની બૂમ પાડો; એનાં સગાંને સચેત કરો, અને જોકે એ સ્વચ્છ હવા-વાળી જમીનમાં રહે, તથાપિ ડાંસથી એને હેરાન કરો; અને જોકે એનો આનંદ એને રહે, તથાપિ જૂદી જૂદી જાતના એવા ઉપદ્રવ એના ઉપર નાખો કે કાંઇક રંગ એમાંથી કમી થાય.

રોડરિગો.—આ એના બાપનું ઘર રહ્યું; હું મોટેથી હાક મારીશ.

ઇયાગો.—માર, એવી થરથરતી અને ભયંકર ચીસથી કે જાણે રાત્રી‖

---

* ઓથેલોનાં. † ડેઝ્ડિમોનાના. ‡ બ્રેબન્શિયોને. § ઓથેલોની.

‖ જૂદા જૂદા ટીકાકારો આ વાક્યને જૂદી જૂદી રીતે સમજાવેછે. એટવર્ડસ ખૂલાસો કરેછે: 'રાત્રી અને બેદરકારીને લીધે થએલી આગ.' મેસન કહેછે: 'રાત્રી અને બેદરકારીના વખતે થએલી આગ.' ટેલિચસ કાંઇક સમજણથી ખૂલાસો આ-પેછે: 'રાત્રીને લીધે બેદરકારીથી થએલી આગ.' ફરનેસ કહેછે: 'બેશક રાત્રીએ આગ થાયછે, તેની એકદમ ખબર પડતી નથી; રાત્રીને લીધેજ આગના સંબંધમાં બેદરકારી રહેછે.'

અને બેદરકારીથી ભરવસ્તીવાળા શહેરમાં આગ દેખાણી હોય. હું.

રોડરિગો.—અરે ઓ બ્રેબેન્શિયો! બ્રેબેન્શિયો અમીર, હે!

ઇયાગો.—જાગો! અરે ઓ બ્રેબેન્શિયો! ચોર! ચોર! ચોર! તમારા ઘરની, તમારી દીકરીની, અને તમારી પેટીઓની, તપાસ કરો! ચોર! ચોર!

(બ્રેબેન્શિયો બારીમાં ઉપર આવેછે.)

બ્રેબેન્શિયો.—આ ભયંકર પોકારનું પ્રયોજન શું છે! શું છે ત્યાં?

રોડરિગો.—સાહેબ, તમારો સઘળો કબીલો અંદર સલામત છે?

ઇયાગો.—તમારાં બારણાં બંધ છે?

બ્રેબેન્શિયો.—કેમ, શામાટે તમે પૂછો છો?

ઇયાગો.—જખમના સમ, સાહેબ, તમે લૂટાયાછો. શરમની ખાતર, ડગલો પેહેરી લ્યો; તમારૂં હૃદય ચીરાઇ ગયુંછે; તમારૂં અર્ધું જીવન ગુમ થયુંછે: ઘંટવડે ઘોર નિદ્રાસાંથી શહેરીઓને જગાડો, નહિ તો પિશાચ આપને પિતામહ બનાવશે. ઉઠો કહુંછું.

બ્રેબેન્શિયો.—કેમ, તારી અક્કલ બક્કલ ઠેકાણે છે કે નહિ?

રોડરિગો.—મહા માનવંતા સાહેબ, મારો સાદ તમે પીછાણોછો?

બ્રેબેન્શિયો.—નહિ, કોણ છે તું?

રોડરિગો.—મારૂં નામ રોડરિગો.

બ્રેબેન્શિયો.—ત્યારે તો તું ન આવ્યો હોત તો સારૂં. મેં તને સ્પષ્ટ કહ્યુંછે કે તારે મારા ઘરની આસપાસ ન ભમવું. સાફ દિલથી મને કહેતાં તેં સાંભળ્યોછે કે મારી દીકરી તારે માટે નથી; અને હવે, વાળુ ખૂબ ઠાંસીને અને દારૂ ઢીચીને, ખાર રાખી સામો થવા માટે મારી નિદ્રાસાંથી મને ચમકાવવા, ગાંડો બની તું આવેછે.

રોડરિગો.—સાહેબ, સાહેબ, સાહેબ——

બ્રેબેન્શિયો.—પણ, ખરેખર, તને ખાત્રી તો હોવી જ જોઇએ કે મારા

જાહેર કરૂં છું. કારણ કે સાહેબ, તમે રોડરિગો છો એ જેમ સત્ય વાત છે, તેમ આ પણ સત્ય વાત છે કે જો હું હબસી હોત તો હું ઈયાગો ન થાત. એની સેવા કરવામાં, હું મારા પંડની જ સેવા કરૂં છું; ઈશ્વિર મારો સાક્ષી છે, કે પ્રેમ અને કર્તવ્યની સમજણથી નહિ પણ એવો દેખાઇને મારી ખાસ મતલબને માટે, હું આમ વર્તું છું: કારણ કે, ચર્મ ચક્ષુને દેખાતું મારૂં કાર્ય, દેખાય છે તેવા જ આકારમાં જ્યારે મારા હૃદયની મૂલ આકૃતિને અને પ્રકૃતિસિદ્ધ કાર્યને બતાવી આપશે, ત્યારે તો કાગડાને ઠોલવામાટે મારૂં હૃદય મારી ચાળમાં હું રાખીશ; દેખાઉં છું તેવો હું નથી.

રોડરિગો.—જો આ પ્રમાણે ચાલ્યું જાય તો, એ જાડા હોઠવાળા*ના કેવાં સંપૂર્ણ ભાગ્ય!

ઈયાગો.—એના† બાપને બૂમ મારો, એને‡ જગાડો; એની§ પછવાડે લાગો, એના આનંદમાં વિષ રેડો, શેરીએ શેરીએ એના નામની બૂમ પાડો; એનાં સગાંને સચેત કરો, અને જોકે એ સ્વચ્છ હવાવાળી જમીનમાં રહે, તથાપિ ડાંસથી એને હેરાન કરો; અને જોકે એનો આનંદ એને રહે, તથાપિ જૂદી જૂદી જાતના એવા ઉપદ્રવ એના ઉપર નાખો કે કાંઇક રંગ એમાંથી કમી થાય.

રોડરિગો.—આ એના બાપનું ઘર રહ્યું; હું મોટેથી હાક મારીશ.

ઇયાગો.—માર, એવી થરથરતી અને ભયંકર ચીસથી કે જાણે રાત્રી‖

---

* ઓથેલોનાં. † ડેઝડિમોનાના. ‡ બ્રેબેન્શિયોને. § ઓથેલોની.

‖ જૂદા જૂદા ટીકાકારો આ વાક્યને જૂદી જૂદી રીતે સમજાવેછે. એડવર્ડસ ખૂલાસો કરેછે: 'રાત્રી અને બેદરકારીને લીધે થએલી આગ.' મેસન કહેછે: 'રાત્રી અને બેદરકારીના વખતે થએલી આગ.' ડેલિયસ કાંઇક સમજણથી ખૂલાસો આપેછે: 'રાત્રીને લીધે બેદરકારીથી થએલી આગ.' ફરનેસ કહેછે: 'બેશક રાત્રીએ આગ થાયછે, તેની એકદમ ખબર પડતી નથી; રાત્રીને લીધેજ આગના સંબંધમાં બેદરકારી રહેછે.'

અને બેદરકારીથી ભરવસ્તીવાળા શહેરમાં આગ દેખાણી હોય. હું.

રોડરિગો.—અરે ઓ બ્રેબેન્શિયો ! બ્રેબેન્શિયો અમીર, હે !

ઇયાગો.—જાગો ! અરે ઓ બ્રેબેન્શિયો ! ચોર ! ચોર ! ચોર ! તમારા ઘરની, તમારી દીકરીની, અને તમારી પેટીઓની, તપાસ કરો ! ચોર ! ચોર !

(બ્રેબેન્શિયો બારીમાં ઉપર આવેછે.)

બ્રેબેન્શિયો.—આ ભયંકર પોકારનું પ્રયોજન શું છે ! શું છે ત્યાં ?

રોડરિગો.—સાહેબ, તમારો સઘળો કબીલો અંદર સલામત છે ?

ઇયાગો.—તમારાં બારણાં બંધ છે ?

બ્રેબેન્શિયો.—કેમ, શાસાટે તમે પૂછો છો ?

ઇયાગો.—જખમના સમ, સાહેબ, તમે લુટાયાછો. શરમની ખાતર, ડગલો પેહેરી લ્યો ; તમારૂં હૃદય ચીરાઈ ગયુંછે ; તમારૂં અર્ધું જીવન ગુમ થયુંછે : ઘંટવડે ઘોર નિદ્રામાંથી શહેરીઓને જગાડો, નહિ તો પિશાચ આપને પિતામહ બનાવશે. ઉઠો કહુંછું.

બ્રેબેન્શિયો.—કેમ, તારી અક્કલ બક્કલ ઠેકાણે છે કે નહિ ?

રોડરિગો.—મહા માનવંતા સાહેબ, મારો સાદ તમે પીછાણોછો ?

બ્રેબેન્શિયો.—નહિ, કોણ છે તું ?

રોડરિગો.—મારૂં નામ રોડરિગો.

બ્રેબેન્શિયો.—આરે તો તું ન આવ્યો હોત તો સારૂં. મેં તને સ્પષ્ટ કહ્યુંછે કે તારે મારા ઘરની આસપાસ ન ભમવું. સાફ દિલથી મને કહેતાં તેં સાંભળ્યુંછે કે મારી દીકરી તારે માટે નથી ; અને હવે, વાળુ ખુબ ઠાંસીને અને દારૂ ઢીંચીને, બાર ગાંભી મારો થવા માટે મારી નિદ્રામાંથી મને ચમકાવવા, ગાંડો બની તું આવેછે.

રોડરિગો.—સાહેબ, સાહેબ, સાહેબ——

બ્રેબેન્શિયો.—પણ, ખચીત, તને ખાત્રી તો હોવી જ જોઇએ કે મારા

જાહેર કરૂં છું. કારણ કે સાહેબ, તમે રોડરિગો છો એ જેમ સત્ય વાત છે, તેમ આ પણ સત્ય વાત છે કે જો હું હબસી હોત તો હું ઇયાગો ન થાત. એની સેવા કરવામાં, હું મારા પંડની જ સેવા કરૂં છું; ઇશ્વર મારો સાક્ષી છે, કે પ્રેમ અને કર્તવ્યની સમજણથી નહિ પણ એવો દેખાઇને મારી ખાસ મતલબને માટે, હું આમ વર્તું છું: કારણ કે, ચર્મ ચક્ષુને દેખાતું મારૂં કાર્ય, દેખાય છે તેવા જ આકારમાં જ્યારે મારા હૃદયની મૂલ આકૃતિને અને પ્રકૃતિસિદ્ધ કાર્યને બતાવી આપશે, ત્યારે તો કાગડાને ઠોલવામાટે મારૂં હૃદય મારી ચાળમાં હું રાખીશ; દેખાઉં છું તેવો હું નથી.

રોડરિગો.—જો આ પ્રમાણે ચાલ્યું જાય તો, એ જાડા હોઠવાળા*ના કેવાં સંપૂર્ણ ભાગ્ય!

ઇયાગો.—એના† બાપને બૂમ મારો, એને‡ જગાડો; એની§ પછવાડે લાગો, એના આનંદમાં વિષ રેડો, શેરીએ શેરીએ એના નામની બૂમ પાડો; એનાં સગાંને સચેત કરો, અને જોકે એ સ્વચ્છ હવાવાળી જમીનમાં રહે, તથાપિ ડાંસથી એને હેરાન કરો; અને જોકે એનો આનંદ એને રહે, તથાપિ જૂદી જૂદી જાતના એવા ઉપદ્રવ એના ઉપર નાખો કે કાંઇક રંગ એમાંથી કમી થાય.

રોડરિગો.—આ એના બાપનું ઘર રહ્યું; હું મોટેથી હાક મારીશ.

ઇયાગો.—માર, એવી થરથરતી અને ભયંકર ચીસથી કે જાણે રાત્રી‖

---

* ઓથેલોનાં. † ડેઝડિમોનાના. ‡ બ્રેબેન્શિયોને. § ઓથેલોની.

‖ જૂદા જૂદા ટીકાકારો આ વાક્યને જૂદી જૂદી રીતે સમજાવેછે. એડવર્ડસ ખૂલાસો કરેછે: 'રાત્રી અને બેદરકારીને લીધે થએલી આગ.' મેસન કહેછે: 'રાત્રી અને બેદરકારીના વખતે થએલી આગ.' ટેલિયસ કાંઇક સમજણથી ખૂલાસો આપેછે: 'રાત્રીને લીધે બેદરકારીથી થએલી આગ.' ફરનેસ કહેછે: 'બેશક રાત્રીએ આગ થાયછે, તેની એકદમ ખબર પડતી નથી; રાત્રીને લીધેજ આગના સંબંધમાં બેદરકારી રહેછે.'

અને બેદરકારીથી ભરવસ્તીવાળા શહેરમાં આગ દેખાણી હોય. હં.

રોડરિગો.—અરે ઓ બ્રેબેન્શિયો! બ્રેબેન્શિયો અમીર, હે!

ઇયાગો.—જાગો! અરે ઓ બ્રેબેન્શિયો! ચોર! ચોર! ચોર! તમારા ઘરની, તમારી દીકરીની, અને તમારી પેટીઓની, તપાસ કરો! ચોર! ચોર!

(બ્રેબેન્શિયો બારીમાં ઉપર આવેછે.)

બ્રેબેન્શિયો.—આ ભયંકર પોકારનું પ્રયોજન શું છે! શું છે ત્યાં?

રોડરિગો.—સાહેબ, તમારો સઘળો કબીલો અંદર સલામત છે?

ઇયાગો.—તમારાં બારણાં બંધ છે?

બ્રેબેન્શિયો.—કેમ, શામાટે તમે પૂછો છો?

ઇયાગો.—જખમના સમ, સાહેબ, તમે લૂટાયાછો. શરમની ખાતર, ડગલો પેહેરી લ્યો; તમારૂં હૃદય ચીરાઇ ગયુંછે; તમારૂં અર્ધું જીવન ગુમ થયુંછે: ઘંટવડે ઘોર નિદ્રામાંથી શહેરીઓને જગાડો, નહિ તો પિશાચ આપને પિતામહ બનાવશે. ઉઠો કહુંછું.

બ્રેબેન્શિયો.—કેમ, તારી અક્કલ બક્કલ ઠેકાણે છે કે નહિ?

રોડરિગો.— મહા માનવંતા સાહેબ, મારો સાદ તમે પીછાણોછો?

બ્રેબેન્શિયો.—નહિ, કોણ છે તું?

રોડરિગો.—મારૂં નામ રોડરિગો.

બ્રેબેન્શિયો.—ત્યારે તો તું ન આવ્યો હોત તો સારૂં. મેં તને સ્પષ્ટ કહ્યુંછે કે તારે મારા ઘરની આસપાસ ન ભમવું. સાફ દિલથી મને કહેતાં તેં સાંભળ્યોછે કે મારી દીકરી તારે માટે નથી; અને હવે, વાળુ ખૂબ ઠાંસીને અને દારૂ ઢીચીને, ખાર રાખી સામો થવા માટે મારી નિદ્રામાંથી મને ચમકાવવા, ગાંડો બની તું આવેછે.

રોડરિગો.—સાહેબ, સાહેબ, સાહેબ——

બ્રેબેન્શિયો.—પણ, ખરેખર, તને ખાત્રી તો હોવી જ જોઇએ કે મારા

વજન અને હોદ્દાવડે તને આ જીવતાં સુધી સાંભરે તેવું કરવાનું મારામાં સામર્થ્ય છે.

રોડરિગો.—મારા મેહેરબાન, જરા ધીરજ ધરો.

બ્રેબેન્શિયો.—લૂટાયાની વાત તું મને શું કહેછે? આ વેનિસ છે. મારૂં ઘર ખળાની ખોલી નથી.

રોડરિગો.—અતિગંભીર બ્રેબેન્શિયો, શુદ્ધ નિષ્કપટ બુદ્ધિથી હું અત્યારે તમારી કને આવું છું.

ઇયાગો.—લોહીના સમ, સાહેબ, સેતાન હુકમ કરે તો પરમેશ્વરને પણ ન ભજો, એ માંહેલા તમે છો.

બ્રેબેન્શિયો.—તું મહાચંડાળ છે.

ઇયાગો.—તમે છો—મંત્રી.

બ્રેબેન્શિયો.—આનો જવાબ તારે આપવો જ પડશે; રોડરિગો, હું તને ઓળખું છું.

રોડરિગો.—સાહેબ, હું ગમે તેનો જવાબ આપીશ. પણ હું વિનતિ કરૂં છું કે તમારી સુંદર પુત્રી રાત્રીના આવા કવખતે અને સુસ્ત પહેરાને સમયે, એક સાધારણ ભાડુતી ગુલામજેવા, એક ખારવાના વળાવા સાથે, લંપટ હબસીની અપવિત્ર બાથમાં નિમગ્ન થવા જાય, એવી જો આપની ઇચ્છા હોય, અને તેમાં વિચારપૂર્વક આપેલી આપની સંમતિ હોય, (અને મને લાગછે કે કાંઇક તેમ જ છે),—*આ વાતની જો આપને માહીતી હોય અને તેમાં આપની પરવાનગી હોય, તો તો અમે આપનું બેશરમ અને ઉદ્ધત અહિત કર્યું છે; પણ જો આ વાત તમે જાણતા ન હો, તો મને લાગેછે કે અમને આપનો ઠપકો ગેરવાજબી છે. એવું ન માનતા કે સભ્યતાના ભાનથી વેગળે જઇ હું આપની સાથે આમ મજાક

* ટેઇન કહેછે: 'અહીંઆં વાક્ય રચના અપૂર્ણ છે.'

બીને તું સેજીટરીમાં* લાવજે, ત્યાં જરૂર એ તમને જડશે; અને હું પણ ત્યાં એની સાથે જ હોઇશ. હવે, રામ રામ.

(જાયછે.)

(મશાલ લઈ, બ્રેબેન્શિયો અને ચાકરો નીચે પ્રવેશ કરેછે.)

**બ્રેબેન્શિયો.**—આ આફતની વાત સાવ સાચી છે: ગઇ જ છે એ; અને મારા તુચ્છ આયુષ્માંથી હવે જે ઉપજવાનું છે તે તીવ્ર વેદના શિવાય બીજું કાંઈ નથી. ભલા, રોડરિગો, તેં એને ક્યાં જોઇ? અરે હતભાગ્ય છોકરી! હબસીની સાથે, તું કહેછે કે?—કોણ બાપ થાય!—તેં કેમ જાણ્યું કે એ જ એ હતી?—અહા! કલ્પનામાં પણ ન આવે એવી રીતે મને એ છેતરે છે!—શું કહ્યું એણે તને?—વધારે મશાલ લાવો!—મારાં સઘળાં સગાંને ઉઠાડો?—તું ધારે છે કે એ પરણ્યાં છે?

**રોડરિગો.**—ખરેખર, હું તો ધારૂં છું કે તેઓ પરણ્યાં છે.

**બ્રેબેન્શિયો.**—અરે ઈશ્વર!—ઘરની બહાર એ કેવી રીતે નીકળી?—અરે લોહીના દ્રોહ!†—પિતાઓ! તમારી દીકરીઓના બાહ્ય આચરણ ઉપરથી તેમના અંતરનો વિશ્વાસ હવેથી ન કરજો. તરુણ અને કિશોર કુમારિકાની વૃત્તિને આડે રસ્તે દોરવે એવી મુઠચોટ નથી શું? રોડરિગો! આવી કોઇ કોઇ વાતો તેં વાંચી નથી?

---

* ડેટન કહેછે કે આ નામની કોઇ ધર્મશાળા હશે. નાઇટ કહેછે: 'લશ્કરી ખાતાના ઉપરી અમલદારને માટે તોપખાનામાં રહેવાની જગા.' કલાર્ક સૂચવેછે: 'એ સંજ્ઞાવાળું કોઇ ખાનગી ઘર હશે, જે રીત ઈંગ્લાંડમાં અગાઉ પ્રચલિત હતી.' રૉલ્ફ કહેછે: 'જે ઘરમાં ઓથેલો હમેશાં રહેતો હતો, તે આ નહોતું, કારણ કે સભાના દૂતોને એ ક્યાં મળશે તેની ખબર નહોતી.' સેજીટરી એટલે તોપખાનું—એ વાતને ફરનેસ પણ અશક્ય માનેછે.

† એટલે 'ઘણુંકરીને સ્વભાવની સ્વાભાવિક દગલબાજી.' (ડેટન.) પોતાની પુત્રી ઘરની બહાર કેવી રીતે નીકળી શકી, એ અમીરથી સમજાતું નથી; અને એવો બંદોબસ્ત છતાં, જ્યારે એ ઘરમાંથી નીકળી શકી, ત્યારે મૂળથી જ—એના લોહીમાં જ—દગલબાજી હયાત હોવી જોઇએ, એ તાત્પર્ય ડેટનનું છે.

**રોડરિગો.**—હા, સાહેબ, મેં વાંચ્યું છે તો ખરૂં.

**બ્રેબેન્શિયો.**—મારા ભાઈને હાક મારો.—અરે, મેં તને આપી હોત!—કોઇ આ રસ્તે જાઓ, કોઈ એ રસ્તે જાઓ.—એને અને હબસીને આપણે ક્યાં પકડી શકીશું, એની તને ખબર છે?

**રોડરિગો.**—માણસો લઇને જો આપ મારી સાથે આવો, તો હું ધારૂં છું કે હું તેને શોધી શકીશ.

**બ્રેબેન્શિયો.**—ચાલ ભાઇ, આગળ ચાલ. દરેક ઘેર હું હાક મારીશ; ઘણેખરે ઘેર તો હું હુકમ ચલાવી શકીશ.—હથિયાર લાવી આપો, હે! અને પેહેરાના કેટલાક ખાસ અમલદારોને જગાડો.—ચાલ, ભલા રોડરિગો, હું તારા પરિશ્રમનો ઘટતો બદલો વાળી આપીશ.

(બધા જાયછે.)

---

## પ્રવેશ બીજો.—સ્થળ, બીજો મોહોલ્લો.

(ઓથેલો, ઇયાગો, અને મશાલો લઈ અનુચરો પ્રવેશ કરેછે.)

**ઇયાગો.**—લડાઇના ધંધામાં મેં જો કે માણસોને કાપી નાંખ્યાં છે, છતાં બુદ્ધિપૂર્વક ખૂન ન કરવું તેને હું અંતઃકરણની ખરી વસ્તુ લેખું છું. કોઇ કોઈ વખતે મારૂં હિત કરે એવા અન્યાયની મારામાં ખામી છે. નવ કે દશ વખત આમ એને પાંસળામાં ઘોંચી ઘાલવાનો મને વિચાર થયો હતો.

**ઑથેલો.**—ચાલેછે તેમ ઠીક છે.

**ઇયાગો.**—નહિ, પણ એણે એવો તો લવારો કર્યો અને હલકા અપશબ્દો આપના પ્રતિ વાપર્યા કે જે થોડી ઘણી સાધુતા મારામાં છે તેનાવડે માંડમાંડ મેં એને માફી બક્ષી. પણ સાહેબ, હું વિનતિ કરૂં છું કે આપ વિધિપૂર્વક બરાબર પરણ્યાછો ના? આટલી ખાત્રી રાખજો કે અમીર ઘણો લોકપ્રિય છે, અને પરિણામે એનો બોલ ડયૂક કરતાં પણ બમણા જોરવાળો છે; આપનું લગ્ન એ ફોક

કરાવશે, અથવા તો કાયદો એને જેટલી દોરી આપશે તેટલી દોરી-વડે, બનશે તેટલા જોરથી એ તમારે માથે અંકુશ અને સંકટ નાંખશે.

**ઓથેલો.**—ભને તેટલું ભલે એ કરે; રાજ્યની જે જે સેવા મેં કરી છે, તે એની ફરિયાદો કરતાં પણ મોટા સ્વરથી પોકારી ઉઠશે. હજીતો એ પણ જણાવવાનું છે,—અને તે, જ્યારે હું જાણું કે આત્મશ્લાઘામાં આબરૂ સમાએલીછે, ત્યારે જ હું પ્રસિદ્ધ કરીશ,—કે મારો જન્મ અને જાત અમીરી કુળના મનુષ્યોમાંથી ઉત્પન્ન થયેલાંછે, અને હાલની જે ભાગ્યવંત સ્થિતિએ હું પોહોચ્યોછું, તે મગરૂર સ્થિતિને હું લાયક જ છું એ તો બેધડક મારા ગુણો જ બોલી શકે તેમ છે. કારણકે, ઇયાગો, સારીપેઠે સમજી રાખજે કે, સુશીલ ડેઝડિમોના ઉપર મારો પ્રેમ છે, નહિ તો સમુદ્રના ખજાનાની કિમ્મતે પણ, મારી સ્વતંત્ર, નિરંકુશ સ્થિતિને સાંસારિક બેડી અને બંધનમાં હું લાવું નહિ. પણ જો, પણે કઇ મશાલો આવેછે?

**ઇયાગો.**—એ તો એનો જાગ્રત થયેલો બાપ પોતાના મિત્રોને લઇને આવેછે; આપને અંદર જવું ઉત્તમ છે.

**ઓથેલો.**—નહિ, હું નહિ જાઊં; મારે તેમને દૃષ્ટિગોચર થવું જોઇએ. મારી યોગ્યતા, મારો હોદ્દો, અને મારૂં શુદ્ધ અંતઃકરણ, હું જેવો છું, તેવો મને બતાવી આપશે. તેઓ જ છે કે?

**ઇયાગો.**—જેનસના* સમ, લાગતા નથી.

(કેશિયો, અને મશાલો સહીત કેટલાક અમલદારો પ્રવેશ કરેછે.)

**ઓથેલો.**—ડયૂક સાહેબના નોકરો, અને મારો સુબેદાર.—દોસ્તો તંદુરસ્ત રહો! શા ખબર છે?

---

* જેનસ નામના દેવને બે મુખ હતાં, અને તે સામસામી દિશામાં જોતો હતો, આ દેવના નામ ઉપરથી જાનેવારી માસનું નામ પડ્યુંછે. વોરબરટન કહેછે: 'જેને બે ચેહેરા હતા એવા જેનસના સમ ખાવામાં, બેય બાજુએ ઢોલ વગાડતા ઇયાગોમાં સ્વાભાવીક યોગ્યતા છે.'

**કૅશિયો.**—સરદાર સાહેબ, ડ્યૂક સાહેબ આપને ઘણા ઘણા સલામ કહેવરાવેછે, અને તમારૂં ત્વરિતમાં ત્વરિત આગમન ઇચ્છેછે, હમણાંને હમણાં જ.

**ઓથેલો.**—કામ શું લાગેછે?

**કૅશિયો.**—મારા અનુમાન પ્રમાણે તો, કાંઇક સાઇપ્રસમાંથી છે. કાંઇક તડામારીનું કામ છે, અને આજની રાત્રીમાંજ એકની ઉપર બીજો એમ બારેક જાસુસો આવ્યાછે, અને ઘણા સભાસદો અત્યારે ઉઠીને ભેગા થઇ ડ્યૂક સાહેબને ત્યાં ક્યારના બેઠા છે. તમને તુરત બોલાવી લાવવા માણસ મોકલવામાં આવ્યો હતો; પણ તમારે ઘેર તમે નહિ મળવાથી, તમને શોધી લાવવાને સભાએ ત્રણેક માણસોને જૂદે જૂદે ઠેકાણે મોકલ્યાછે.

**ઓથેલો.**—ઠીક થયું કે હું તમને મળી ગયો. આ હું અહીં ઘરમાં ઉભો ઉભો જઈ તમારી સાથેજ આવુંછું.

(જાયછે.)

**કૅશિયો.**—નિશાનદાર, એ અહીં કેમ આવ્યાછે?

**ઇયાગો.**—અહો, આજ રાત્રે એક મોટું ઝાઝ એમને હાથ લાગ્યું છે; જો એ હકદાર લૂટ નીવડે, તો એમનું કાયમનું કામ થઇ જશે.

**કૅશિયો.**—મને સમજાતું નથી.

**ઇયાગો.**—એ પરણ્યા છે.

**કૅશિયો.**—કોની વેરે*?

(ઓથેલો ફરી પ્રવેશ કરેછે.)

**ઇયાગો.**—મેરીના† સમ, ડે— ચાલો, સાહેબ, ચાલશું કે?

---

* કૅશિયો ઓથેલોનો મિત્ર હતો, અને લગ્નની વાત જાણતો હતો; તેથી સ્ટીવન્સ કહેછે, કે કૅશિયોનો આ પ્રશ્ન વિચિત્ર છે. બ્લેકસ્ટોન કહેછે કે કૅશિયો જાણીજોઈને અજાણ્યો થઇ જાયછે, કે જેથીકરીને એના મિત્રની વાત યોગ્ય સમય પેહેલાં જાણીતી થઈ ન જાય.

† ઇશુખ્રિસ્તની માનું નામ મેરી છે. એ કુંવારી હતી, અને ઈશુખ્રિસ્ત કુંવારી માને પેટે જનમ્યો હતો.

**ઓથેલો.**—ચાલો.

**કૅશિયો.**—આ બીજું મંડળ તમને શોધતું આવેછે.

**ઇયાગો.**—એ તો બ્રેબેન્શિયો છે.—સરદાર સાહેબ, સલાહ માનો; તેઓ દુષ્ટ ઉદ્દેશે આવેછે.

(બ્રેબેન્શિયો, રોડરિગો, અને મશાલો અને હથિયારબંધ અમલદારો પ્રવેશ કરેછે.)

**ઓથેલો.**—સબુર! ત્યાં ઉભા રહો!

**રોડરિગો.**—સાહેબ, એજ હબસી છે.

**બ્રેબેન્શિયો.**—પાડો નીચે, ચોર! (બન્ને તરફથી શસ્ત્રો નિકળેછે.)

**ઇયાગો.**—અલ્યા, રોડરિગો! આવ, હું તારે માટે છું.

**ઓથેલો.**—તમારી ચળકતી તલવારોને મ્યાન કરો, નહિ તો ઝાકળને લીધે તેઓ કટાઈ જશે. ભલા અમીર સાહેબ, આપનાં શસ્ત્રો કરતાં આપની વયોવૃદ્ધતા વધારે કામ કરશે.

**બ્રેબેન્શિયો.**—અરે પાતકી ચોર, મારી દીકરીને તેં ક્યાં છૂપાવી છે? તું પિશાચી હોવાથી, એના ઉપર તેં જાદુ ચલાવ્યુંછે; કારણકે જે કુમારિકા સુકુમાર, સુંદર અને સંતોષી, અને લગ્નનો જેને એટલો કંટાળો કે અમારી જાતના સમૃદ્ધિવાન સુઘડ યુવાનોથી પણ તે વેગળે રહી તે, લોકનો ઉપહાસ વ્હોરી લેવાને જ, પોતાના વાલી પિતા કનેથી, તારા જેવી વસ્તુની કાળી મેશ જેવી છાતીએ વળગવા,—આનંદિત થવા નહિ, પણ ડરવા,—જાદુના બંધનથી મૂઢ બની ન હોય તો, જાય, એ કોઈપણ રીતે અક્કલમાં ઉતરી શકે એમ નથી. તેં એના ઉપર દુષ્ટ મંત્રો ચલાવ્યાછે, બુદ્ધિને મંદ કરી નાખે એવાં ઔષધ કે ધાતુનો ઉપયોગ કરી એની સુઘડ કિશોરાવસ્થાને તેં આડે રસ્તે દોરીછે, એ વાત અક્કલને કેટલી પશુવત્ લાગેછે, એનો ન્યાય, અરે સર્વ દુનિયા, તમે કરો. આનો નિર્ણય હું કોરટમાં કરાવીશ; એજ સંભવિત અને પ્રત્યક્ષ છે.

એટલામાટે હું તને, દુનિયાને ભ્રષ્ટ કરનારા તરીકે, ગેરકાયદેસર અને મના કરેલા મંત્રના ઉપયોગ કરનારા તરીકે, પકડી કેદ કરૂંછું.—પકડો એને; જો એ સામો થાય, તો એના જોખમે એને પાંશરો કરો.

**ઓથેલો.**—મારી તરફ વૃત્તિવાળા અને બાકીના બધા, સબુર કરો. જો લડાઇ કરવાનો મારો સંકલ્પ થયો હોત, તો કોઇ પ્રેરક વિના પણ મને તેની ખબર પડત. તમે જે તોહોમત મારા ઉપર મૂકો છો, તેનો પ્રત્યુત્તર આપવા તમે મને કયાં લઇ જવા ઇચ્છો છો?

**બ્રએન્શિયો.**—કામ ચલાવવાનો ન્યાયનો પ્રસંગ કાયદાની રૂએ તને મળે, ત્યાંસુધી કેદખાનામાં.

**ઓથેલો.**—ઠીક, હું આપને તાબે થાઉં તો પછી આનું શું? તો પછી જેના જાસુસો રાજ્યના કોઇ તુરતના કામ સંબંધી ડયૂક સાહેબની પાસે મને લઇ જવા આ અહીં અત્યારે મારી પડખે ઉભા છે, તે ડયૂક સાહેબને કેમ સંતોષવા?

**પેહેલો અમલદાર.**—અતિ ગુણવાન અમીર સાહેબ, એ વાત સાચી છે. ડયૂક સાહેબ સભામાં બેઠાછે, અને મને ખાત્રી છે કે આપ સાહેબને પણ તેડું ગયું હશે.

**બ્રએન્શિયો.**—શું! ડયૂક સાહેબ સભામાં! રાત્રીને આવે વખતે! ચાલો, એને લઇને; મારૂં કામ પણ જેવું તેવું નથી. ડયૂકને પોતાને પણ, કે રાજ્યના મારા ભાઇ-સભાસદોમાંથી કોઇને પણ, આ અન્યાય તેમને પોતાને થયો હોય એમ લાગ્યા વિના રહેશે નહિ; કારણ કે જો:—

**માલિની છંદ.**

અરર કરમ આવાં જાય એવાં ને એવાં,
ધરમ પરમ નાસે; પ્રાણીનાં પાપ કેવાં!

જદપિ ઘટિત શિક્ષા થાય આને ન કાંઇ,
અધમ પુરુષ પાપી થાય મંત્રી ન ક્યાંહી ?

(બધા જાયછે.)

---

## પ્રવેશ ત્રીજો.—સ્થળ, મંત્રી સભાનો ઓરડો.

(ડ્યૂક અને મંત્રીઓ મેજ પાસે બેઠાછે; અમલદારો ઉભાછે.)

ડ્યૂક.—આ ખબરમાં એવી એકતા નથી કે તેમાં વિશ્વાસ આવે.

પેહેલો સભાસદ.—બેશક, તેમાં ન્યૂનાધિકતા છે; મારા કાગળોમાં એકસોને સાત વહાણો લખ્યાંછે.

ડ્યૂક.—અને મારામાં એકસોને ચાળીશ લખ્યાંછે.

બીજો સભાસદ.—અને મારામાં બસેં લખ્યાંછે; પણ જ્યાં અનુમાનથી કહેવામાં આવેછે, ત્યાં ઘણુંકરીને હકીકતમાં ફેર હોયછે, તેમ જો કે તેમનો હેવાલ વિગતવાર મળતો નથી આવતો, તોપણ તુર્ક લોકોનો કાફલો સાઇપ્રસ ઉપર ચડી આવેછે, એટલુંતો બધા કાગળો દૃઢ કરી આપેછે.

ડ્યૂક.—બેશક, વિચાર કરીએ તો એ વાત સાવ શક્ય લાગેછે. હકીકતના તફાવતને લીધે હું એટલો નિર્ભય રહેતો નથી, પરંતુ મુદ્દાની વાતની મને ખાસ્તીપૂર્વક પ્રતીતિ થાયછે.

ખલાસી—(નેપથ્યમાં) અરે, હો! અરે, હો! અરે, હો!

પહેલો અમલદાર.—વહાણોમાંથી જાસુસ.

(ખલાસી પ્રવેશ કરેછે.)

ડ્યૂક.—હં, શું છે?

ખલાસી.— તુર્ક લોકોની તૈયારી રોડસ બાજુ જાયછે; એંજેલો સાહેબે મને એમ જાહેર કરવાનો હુકમ કર્યો છે.

ડ્યૂક.—આ ફેરફારના સંબંધમાં [illegible] અભિપ્રાય છે?

**પેહેલો સભાસદ.**—વિચારની કોઇપણ કોશીસથી તપાસતાં, એમ હોય નહિ; ખોટી દિશામાં આપણને જોતા રાખવાનો એ માત્ર ખેલ છે. તુર્ક લોકોને સાઇપ્રસની કેટલી અગત્યતા છે તેનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, અને રોડસ કરતાં તુર્કોનો સ્વાર્થ એમાં વધારે છે, એટલું આપણે ધ્યાનમાં રાખીએ, અને વળી વધારે સેહેલાઇથી અત્યારે એ લઇ શકાય તેમ છે, કારણકે એવા લશ્કરી બચાવથી એ રક્ષિત થયેલું નથી, અને જે સંપૂર્ણ બંદોબસ્તથી રોડસ અત્યારે વીંટાએલું છે, તેની તો એમાં તદ્દન ખામી છે,—આટલોજ આપણે જો વિચાર કરીએ, તો આપણે ધારવું ન જોઇએ કે સરળતા અને લાભનો યત્ન છોડી દઇને, જેમાં પોતાનો પ્રથમ સ્વાર્થ છે તેને છેલ્લું રાખી નકામું જોખમ જાગ્રત કરી લડાઇ કરે, એવા તુર્ક લોકો અકુશળ છે.

**ડ્યૂક.**—બરાબર, તેઓ રોડસ ઉપર નથી જતા તેનો ભરોસો તો મને પણ આવેછે.

**પેહેલો અમલદાર.**—આ વળી વધારે સમાચાર.

(જાસુસ પ્રવેશ કરેછે).

**જાસુસ.**—માનવંતા અને મેહેરબાન સાહેબો, ઉસમાની* લોકો રોડસ તરફ ચાલ્યા આવતાં પછીથી મોકલેલા કાફલાની સાથે ત્યાં એકઠા થઇ ગયાછે.

**ડ્યૂક.**—એમ કે? મેં એમજ ધાર્યું હતું.—તને કેટલાનું અનુમાન થાયછે?

**જાસુસ.**—ત્રીશ સઢનું; અને હવે તેઓ પોતાનાં સુકાન ફેરવી ઓળંગેલે માર્ગે આવી સાઇપ્રસ ઉપર પોતાના ઇરાદા સ્પષ્ટ જાહેર કરેછે. આપનો વિશ્વાસુ અને અતિ શૂરવીર સેવક, મૉન્ટેનો સાહેબ,

---

* સ્કૉટ કહેછે: 'ઈ. સ. ૧૨૯૯માં તુર્કી રાજ્યનો સ્થાપનાર ઓસમાન કરીને હતો, એ ઉપરથી ઉસમાની.'

પોતાના નૈષ્ઠિક ધર્મથી આપને આ પ્રમાણે કહેવરાવેછે, અને આ ખબરને ભરોસાપાત્ર ગણવાનું આપને વિનવેછે.

**ડ્યૂક.**—ત્યારે સાઇપ્રસ ઉપર—એ વાત નક્કી છે. માર્કસ લુકીકોસ* શેહેરમાં નથી શું ?

**પેહેલો સભાસદ.**—હાલ એ ફ્લૉરેન્સમાં છે.

**ડ્યૂક.**—અમારા તરફથી એને લખો. જલદી જલદી મોકલો.

**પેહેલો સભાસદ.**—આ બ્રેબેન્શિયો અને બહાદુર હબસી આવેછે.

(બ્રેબેન્શિયો, ઓથેલો, ઈયાગો, રોડરિગો, અને અમલદારો, પ્રવેશ કરેછે).

**ડ્યૂક.**—શૂરવીર ઓથેલો, આપણા દુશ્મન ઉસમાની લોકો સામે અમારે તમને હમણાંજ કામે લગાડવા જોઇએ. (બ્રેબેન્શિયોને) મેં તમને ન જોયા ; આવો કુલીન અમીર, આજ રાત્રે તમારી સલાહ અને સહાયની અમને ખામી હતી.

**બ્રેબેન્શિયો.**—મને પણ તમારી ખામી હતી. કૃપાળુ નામદાર, મને ક્ષમા કરજો. મારા હોદ્દાની રૂએ, કે કામનું નામ સાંભળીને મારી પથારીમાંથી ઉઠીને હું અહીં આવ્યો નથી, તેમ સાર્વજનિક ચિંતા પણ મારા હૃદયમાં અત્યારે વાસો કરતી નથી, કારણકે મારૂં પોતાનુંજ દુઃખ એવું વેગવાન અને ઉછળતા પ્રકારનું છે કે બીજા બધા શોચને દબાવી દઇ એ ગળી જાયછે, અને છતાં એ પોતે તો ઉભુંજ રહેછે.

**ડ્યૂક.**—કેમ, વળી તમને શું છે?

**બ્રેબેન્શિયો.**—મારી દીકરી! અરે, મારી દીકરી!

**ડ્યૂક અને સભાસદો.**—મરી ગઇ ?

---

* આના સંબંધમાં રૉલ્ફ કહેછે :—"બધી આગલી આવૃત્તિઓમાં કેપલ્લે 'લુકીકોસ' ને બદલે 'લુચીસી' નો ફેરફાર કર્યોછે, કારણકે ઇટાલિયન નામ 'લુકીકોસ' જેવું નથી હોતું." નાઈટ સૂચવેછે કે સાઈપ્રસના કોઇ ગ્રીક સિપાઈનું એ નામ હશે, જે ત્યાંની પોતાની માહિતીને લીધે ત્યાંના ખબર આપી શકવાને સમર્થ હતો.

પોતાના નૈષ્ઠિક ધર્મથી આપને આ પ્રમાણે કહેવરાવેછે, અને આ ખબરને ભરોસાપાત્ર ગણવાનું આપને વિનવેછે.

**ડ્યૂક.**—ત્યારે સાઇપ્રસ ઉપર—એ વાત નક્કી છે. માર્કસ લુકીકોસ* શેહેરમાં નથી શું ?

**પેહેલો સભાસદ.**—હાલ એ ફ્લૉરેન્સમાં છે.

**ડ્યૂક.**—અમારા તરફથી એને લખો. જલદી જલદી મોકલો.

**પેહેલો સભાસદ.**—આ બ્રેબેન્શિયો અને બહાદુર હબસી આવેછે.

(બ્રેબેન્શિયો, ઓથેલો, ઈયાગો, રોડરિગો, અને અમલદારો, પ્રવેશ કરેછે).

**ડ્યૂક.**—શૂરવીર ઓથેલો, આપણા દુશ્મન ઉસમાની લોકો સામે અમારે તમને હમણાંજ કામે લગાડવા જોઇએ. (બ્રેબેન્શિયોને) મેં તમને ન જોયા ; આવો કુલીન અમીર, આજ રાત્રે તમારી સલાહ અને સહાયની અમને ખામી હતી.

**બ્રેબેન્શિયો.**—મને પણ તમારી ખામી હતી. કૃપાળુ નામદાર, મને ક્ષમા કરજો. મારા હોદ્દાની રૂએ, કે કામનું નામ સાંભળીને મારી પથારીમાંથી ઉઠીને હું અહીં આવ્યો નથી, તેમ સાર્વજનિક ચિંતા પણ મારા હૃદયમાં અત્યારે વાસો કરતી નથી, કારણકે મારૂં પોતાનુંજ દુઃખ એવું વેગવાન અને ઉછળતા પ્રકારનું છે કે બીજા બધા શોચને દબાવી દઇ એ ગળી જાયછે, અને છતાં એ પોતે તો ઉભુંજ રહેછે.

**ડ્યૂક.**—કેમ, વળી તમને શું છે ?

**બ્રેબેન્શિયો.**—મારી દીકરી ! અરે, મારી દીકરી !

**ડ્યૂક અને સભાસદો.**—મરી ગઇ ?

---

* આના સંબંધમાં રૉલ્ફ કહેછે :—"બધી આગલી આવૃત્તિઓમાં કેપલ્લે 'લુકીકોસ'ને બદલે 'લુચીસી'નો ફેરફાર કર્યોછે, કારણકે ઇટાલિયન નામ 'લુકીકોસ' જેવું નથી હોતું." નાઈટ સૂચવેછે કે સાઈપ્રસના કોઇ ગ્રીક સિપાઈનું એ નામ હશે, જે ત્યાંની પોતાની માહિતીને લીધે ત્યાંના ખબર આપી શકવાને સમર્થ હતો.

બ્રેબેન્શિયો.—હા, મારે મન; એને આળ ચડયું છે, મારી પાસેથી એનું હરણ થયું છે, અને ઉંટ વૈદ્યો પાસેથી ખરીદેલાં ઔષધો અને મોહનીઓથી તેના મનને ભ્રમિત કરવામાં આવ્યું* છે; કમઅક્કલ, આંધળી કે ગાંડી નહિ છતાં, આમ વિલક્ષણ રીતે પોતાનો સ્વભાવ એ વિસરી જાય, એ મેલી-વિદ્યા વિના બને નહિ.

ડ્યૂક.—આવા નીચ કામમાં તમારી દીકરીને જેણે આ પ્રમાણે ભૂલ ખવરાવીછે, અને તમારી પાસેથી એને છીનવી લીધીછે, તે ગમે તે હોય, તોપણ કાયદાનું કઠોર પુસ્તક તમારી મરજીને અનુરૂપ તીવ્ર અક્ષરમાં તમે પોતે વાંચશો; અરે, અમારો પોતાનો પુત્ર તમારા તોહોમતનું સ્થાન હોય તોપણ.

બ્રેબેન્શિયો.—આપનો ઘણોજ ઉપકાર હું માનુંછું. આ રહ્યો એ માણસ, આ હબસી, કે જેને એવું જણાયછે કે આપના ખાસ હુકમથી રાજ્યના કામને માટે અહીં આણવામાં આવ્યોછે.

ડ્યૂક અને સરદારો.—અમે ઘણા દિલગીર છીએ.

ડ્યૂક.—(ઓથેલોને) તમારા બચાવમાં તમારે શું કહેવાનું છે?

બ્રેબેન્શિયો.—બીજું શું કહે? વાત સાચી છે.

ઓથેલો.—મહા શક્તિમાન, ગંભીર, અને માનવંતા સાહેબો, મારા અત્યંત ઉત્તમ અને માન્ય ઉપરીઓ, મેં આ વૃદ્ધ પુરૂષની પુત્રીનું હરણ કર્યુંછે, એ વાત તદ્દન સાચીછે; મેં એની સાથે લગ્ન કર્યુંછે, એ વાત પણ સત્ય છે. મારા અપરાધનું માથું અને મ્હોડું એટલુંજછે, વધારે નહિ.† બોલવામાં હું અણઘડ છું, અને શાંતિના

---

* 'વેનિસમાં એવો કાયદો પ્રચલિત હતો કે પ્રેમને માટે કોઈએ કાંઈ દવા કે મોહમંત્ર વાપરવા નહિ. રિટસનના કહેવા પ્રમાણે, શેક્સપીઅરને આ બાબતની માહીતિ સિન્થિયોની નવલકથામાંથી મળી હશે, અથવા તો સ્ટીવન્સ સૂચના કરેછે તે પ્રમાણે, પેહેલા જેમ્સના વખતમાં થએલા કાયદાનો વિચાર એના મગજમાં ભમતો હશે'. (ડટન).

† મારા આ કામમાં જે કાંઇ ગુન્હા જેવું બહારથી દેખાયછે, તે આટલુંજછે,

સુઘડ વાકયોથી ઇશ્વરે મને થોડોજ નવાજ્યોછે : કારણકે આ મારા હાથમાં જ્યારથી સાત વર્ષનું જોર આવ્યું છે ત્યારથી તે આજ સુધીમાં, કાંઇક નવ મહિના બાદ કરતાં, તેમનો ઉત્તમ પરિશ્રમ તંબુવાળા મેદાનમાં ગયોછે. અને યુદ્ધ-કર્મ અને કલહ ઉપરાંત આ વિસ્તીર્ણ સંસાર વિષે હું થોડુંજ બોલી શકું તેમ છું, એટલા માટે મારો બચાવ કરતાં મારા ભાષણને થોડુંજ આભૂષિત કરી શકીશ; છતાં, આપની કૃપાળુ ધીરજ હશે તો, પ્રેમના મારા આખા પ્રવાહની સાદી અને અનઅલંકૃત બીના કહી જઇશ; કેવાં ઔષધ, કેવી મોહનીઓ, કેવા મંત્ર, અને કેવું બળવાન જાદુ,—કારણકે મારા ઉપર તોહોમત એ જ છે,—વાપરી* મેં એમની પુત્રીને મેળવી છે.

બ્રેબેન્શિયો.—જે કુમારિકા કદિ સાહસિક નહિ, અને સ્વભાવે એવી શાંત અને ગરીબ કે જેના મનોભાવ† પણ પોતાથી શરમાતા, તેજ કુમારિકા, પોતાનો સ્વભાવ, પોતાનું વય, પોતાનો દેશ, આબરૂ, અને દરેક વસ્તુની અવગણના કરીને, જે પુરૂષને જોતાં એને ધાસ્તી ઉપજતી હતી, તેનીજ સાથે પ્રેમમાં પડે! કુદરતના સઘળા કાનુનની વિરૂદ્ધ, આવી સંપુર્ણતા આમ ભૂલ કરી શકે એવું સ્વીકારનારી બુદ્ધિ લૂલી અને તદ્દન કાચી છે, અને આમ કેમ બને,

બાકી મારી બધી વાત જ્યારે તમે સાંભળશો ત્યારે તમને જણાશે કે મેં કાંઈ ગુન્હો કર્યો નથી.

* 'વાપરી' શબ્દ મૂળમાં નથી. ડેટન કહેછે : 'ઔષધ, મોહનીઓ, મંત્ર અને જાદુની પછવાડે કોઈક શબ્દ જોઇએ.' રૉલ્ફ કહેછે : 'પછીના ફૉલિયોમાં With (થી) શબ્દ ઉમેરાએલોછે; એટલામાટે કોઈ શબ્દની જરૂર છે.'

† 'એની સ્વાભાવીક મનકામના' (ગ્રાંટ વ્હાઇટ) 'આત્માની હીલચાલ, મનનું વલણ, અંતરનો આવેગ' (શ્મીટ). ડેટન ખુલાસો કરેછે : 'એવી તો એ શરમાળ હતી કે પોતાના નજીવામાં નજીવા કાર્યથી પણ એ શરમાતી, એ સિવાય વધારે અર્થ તેમાં હોય એનો મને શક રહેછે.'

એ શોધી કાઢવા એણે નીચ નરકનાં કરતુકોનો આશ્રય લેવો જ જોઇએ. એટલામાટે હું ફરીને પ્રતિજ્ઞાપૂર્વક કહુંછું કે લોહી ઉપર અસર કરે એવા બળવાન ઔષધ વડે, અથવા તો એજ ઉદ્દેશે મંત્રેલા ઘુંટડા વડે, એણે એના ઉપર કરામત કરી.

ડ્યુક.—આ પાતળા પોશાક અને નિર્જિવ સંભવિતપણાં એના વિરૂદ્ધ કહેછે તે ઉપરાંત વધારે સ્પષ્ટ અને ચોખ્ખા પુરાવા વિના, એના વિષે પ્રતિજ્ઞાપૂર્વક બોલવું એ કાંઈ સાબીતિ નથી.

પેહેલો સભાસદ.—પણ, ઓથેલો, તમે બોલો; આડે માર્ગે અને કૃત્રિમ બળવાન ઉપાયોથી આ યુવાન કુમારિકાના મનોભાવને તમે વશ કરી બગાડયા? કે અંતરની અંતર સાક્ષી આપે એવી પ્રાર્થના અને વાજબી વાતચિતથી એ પરિણામ આવ્યું?

ઓથેલો.—હું પ્રાર્થના કરૂંછું કે તેનેજ સૅજીટરીમાંથી અહીં બોલાવો, અને એના બાપની સન્મુખ એનેજ બોલવા દ્યો; જો એની હકીકતથી હું દુષ્ટ માલમ પડું, તો જે વિશ્વાસ, જે અમલદારી, તમે મને સોંપી છે, તે લઇ લો, એટલુંજ નહિ, પણ મારી જીંદગી પણ આપની શિક્ષાનું પાત્ર ભલે બને.

ડ્યૂક.—ડેઝડિમોનાને અહીં લઇ આવો.

ઓથેલો.—નિશાનદાર, લઇ આવ; તું એ જગા બહુ સારી રીતે જાણેછે.

(ઇયાગો અને અનુચરો જાયછે.)

અને, એ આવે ત્યાંસૂધી, જેવી રીતે મારા લોહીના દુર્ગુણ મારા પ્રભુ પાસે હું કબુલ કરૂં એવી સત્યતાથી, આ સુંદર સ્રીના પ્રેમમાં હું કેવી રીતે આબાદ થયો, અને મારા પ્રેમમાં એ કેવી રીતે આબાદ થઇ, એ વાત આપના ગંભીર કાન સમક્ષ હું રજુ કરીશ.

ડ્યૂક—.કહો એ, ઓથેલો.

ઓથેલો.—એના બાપની મારા ઉપર પ્રીતિ હતી, વારંવાર મને જમવાનું

નોતરૂં એ દેતા; લડાઈની, ઘેરાની, મારા સુખ દુઃખની, મારી જીંદગીના વૃત્તાંતની વર્ષે વર્ષની વાતો પુછતા. ઠેઠ મારા નાનપણના દિવસોથી તે જે ક્ષણે એ પુછતા તે ક્ષણ સૂધીની પણ વાતો હું કરી જતો; તેમાં હું દુર્દૈવથી બનેલા અકસ્માતની, જમીનના અને જળના ચિત્તવેધક દૈવયોગની, સાથે ભમતા ભયંકર વિગ્રહમાંથી જરીજરીમાં બચી ગયાની, ઉદ્ધત શત્રુને હાથે સપડાયાની, ત્યાંથી ગુલામ તરીકે વેચાયાની, ત્યાંથી થએલ છુટકારાની અને મારા પ્રવાસના વૃતાંતની વર્ત્તણુકની, હું વાતો કરતો; અને તેમાં, અદ્ભુત ગુફાઓ અને વિશાળ જંગલની, રાક્ષસી ખાણો, ખરાબા, અને જેનાં શિખરો આકાશને અડકતાં હતાં તે ટેકરીઓની, બોલતાં બોલતાં હું સૂચના કરતો હતો,—આવી ક્રિયા હતી. જે એક બીજાને ભક્ષી જાયછે તે મનુષ્યાહારી માણસોની, નરપિશાચોની, અને જેનાં માથાં પોતાના ખભા નીચે ઉગેછે એવાં માણસોની, હું વાતો કરતો હતો. આ સાંભળવાને ડેઝડિમોના એક ચિત્તથી વાંકી વળતી હતી; તથાપી ઘરકામકાજને લીધે ત્યાંથી એને જવું પડતું હતું; અને જેમ બને તેમ જલદીથી એ આટોપી લઇને તે પાછી આવતી, અને એક કાને મારી વાત સાંભળતી હતી. આવું મેં જ્યારે જોયું, ત્યારે એક વખતે મેં લાગ જોયો, અને મારી યાત્રાનો જે વૃત્તાંત એણે કટકે કટકે સાંભળ્યો હતો, પણ સાદ્યંત સામટો નહોતો સાંભળ્યો તે આખી યાત્રા સવિસ્તર મારે એને કહી સંભળાવવી, એવી પ્રાર્થના એના અંતરમાંથી કઢાવવાના સફળ ઉપાય મેં યોજ્યા; મેં એ કબુલ કર્યું, અને મારી જુવાનીએ ભોગવેલા કોઇ દુઃખદ ઘાનું હું બ્યાન કરતો, ત્યારે એની આંખમાંથી ગરંગર આંસુ નિકળી પડતાં હતાં. મારી વાત પૂરી થઇ કે મારા દુઃખને માટે એણે ઉપરાઉપરી નિસાસા નાખ્યા. એણે સમ ખાઇને કહ્યું કે એ ખરેખર વિલક્ષણ હતું, અતિ વિલક્ષણ;

દયાજનક હતું, આશ્ચર્યકારક રીતે દયાજનક હતું; એણે ઇછ્યું કે એ બધું એણે સાંભળ્યું ન હોત તો સારૂં; છતાં એણે ઇચ્છયું કે ઈશ્વરે એને* (માટે) એવો માણસ બનાવ્યો હોત તો સારૂં; એણે મારો ઉપકાર માન્યો, અને મને ફરમાવ્યું કે જો મારા કોઇ મિત્રને એના ઉપર પ્રેમ હોય, તો મારી વાત એને કહેતાં માત્ર મારે શીખવવી, અને એ એનું મન મેળવી શકશે. આ સૂચનાને અહી હું બોલ્યો; જે સંકટ મેં ભોગવ્યાં હતાં તેને માટે મને એ ચાહતી હતી; એ સંકટો ઉપર એને દયા આવતી હતી તેથી હું એને ચાહતો હતો. આ માત્ર મારૂં જાદુ.—આ એજ અહીંઆં આવેછે; એને એની સાક્ષી પુરવા દો.

(ડેસ્ડિમોના, ઇયાગો, અને અનુચરો પ્રવેશ કરેછે.)

ડ્યૂક.—હું ધારૂં છું કે આ વાત સાંભળીને મારી દીકરી પણ એનાપર મોહિત થઇ જાય. સુજ્ઞ બ્રેબાન્શિયો, આ બગડેલી વાતને હવે સુધારી સંતોષ રાખો. હથિયાર ભાંગ્યા પછી, બીનહથિયાર હાથ કરતાં મનુષ્યો ભાંગેલાં હથિયાર પણ વાપરેછે.

બ્રેબાન્શિયો.—એ જે કહે તે સાંભળવાની હું વિનતિ કરૂં છું. પ્રેમ કરવામાં એ પણ અરધે ભાગે ઉત્સુક હતી, એમ જો એ કબુલ કરે, તો પછી જો એ માણસને હું દોષ દઉં તો મારૂં સત્યાનાશ જજો!—સુશીલ પુત્રી, પાસે આવ; આ આખા ઉમદા મંડળમાંથી તારો સેવાધર્મ કોના પ્રતિ વિશેષ છે એ તું સમજેછે?

ડેસ્ડિમોના.—મારા શ્રેષ્ઠ પિતાજી, મારૂં કર્તવ્ય અહીં વિભક્ત થએલું મને સમજાયછે. મારાં જન્મ અને કેળવણીને માટે હું તમારી ઋણી છું. તમને કેમ માન આપવું એ મારો જન્મ અને કેળવણી બન્ને મને

* આ વાક્યના બે અર્થ થઇ શકેછે. એક અર્થ ભાષાંતરમાં ઉતાર્યોછે તે છે, અને શેક્સ્પિઅરને એ વધારે ઠીક લાગેછે. બીજો અર્થ એવો છે કે, ડેસ્ડિમોનાએ એવું ઇચ્છ્યું કે ઇશ્વરે એનેજ (ડેસ્ડિમોનાને) એવો માણસ બનાવ્યો હોત તો સારૂં.
O. 4.

નોતરું એ દેતા; લડાઈની, ઘેરાની, મારા સુખ દુઃખની, મારી જીંદગીના વૃત્તાંતની વર્ષે વર્ષની વાતો પુછતા. ઠેઠ મારા નાનપણના દિવસોથી તે જે ક્ષણે એ પુછતા તે ક્ષણ સૂધીની પણ વાતો હું કરી જતો; તેમાં હું દુર્દૈવથી બનેલા અકસ્માતની, જમીનના અને જળના ચિત્તવેધક દૈવયોગની, સાથે ભમતા ભયંકર વિગ્રહમાંથી જરીજરીમાં બચી ગયાની, ઉદ્ધત શત્રુને હાથે સપડાયાની, ત્યાંથી ગુલામ તરીકે વેચાયાની, ત્યાંથી થએલ છુટકારાની અને મારા પ્રવાસના વૃતાંતની વર્તણુકની, હું વાતો કરતો; અને તેમાં, અદ્ભુત ગુફાઓ અને વિશાળ જંગલની, રાક્ષસી ખાણો, ખરાબા, અને જેનાં શિખરો આકાશને અડકતાં હતાં તે ટેકરીઓની, બોલતાં બોલતાં હું સૂચના કરતો હતો,—આવી ક્રિયા હતી. જે એક બીજાને ભક્ષી જાયછે તે મનુષ્યાહારી માણસોની, નરપિશાચોની, અને જેનાં માથાં પોતાના ખભા નીચે ઉગેછે એવાં માણસોની, હું વાતો કરતો હતો. આ સાંભળવાને ડેઝડિમોના એક ચિત્તથી વાંકી વળતી હતી; તથાપી ઘરકામકાજને લીધે ત્યાંથી એને જવું પડતું હતું; અને જેમ બને તેમ જલદીથી એ આટોપી લઇને તે પાછી આવતી, અને એક કાને મારી વાત સાંભળતી હતી. આવું મેં જ્યારે જોયું, ત્યારે એક વખતે મેં લાગ જોયો, અને મારી યાત્રાનો જે વૃત્તાંત એણે કટકે કટકે સાંભળ્યો હતો, પણ આદ્યંત સામટો નહોતો સાંભળ્યો તે આખી યાત્રા સવિસ્તર મારે એને કહી સંભળાવવી, એવી પ્રાર્થના એના અંતરમાંથી કઢાવવાના સફળ ઉપાય મેં યોજ્યા; મેં એ કબુલ કર્યું, અને મારી જુવાનીએ ભોગવેલા કોઇ દુઃખદ ઘાનું હું બ્યાન કરતો, ત્યારે એની આંખમાંથી ગરગર આંસુ નિકળી પડતાં હતાં. મારી વાત પૂરી થઇ કે મારા દુઃખને માટે એણે ઉપરાઉપરી નિસાસા નાખ્યા. એણે સમ ખાઇને કહ્યું કે એ ખરેખર વિલક્ષણ હતું, અતિ વિલક્ષણ;

વીત્યું, ગુજર્યું, દુઃખ તે રડવાથી શું થાય;
નવું દુઃખ વોર્યા તણો, એજ ખરો ઉપાય.

* એ સચવાય નહીં ખરે, જે નશીબ લઈ લે;
ધીરજ એ નુકસાનનું, હાસ્ય બનાવી દે.

† લૂટયો કંઇ લે ચોરનું, જો હસતો એ રે';
ખાલી શોચ કર્યા થકી, લૂટે નીજને એ.

બ્રેબેન્શિયો.—એ રીતે તુર્કો ભલે, સાઇપ્રસ્‌ને લઇ લે;
જદપિ હસતા આપણે, તદપિ તે શું લે?

‡ વગર પરિશ્રમથી મળે, શુદ્ધ દિલાસો કંઈ;
સજા તણું દુઃખ કાંઇ પણ, એને ખમવું નહિ.

§ પણ તે સજા ખમે ખરો, અને ખમે વળી શોચ;
જે દિલગીરીને આપવા, ધીરજને દે પોંચ.

---

* પ્રારબ્ધના યોગે જે જવાનું હોય, તે સાચવ્યું સચવાતું નથી; માટે ધીરજ રાખીને રેહતાં, થએલા નુકસાન સામું જોતાં જોતાં ધીમે ધીમે હાસ્યજ આવેછે; કારણકે ધીરજ રાખીએ તો, છેવટે નુકસાનનું દુઃખ લાગતું નથી.

† પોતાની વસ્તુ લૂટાઇ જતાં જે હસતો રહેછે, તે કાંઇ નહિ તો એક વસ્તુ લૂટારાની પાસે જવા દેતો નથી, અને તે એકે લૂટાએલાના દુઃખ ઉપર આનંદ મેળવવાનો લૂટારાનો લાગ; પણ તેથી ઉલટું શોચથી કાંઇ વળવાનું નથી એમ જાણવા છતાં જે શોચ કરેછે તે પોતાનેજ લૂટેછે, એટલે પોતાની વસ્તુની સાથે પોતાની ધીરજને પણ એ લૂટાવી દેછે.

‡ બ્રેબેન્શિયો કહેછે કે જ્યાંસુધી આપણે હસતા રહેશું, ત્યાંસુધી સાઈપ્રસ દુશ્મનો લઇ લે, તોપણ તેનું દુઃખ આપણને લાગશે નહિ. તો પછી તેને માટે આટલી ચિંતા શી? શીખામણમાંથી જે દિલાસો મળેછે તેનેજ માત્ર જે ગ્રહી રાખેછે, અને દુઃખને વિસરી જાયછે, તેજ ખરેખરી રીતે દુઃખ ખમી જાણેછે.

§ પણ જે દિલગીરીને કાઢી નાખવા માટેજ જેમતેમ મન વાળી ધીરજ ધારી રહેછે, અર્થાત્, દિલગીરીને પતાવવાની ખાતરજ જે પરાણે ધીરજ પકડી રહેછે, તે તો સજા અને શોચ બન્ને ભોગવેછે.

શીખવેછે; કર્ત્તવ્યના ઉપરી તમે છો; હું હજી આપની પુત્રી છું; પણ આ અહીં મારા સ્વામી છે; અને પોતાના પિતા કરતાં પણ તમને વિશેષ ગણીને મારી માતુઃશ્રીએ જેટલી ફરજ તમારા તરફ બતાવીછે, તેટલીજ ફરજ હું હક તરીકે માગુંછું કે મારા સ્વામી હબસી પ્રતિ હું બતાવું.

**બ્રેબેન્શિયો.**—ઇશ્વર તારૂં ભલું કરે!—મારૂં કામ થઇ રહ્યુંછે.—કૃપા કરીને, મહારાજ, રાજ્યનું કામકાજ આગળ ચલાવો; સંતાન ઉપજાવવા કરતાં મારે દત્તક લેવું હતું.—હબસી, આમ આવ; જો તારી પાસે ન હોત તો જે હું તારાથી અંતઃકરણપૂર્વક અળગું રાખત, તે હવે તારી પાસે છે એટલે હું અંતઃકરણપૂર્વક તને આપુંછું.—રત્ન, મારે બીજું કોઇ સંતાન નથી એને માટે હું તારે લીધે અત્યંત ખુશી થાઉંછું; કારણકે તારૂં આ પલાયન મને જુલમગાર થતાં, અને તેને ગળે ડેરો લટકાવતાં, શીખવત.—મહારાજ, મારૂં કામ થઇ રહ્યુંછે.

**ડ્યૂક.**—મને પણ તમારી* પેઠે બોલવા દો, અને સલાહ આપવા દો કે જે આ વહુવરને એક પગથીયા તરીકે તમારી કૃપામાં આવવા કામ લાગે.

**દોહરા.**

† ઉપાય ઓળંગ્યા પછી, શોચ સમાઈ જાય;
આધારે આશા તણે, ટકતું તે દુઃખ થાય.

---

* કલાર્ક ખુલાસો કરેછે: "ઈશ્વરની ઈચ્છાને આધીન થઇ તમે જેમ બોલોછો, કે 'મારૂં કામ થઇ રહ્યું છે' તેમ એવીજ જાતના પ્રવાહમાં મને પણ બોલવા દો." સર જે. રેનોલ્ડસ કહેછે, 'તમે જો ક્રોધથી ગરમ થઇ ગયા ન હોત તો જેવું બોલત, તેવું મને બોલવા દો.'

† કોઇ પણ કાર્ય કરવાના ઉપાય ખુટી રહ્યા પછી, તે કાર્ય ન બને તો તેનો શોચ થતો નથી, કારણકે જ્યાંસુધી ઉપાય હોયછે, ત્યાંસુધી આશા રહેછે, પણ ઉપાય ખુટતાં આશા જતી રહેછે, અને છેવટે નિષ્ફળતા જણાતાં કાર્યની ચિંતા અળગી થાયછે.

ઓથેલો.—આપ નામદારની મરજી હોય તો, મારો નિશાનદાર પાછળ રહેશે; એ માણસ મોટો પ્રમાણિક અને વિશ્વાસુ છે: એના વળાવામાં મારી સ્ત્રીને હું મૂકી જઉંછું, અને જે જે વસ્તુઓ આપને પાછળથી મોકલવી આવશ્યક લાગે તે પણ એ લાવશે.

ડ્યૂક.—બહુ સારૂં.—રામરામ, ત્યારે સૌને.—અને, કુલીન અમીર સાહેબ.

દોહરા.

સદ્‌ગુણમાં આનંદ જો સુંદરતાનો હોય,
તો સુંદર છે તમતણો જમાઇ કાળો નો'ય.

પેહેલો સભાસદ.—રામરામ, બહાદુર મૂર! ડેઝડિમોનાને સારી રીતે સાચવજો.

બ્રેબેન્શિયો—

દોહરા.

હબસી જાળવજે ખરે, જો તુજ ચક્ષુ ક્ષેમ;
મુજને છેતરીઓ અરે, તને છેતરે તેમ.

(ડ્યૂક, સભાસદો, અને અમલદારો, વિગેરે જાયછે.)

ઓથેલો.—એના ઇતબાર ઉપર મારી જીંદગી કુરબાન છે!—પ્રમાણિક ઇયાગો, મારી ડેઝડિમોના તારા વળાવામાં સોંપવી પડેછે; કૃપા-કરીને તારી વહુને એની તહેનાતમાં રાખજે, અને પાછળથી એમને સંભાળીને આણજે.—ડેઝડિમોના, ચાલ; પ્રેમનો, સાંસારીક વાતોનો, અને સૂચનાનો મને એકજ કલાક છે; સમયને તાબે આપણે થવું જોઇએ.

(ઓથેલો અને ડેઝડિમોના જાયછે.)

રોડરિગો.—ઇયાગો.

ઇયાગો.—શું કહેછે, ઉદાર હૃદય?

રોડરિગો.—હવે શું કરવું એ કહે.

ઇયાગો.—કેમ, વળી પથારીમાં જઇ સુઈ રહે.

લાષા શાંત કરવાને,—યુવાનીના અંકુરો મારામાં મરી ગયાછે,—અથવા તો મારા પોતાના મનોરથ પૂરા કરવાને, હું આ નથી માગતો, પણ તેના શુદ્ધ મનને ઉદાર અને સુખી થવા હું આમ વિનવું છું: અને એ મારી સાથે છે, તેથી તમારા ગંભીર અને મહાન્ કાર્યની મારાથી ઉપેક્ષા થઈ જશે, એવો વિચાર ઇશ્વર તમારા અંતરમાં આવવા ન દે. નહિ, પીછાંવાળા કામદેવની હલકી પાંખવાળી ચેષ્ટાઓ મારી જ્ઞાનેંદ્રિ અને કર્મેંદ્રિને સીવી* લઇ મને જ્યારે વિષયાસક્ત બનાવી દેશે, અને નાના પ્રકારના વિલાસ મારા કાર્યને મલિન કરી તેને દૂષિત કરશે, ત્યારે તો મારી આ લશ્કરી ટોપીની સ્ત્રીઓ ભલે ડોઇ બનાવે, અને સઘળા પ્રકારનાં દુષ્ટ અને હલકાં સંકટો મારી આબરૂની સામે ભલે એકઠાં થાય.

**ડ્યૂક**—એ અહીં રહે કે તમારી સાથે આવે, તેની ગોઠવણ તમે ખાનગી રીતે કરી લેજો. કામમાં ઉતાવળની જરૂર છે, અને તેમાં ત્વરા તમારે વાપરવી.

**પેહેલો સભાસદ.**—આજ રાત્રે તમારે ઉપડી જવું જોઇએ.

**ઓથેલો.**—ઘણીજ ખૂશીથી.

**ડ્યૂક.**—સવારે નવ વાગે આપણે અહીં ફરીને ભેગા થશું.—ઓથેલો કોઇ અમલદારને પાછળ મૂકી જજો, અને તે અમારૂં આજ્ઞાપત્ર તમને આણી આપશે, અને તમારા માનમરતબાને યોગ્ય સઘળી વસ્તુઓ લાવશે.

---

ખૂલાસો આપેછે કે સંબંધ જોતાં એમ સમજાયછે કે યુવાનીમાં અંકુરો જેવા ઉછળતા હોયછે, તેવા મારામાં અત્યારે નથી ઉછળતા, અર્થાત્ વિકારને વશ ઓથેલો નથી, પણ ઓથેલોને વશ વિકારો છે એમ કહેવાની એની ઈચ્છા છે.

* 'નવા પકડેલા બાજને, તેની આંખે બંધાતી અંધારીને પરિચિત કરવા, થોડા વખત સુધી તેની આંખોનાં બન્ને પોપચાં વચ્ચે દોરો સીવી લેવામાં આવેછે.' (ડટન.)

ઓથેલો.—આપ નામદારની મરજી હોય તો, મારો નિશાનદાર પાછળ રહેશે; એ માણસ મોટો પ્રમાણિક અને વિશ્વાસુ છે: એના વળાવામાં મારી સ્ત્રીને હું મૂકી જઉંછું, અને જે જે વસ્તુઓ આપને પાછળથી મોકલવી આવશ્યક લાગે તે પણ એ લાવશે.

ડ્યૂક.—બહુ સારૂં.—રામરામ, ત્યારે સૌને.—અને, કુલીન અમીર સાહેબ.

દોહરા.

સદ્‌ગુણમાં આનંદ જો સુંદરતાનો હોય,
તો સુંદર છે તમતણો જમાઇ કાળો નો'ય.

પેહેલો સભાસદ.—રામરામ, બહાદુર મૂર! ડેઝડિમોનાને સારી રીતે સાચવજો.

બ્રેબેન્શિયો.—

દોહરા.

હબસી જાળવજે ખરે, જો તુજ ચક્ષુ ક્ષેમ;
મુજને છેતરીઓ અરે, તને છેતરે તેમ.

(ડ્યૂક, સભાસદો, અને અમલદારો, વિગેરે જાયછે.)

ઓથેલો.—એના ઇતબાર ઉપર મારી જીંદગી કુરબાન છે!—પ્રમાણિક ઇયાગો, મારી ડેઝડિમોના તારા વળાવામાં સોંપવી પડેછે; કૃપાકરીને તારી વહુને એની તહેનાતમાં રાખજે, અને પાછળથી એમને સંભાળીને આણજે.—ડેઝડિમોના, ચાલ; પ્રેમનો, સાંસારીક વાતોનો, અને સૂચનાનો મને એકજ કલાક છે; સમયને તાબે આપણે થવું જોઇએ.

(ઓથેલો અને ડેઝડિમોના જાયછે.)

રોડરિગો.—ઇયાગો.

ઇયાગો.—શું કહેછે, ઉદાર હૃદય?

રોડરિગો.—હવે શું કરવું એ કહે.

ઇયાગો.—કેમ, વળી પથારીમાં જઇ સુઈ રહે.

રોડરિગો.—હું હમણાંજ બૂડી મરીશ.

ઇયાગો.—તો તો પછી હું કોઇ દિવસ તારા ઉપર પ્રેમ રાખનાર નથી. શામાટે, અરે બેવકુફ ગૃહસ્થ!

રોડરિગો.—જીવીને જ્યારે રીબાવાનું છે, ત્યારે જીવવું એ બેવકુફી છે; અને જ્યારે મૃત્યુ આપણો વૈદ્ય બનેછે, ત્યારે મરવાનું આપણને વિધાન* મળેછે.

ઇયાગો.—અરે—રે! સાતના ચોગણા વર્ષથી હું દુનિયાને દેખતો આવુંછું; અને જ્યારથી લાભ નુકસાનનો ભેદ સમજતાં હું શીખ્યોછું, ત્યારથી પોતાનું હિત સમજનારો માણસ મને કદિ મળ્યો નથી. એક રંડાના પ્રેમની ખાતર બૂડી મરીશ એમ હું કહું, તે પેહેલાં તો મારી જાતને હું માકડાની સાથે બદલી નાખું.

રોડરિગો.—પણ હું કરૂં શું? આમ બેવકુફ બનવું એ શરમની વાત છે એ હું કબુલ કરૂંછું; પણ એને સુધારવાની મારામાં શકિત નથી.

ઇયાગો.—શક્તિ! કોડી, કોડી! આપણે આવા કે એવા હોઇએ, એ શક્તિ તો આપણામાંજ છે. આપણાં શરીર આપણા બગીચા છે, અને આપણા સંકલ્પ એના માળીઓ છે; એથીકરીને આપણે કૌવચ રોપો, કે કોથમીર વાવો, મરવો વાવો કે પુદીનો લણો, એકજ જાતનો ભાજીપાલો વાવો, કે ઘણી જાતના વેરી નાખો, આળસથી ઉજડ રાખો, કે ઉદ્યોગથી તેમાં ખાતર પૂરો,—આ સર્વ શકિત અને સુધારવાની સત્તા આપણા સંકલ્પમાંજ રહેલીછે. વિષયવાસનાના ત્રાજવાને સમતોલ રાખવાને બુદ્ધિનું બીજું ત્રાજવું આપણી જીંદગીના કાંટામાં ન હોય, તો આપણા સ્વભાવની

* Prescription. કાગળ ઉપર ડાકતર દવાનાં નામ અને પ્રમાણ લખી આપેછે તે અને તેને વાપરવાની ક્રિયા.

પ્રકૃતિ અને નીચતા અતિ વિપરીત પરિણામમાં આપણને લાવી મૂકે; પરંતુ ઉછળતી કામવાસનાને શાંત કરવા, આપણા ઇંદ્રિયજન્ય દંશને નરમ પાડવા, આપણી નિરંકુશ દુર્વાસનાને ક્ષુબ્ધ કરવા, આપણને વિવેક-બુદ્ધિ આપેલીછે, જેની શાખા કે કલમને, મને લાગેછે કે તું પ્રેમને નામે ઓળખેછે.

**રોડરિગો.**—એમ નહિ હોય.

**ઇયાગો.**—માત્ર એમાં પ્રકૃતિનો ઉછાળો અને સંકલ્પની પરવાનગી છે. ચાલ, માણસ થા. બૂડી મરીશ! આંધળાં કુરકુરીયાં અને બિલાડાં બૂડી મરે. હું પોતે તારો દોસ્ત છું એમ મેં જાહેર કર્યુંછે, અને ટકાઉ ચીકટતાની દોરીવડે તારી લાયકાત સાથે હું ગુંથાએલોછું એમ હું કબુલ કરૂંછું; હમણાના કરતાં વધારે કામ હું તને કોઇ વખત લાગી શકું તેમ નથી. તારા ગજવામાં પૈસા મૂક; અમારી પછવાડે લડાઇમાં ચાલ; ખોટી દાઢી પેહેરી તારો ચેહેરો બદલી નાખ; કહુંછું કે થેલીમાં પૈસા રાખ. ડેઝડિમોનાનો પ્રેમ લાંબા વખત સુધી હબસી ઉપર ટકી રહે એમ બને નહિ,—થેલીમાં પૈસા રાખ,—તેમ એનો પણ એના ઉપર ન રહે. જેવો વેગવાન આરંભ હતો, તેવીજ વેગવાન તેની સમાપ્તિ તું તારી નજરે જોઇશ;—તારી થેલીમાં માત્ર પૈસા રાખને: આ હબસીઓ પોતાના સંકલ્પમાં ચલિત હોયછે;—તારી થેલી પૈસાથી ભરી રાખ;—જે અન્ન હમણાં એને થેક જેવું મીઠું લાગેછે, તે થોડાજ વખતમાં એને ઇંદ્રવરણા જેવું કડવું લાગશે. જુવાનીને લીધે એણે બદલો કરવોજ જોઇએ; જ્યારે હબસીના શરીરથી એ ધરાઇ રહેશે, ત્યારે પોતાની પસંદગીની ભૂલ એને માલમ પડશે; એણે બીજે જ જવું જોઇએ, જવુંજ જોઇએ. માટે તારી થેલીમાં પૈસા રાખજે. અધોગતિમાં જો તારે જવુંજ હોય, તો બુડવા કરતાં જરા વધારે સુઘડ રીતે જા. બને તેટલા પૈસા એકઠા કર: ભટકતા

જંગલી અને મહા પ્રપંચી વેનિસની સોદી વચ્ચે જે દંભ અને નિર્બળ પ્રતિજ્ઞા છે તે જો મારી બુદ્ધિ અને નરકની આખી આલમને માટે અતિ કઠિન નહિ થઇ પડે તો, એ સ્ત્રીને તારે ભોગવવીજ છે; માટે પૈસા એકઠા કર. બુડવું જહાનમમાં જાય! એ તો વાતમાંથી એક કોરેજ રાખવાનું છે; એના સિવાય રહીને બુડી મરવા કરતાં તારો આનંદ સંપાદન કરવામાં ફાંસીએ જવું પડે તો તે વધારે ઠીક છે.

રોડરિગો.—જે બને તેના ઉપર ભરોસો રાખીને જો હું બેસું, તો તું મારી આશામાં દ્દઢ રહીશ?

ઇયાગો.—મારી તો તને ખાત્રીજ છે.—જા પૈસા એકઠા કર.—મેં તને વારંવાર કહ્યું છે, અને વળી ફરીને કહું છું કે હું હબસીને ધિક્કારૂં છું: મારા વેરનો વાસ હૃદયમાં છે, અને તારા કામમાં પણ ઓછું વાજબીપણું નથી. એના સામે વેર લેવામાં, ચાલ, આપણે એકત્ર થઇએ; જો તું એને ભડવો બનાવી શકે, તો તને મોજમજા મળશે, અને મને ગમત થશે. કાળના ગર્ભાશયમાંથી ઘણા બનાવો ધીમે ધીમે બહાર આવશે. કુચ કરી જા! જા, તારા પૈસા એકઠા કર. વધારે વાત કાલ કરશું. રામરામ.

રોડરિગો.—સવારે કયાં મળશું.?

ઇયાગો.—મારે ઉતારે.

રોડરિગો.—હું તારી પાસે વેહેલો આવીશ.

ઇયાગો.—ઠીક, જા, રામરામ; સાંભળેછે કે, રોડરિગો?

રોડરિગો.—શું કહેછે?

ઇયાગો.—બુડી મરવાની વાત નહિ, સાંભળેછે કે?

રોડરિગો.—હવે હું બદલાઇ ગયો છું. મારી જમીન બધી હું વેચી નાખીશ. (જાયછે.)

**ઈયાગો.**—આ પ્રમાણે હમેશાં મૂરખાઓને હું મારી થેલી બનાવું છું; ગમત અને લાભ સિવાય કોઇ બીજા કામને માટે આવા રોઝની સાથે જો હું મારો વખત ગુમાવું, તો મારૂં મેળવેલું જ્ઞાન દુષિત થાય. હબસીને હું ધિકારૂં છું; અને લોકો કહેછે કો મારા બીછાનામાં મારૂં કામ એણે કર્યું છે: એ ખરૂં છે કે ખોટું, તેની મને ખબર નથી; પણ સંશયને સત્ય સમજીને હું તો એનું વેર લઇશ. એ મને સારો ધારેછે; તો એના ઉપર મારા વિચાર વળી વધારે સારી રીતે પાર પડશે. કૅશિયો રૂપાળો છે: જોઉં હવે; બેવડી લુચ્ચાઈ કરી એની જગ્યા મારે મેળવવી અને મારા સંકલ્પને કલગીથી શણગારવો,*—કેમ, કેમ?—જોઉં તો ખરો:—થોડાક વખત પછી ઓથેલોને ભંભેરવો, કે એને અને એની સ્રીને જરા વધારે પડતો સંબંધ છે. સ્રીઓનું પાતિવૃત્ય ભંગ કરાવે અને સંશય ઉપજાવાય એવું એનું સ્વરૂપ અને સરળ સ્વભાવ છે. વળી, જે માત્ર પ્રમાણિક દેખાય તેને પ્રમાણિક ધારે એવા ભોળા અને ઉદાર દિલનો હબસી છે, અને ગધેડાની પેઠે કાન ઝાલીને જેમ દોરીએ તેમ સરળતાથી એ દોરાશે. હા, હવે આવ્યું. બીજરોપણ થઇ ગયું. નરક અને રાત્રીએ બન્ને મળી આ રાક્ષસી પ્રસૂતિ જગતના અજવાળામાં લાવવી જોઈએ.

---

* કલાર્ક કહેછે: 'ઇયાગોના મ્હોંડામાં આ શબ્દો એના સ્વભાવનું બહુ સારી રીતે સૂચન કરેછે; જે યુક્તિમાં બેવડી લુચ્ચાઇ સમાએલી હોય તે યુક્તિ કેમ જાણે તેની ભ્રષ્ટ થયેલી ઈચ્છા-શક્તિની ટોપીમાં પીછું હોય, બુદ્ધિજન્ય ઇચ્છાના પરાક્રમ તરીકે ખૂશી થવાની વસ્તુ હોય, તેમ એનું અભિમાન એને આવેછે. જે શબ્દો શેકસપીઅર પસંદ કરેછે તે એવા તો સૂચક છે, એવા તો અભિવ્યાપક છે, કે તેમની અર્થસૂચક સંક્ષિપ્તતાને લીધે વિચારોનો સમૂહ તેઓ સૂચિત કરેછે."

## અંક ૨ જો.

### પ્રવેશ ૧લો.—સ્થળ, સાઇપ્રસનું એક બંદર*; સમુદ્ર કાંઠાનું સપાટ મેદાન.

**મૉન્ટેનો.**—ભૂશિર ઉપરથી દરિયામાં તમને શું દેખાયછે?

**પેહેલો ગૃહસ્થ.**—કાંઇ દેખાતું જ નથી. આખો દરિયો ખળીભળી ગયેલો લાગેછે. આકાશ અને પાણીની વચ્ચે હું કોઇ સઢ દેખી શકતો નથી.

**મૉન્ટેનો.**—મને લાગેછે કે કાંઠા ઉપર જબરો પવન ફુંકયોછે. આથી વધારે જબરા તોફાને આપણા કોટને કદિ હલમલાવ્યો નથી. જો આવી જ ઘોરતા દરિયામાં વપરાણી હોય, તો જ્યારે પર્વતોને પર્વતો તેમના ઉપર પછડાય, ત્યારે સાગના કયા કટકા પોતાનાં સાલને ટકાવી રાખી શકે? આ તોફાનના સંબંધમાં આપણે શું સાંભળશું?

**બીજો ગૃહસ્થ.**—તુર્કી કાફલાની નાશભાગ, બીજુ શું? કારણકે ફીણ ઉડાડતા કિનારા ઉપર જ માત્ર ઉભા રહો, તો ખીજવાએલાં મોજાં

---

* નાઈટ કહેછે: "ઈ.સ. ૧૪૭૧માં વેનિસનું પ્રજાસત્તાક રાજ્ય સાઇપ્રસનું ખરૂં જોતાં ધણી થયું હતું; ત્યારે, ત્રીજા જૉનના અનૌરસ પુત્રવેરે કૅથેરાઈન કૅારનેરો પરણી હતી, અને વિધવા થવાથી, તેનો સ્વામી જે સત્તા પચાવી પડયો હતો તે સત્તા સાચવી રાખવા વેનિસના રાજ્યના આશ્રયની એને જરૂર પડી હતી, અને એ ઉપરથી રાજ્યે એના પુત્રનું વાલીપણું સ્વીકાર્યું હતું. એ વખતે વેનિસનું લશ્કરી થાણું એ ટાપુ ઉપર બેસારવામાં આવ્યું હતું. ૧૪૮૯માં કૅથેરાઈને વેનિસના રાજ્યને પોતાની સત્તા સ્વાધીન કરી દીધી, ત્યારથી ઇ. સ. ૧૫૭૦ સુધી સાઈપ્રસ વેનિસના હાથમાં હતું. ૧૫૭૦માં એક જબરા તુર્કી લશ્કરે એ ટાપુ ઉપર ચડાઇ કરી, અને છેવટે ઇ. સ. ૧૫૭૧માં બીજા સલીમની સત્તાને એ આધીન થયું હતું. ત્યારથી એ તુર્કી રાજ્યના તાબામાં રહ્યુંછે. ટાપુની રાજધાની લીકોશીઆ હલ્લો કરી લેવામાં આવ્યું હતું, અને તેનું મુખ્ય બંદર ફેમેગસ્ટા લાંબા અને બહાદુર બચાવ પછી શરણે ગયું હતું. એટલામાટે, તુર્કોએ સાઇપ્રસ જીત્યું તે પેહેલાં ઓથેલોને ત્યાં મોકલવામાં આવ્યો હશે એ સ્પષ્ટ છે. પેહેલા અંક પછી નાટકનું સ્થળ ફેમેગસ્ટામાં આપણે મૂકવું જોઇએ, અને તે મજબુત રીતે રક્ષિત થએલું હતું."

(મૉન્ટેનો અને બીજા બે ગૃહસ્થો પ્રવેશ કરેછે.)

વાદળાંને પથ્થર મારતાં જણાયછે; ઉંચી અને રાક્ષસી ચાળ* સહિત, પવનથી ઉછળેલાં મોજાં બળતા સપ્તર્ષિ ઉપર પાણી ફેંકતાં જણાયછે, અને સ્થિર જડેલા તારાના† રક્ષકોને ઓલવતા દેખાયછે. ખળભળી ગએલા પાણી ઉપર આવો ઉપદ્રવ મેં કદિ નથી જોયો.

**મૉન્ટેનો.**—જો તુર્કિ કાફલાને સારો આશ્રય નહિ હોય, અગર કોઇ અખાતમાં આવ્યો નહિ હોય, તો તેઓ બૂડી મરવાના; આવા તોફાનની સામે તેઓ ઝીક ઝાલી શકે એ અશકય છે.

(ત્રીજો ગૃહસ્થ પ્રવેશ કરેછે.)

**ત્રીજો ગૃહસ્થ.**—ભાઇઓ, ખુશ ખબર! આપણી લડાઈ પૂરી થઇ ગઈ. આ ભયંકર તોફાને તુર્કોને એવા તો ચુંથી નાખ્યાછે કે તેમનો ઈરાદો અટકી પડયોછે. વેનિસના એક બહાદુર વહાણે તેમના કાફલાના મોટા ભાગ ઉપર દારૂણ પાયમાલી અને દુર્દશા જોયાંછે.

**મૉન્ટેનો.**—એમ? સાચું છે?

**ત્રીજો ગૃહસ્થ.**—વહાણ અહીં લંગર થયુંછે; બહાદુર હબસીનો સુબેદાર વૅરોના‡વાસી માઇકલ કૅશિયો કિનારે આવ્યોછે. અને આ

---

* મૂળમાં mane શબ્દ છે. આ શબ્દ ઉપર ટીકા આપતાં રૉલ્ફ કહેછે: 'ઘણી ખરી અર્વાચીન આવૃત્તિઓ main (જોર, બળ) શબ્દ લખેછે, જે સાચો હોવાનો તદ્દન સંભવ છે.'

† ધ્રૂવનો તારો.

‡ કોઇ કોઈ આવૃત્તિમાં 'વૅરોનીઝ' ને બદલે 'વૅરોનેસા' મૂકેછે, અને વૅરોનાએ મોકલેલું વહાણ એવો અર્થ કરી તેમાં કૅશિયો આવ્યો હતો એમ ખૂલાસો કરેછે. રૉલ્ફ આના સંબંધમાં ટીકા કરતાં કહેછે: 'આ ખૂલાસો તો કાંઈક પરાણે બેસારેલો લાગેછે. કૅશિયોને શેકસપીઅરે ફ્લોરેન્સવાસી બનાવ્યોછે એ વાત એ ક્ષણે એ વિસરી ગયોછે, અથવા તો એના વિષે વાત કરનારો એને ભલે વૅરોનાવાસી કહે, એમ એણે ધાર્યુંછે,—આમ માનવું વધારે સારૂંછે."

સાઇપ્રસની સંપૂર્ણ હાકેમી લઇને ઓથેલો આવેછે, પણ તેનું વહાણ હજી સમુદ્રમાં છે.

**મૉન્ટેનો.**—એ સાંભળીને હું ખુશી થાઉંછું; હાકેમ બહુ લાયક છે.

**ત્રીજો ગૃહસ્થ.**—પણ એજ કૅશિયો જોકે તુર્કોના સબંધમાં મોકળે મને બોલેછે, તથાપી ઉદાસ દેખાયછે, અને હબસી સલામત રહે એવી પ્રાર્થના કરેછે; કારણકે દુષ્ટ અને જબ્બર તોફાનને લીધે તેઓ છુટા પડી ગયાછે.

**મૉન્ટેનો.**—ઈશ્વર કરેને એ સલામત રહે; કારણકે એ માણસના હાથ નીચે મેં નોકરી કરીછે, અને સેનાપતિના કામમાં એ પૂરો કુશળ છે. ચાલો, આપણે સમુદ્રને કિનારે, હે! જે વહાણ આવ્યુંછે તેની તપાસ કરવા, તેમજ સમુદ્રમાં નજર નાખતાં આસમાની આકાશમાં આપણી દૃષ્ટિ મળી જાય, ત્યાંસૂધી પણ બહાદુર ઓથેલોના વહાણ માટે નજર ફેંકવા, ચાલો કિનારે!

**ત્રીજો ગૃહસ્થ.**—ચાલો, ચાલો, એમ કરીએ, કારણકે દરેક ક્ષણે વધારે આગમનની વકી છે.

(કૅશિયો પ્રવેશ કરેછે.)

**કૅશિયો.**—હબસી સરદારનું સારૂં બોલનારા આ વિગ્રહગ્રસ્ત ટાપુના બહાદુર નર, શાબાસ છે? અરે, ઈશ્વર એ તત્ત્વથી એનું રક્ષણ કરો, કારણકે મસ્ત સમુદ્રમાં હું એનાથી વિખુટો પડી ગયો છું.

**મૉન્ટેનો.**—એનું વહાણ તો સારૂં છે ના?

**કૅશિયો.**—એના વહાણનાં પાટીઆં મજબુત છે, અને એનો ખલાસી અતિ પ્રવીણ અને કસાએલી કુશળતાવાળો છે; એટલામાટે, મૃત્યુ સુધી નહિ પહોંચે એવી મારી આશા હિંમતવાન આરામનો આશ્રય લેછે*.

---

* ડેટન કહેછે: ઘણુંકરીને આનો આ અર્થ સંભવિત છે:—મારી આશાઓ

(સઢ, સઢ, સઢ,—એવી નેપથ્યમાં બુમ.)

(ચોથો ગૃહસ્થ પ્રવેશ કરેછે.)

કૅશિયો—શી ગડબડાટ છે?

ચોથો ગૃહસ્થ.—શેહેર ખાલી થયું છે; સમુદ્રના કિનારા ઉપર લોકોની હારની હાર ઉભીછે, અને 'સઢ, સઢ' એમ બૂમ મારેછે.

કૅશિયો.—મારી આશાઓ હાકેમની ધારણા કરેછે. (તોપો સંભળાયછે.)

બીજો ગૃહસ્થ.—સલામતીનીજ તોપો એ ફોડેછે; ત્યારે તો આપણા દોસ્તોજ.

કૅશિયો.—સાહેબ, જરા ઉતાવળથી જઇને કોણ આવ્યું તેના ખરા ખબર લાવી આપશો?

બીજો ગૃહસ્થ.—આ ચાલ્યો. (જાયછે.)

માન્ટેનો—પણ, ભાઈ સુબેદાર, તમારા સેનાપતિ પરણ્યાછે કે?

કૅશિયો.—બહુજ ભાગ્યશાળી રીતે; જે કુમારિકા એણે પ્રાપ્ત કરીછે તે અપ્રતિમ છે, જીભથી તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. પ્રસંશા કરતી કલમની કલ્પના કરતાં પણ એ ચડી જાયછે, અને શરીર રચનાની સ્વાભાવિક શોભાનું વર્ણન કરતાં ચુકિતણાજ* પણ થાકી જાય.

(બીજો ગૃહસ્થ ફરી પ્રવેશ કરેછે.)

કાં, શું થયું? કોણ ઉતર્યું છે?

બીજો ગૃહસ્થ.—સેનાપતિનો નિશાનદાર ઇયાગો કરીને કોઇ છે.

---

વધારે પડતીછે, પણ એટલી વધારે પડતી નથી કે ફળિભૂત નથાય, કારણકે એ આશા ફળિભૂત થવાનાં કારણો છે, તેથી મને આશા રહેછે કે એને કાંઇ નુકસાન નહિ પહોંચે. ક્લાર્ક કહેછે: "વારંવાર થતા મોટા ગભરાટ અને એક પાછી એક થતી નિષ્ફળતાથી તદન નાશ નહિ થએલી મારી આશાઓ અંતે ફળિભૂત થશે એમ મારું અંતર વિશ્વાસપૂર્વક અંદરથી કહેછે."

* જૉનસન કહેછે: "ચુકિતણાજ શબ્દ કવિના અર્થમાં વપરાયોછે." અર્થ એ છે કે કવિઓ પણ એની સુંદરતાનું વર્ણન કરતાં થાકી જાય. જૂદા જૂદા ટીકાકારોએ જૂદા જૂદા પાઠ આપી સૂચિત કર્યાછે, પણ આ પાઠ સારો છે એમ રૉલ્ફ કહેછે.

**કૅશિયો.**—એની ઉતાવળ અત્યંત સારી અને સુખદાયક નીવડી. ભયંકર તોફાન, ખળભળી ગએલો સમુદ્ર, અને સુસવાટા કરતા પવન, ડુબીને છુપી રહેલા ખડકો, અને નિર્દોષ વાહાણને રોકી રાખનારા વિશ્વાસઘાતી રેતીના ઢગલેઢગલા પણ, કેમ જાણે કે સૌંદર્યનું તેમને ભાન હોય તેમ, દિવ્ય ડેઝડિમોનાને પોતાની પાસેથી સહીસલામત પસાર થવા દેતાં, પોતાના ઘાતકી સ્વભાવ ભૂલી જાયછે.

**મૉન્ટેનો.**—એ કોણ છે?

**કૅશિયો.**—જેની મેં વાત કરી તે, અમારા મહાન્ સરદારની સરદાર! ઇયાગોના વળાવામાં એ હતી, અને અમારા વિચારોને જેનું આગમન અઠવાડીઆની ઝડપનું અનુમાન આપેછે.* મહાન્ ઇંદ્રિ, ઓથેલોનું રક્ષણ કરજે, અને તારા પ્રબળ શ્વાસ વડે એના સઢ ભરી દેજે, કે જેથીકરીને એના મોટા વાહાણવડે આ ઉપસાગરને એ અલંકૃત કરે, આપણા મંદ થઇ ગએલા ઉત્સાહમાં ફરીને અગ્નિ પ્રદીપ્ત કરે, અને આખા સાઇપ્રસમાં સુખ આણે.

(ડેઝડિમોના, ઈમિલિયા, ઇયાગો, રોડરિગો, અને અનુચરો પ્રવેશ કરેછે.)

અરે, જુઓ, જુઓ! વહાણની લક્ષ્મી નીચે આવેલીછે. એ સાઇપ્રસનાં માણસો, વંદન કરો, વંદન કરો એને.--બાઇ સાહેબ, તમારો જય થાઓ! અને ઇશ્વરની કૃપા આગળ, પાછળ અને દરેક બાજુએ તમને વીંટાઇ વળો!

**ડેઝડિમોના.**—શૂરવીર કૅશિયો, હું તમારી આભારીછું. મારા સ્વામીના શા ખબર તમે આપી શકોછો?

**કૅશિયો.**—હજી તેઓ આવ્યા નથી; પણ તેઓ ખુશીમાં છે, અને હમણાંજ તેઓ આવી પહોંચશે, તે સિવાય હું કશું જાણતો નથી.

**ડેઝડિમોના.**—હા, પણ મને ધાસ્તી રહેછે,—તમે વિખુટા કેવી રીતે પડી ગયા?

---

* અમે ધાર્યું હતું તેના કરતાં એમનું આગમન એક અઠવાડીયું વહેલુંછે.

**કેશિયો.**—સમુદ્ર અને વાદળાંની ભયંકર હરિફાઇએ અમારો સંઘાત તોડી પાડયો—પણ, સાંભળો! સઢ.

(નેપથ્યમાં 'સઢ, સઢ'ની બુમ. તોપો સંભળાયછે.)

**બીજો ગૃહસ્થ.**—કિલ્લાને તેઓ સલામી આપેછે; ત્યારે આ પણ કોઈ મિત્ર છે.

**કેશિયો.**—ખબર કાઢો. (ગૃહસ્થ જાયછે.)

ભાઇ નિશાનદાર, તું ભલે આવ્યો.—(ઇમિલિયાને) બાઇ, આવો. ભાઇ ઇયાગો, મારા વિવેકને હું વિસ્તૃત કરૂંછું, તેથી મનમાં તમે માઠું ન લગાડશો. મારી કેળવણીજ એવી છે કે જેને લીધે વિવેકનો આવો દેખાવ મારાથી થઇ જાયછે. (એને આલિંગન આપતાં કહેછે*)

**ઇયાગો.**—જીભામૃતની વૃષ્ટિ એ વારંવાર મારા ઉપર જેટલી કરેછે, તેટલી જો એના અધરની વૃષ્ટિ તમારા ઉપર એ કરે, તો તમે ધરાઇ જશો.

**ડેઝડિમોના.**—અફસોસ, એને જીભજ નથી.

**ઇયાગો.**—અરે, બહુજ લાંબી છે. જ્યારે મને સુવાની ઇચ્છા થાયછે, ત્યારે પણ મને તો એનો સ્વાદ મળેછે. હા, એટલું તો હું કબુલ કરૂંછું કે બાઇસાહેબની સમક્ષ જીભને એ લગાર મ્હોંમાં ઘાલેછે' અને વિચાર વડે ધમકાવેછે.

**ઇમિલિયા.**—આવું બોલવાનું તમને થોડુંજ કારણ મળ્યુંછે.

**ઇયાગો.**—ઠીક, ઠીક હવે; બારણાની બહાર તમે ચિત્રવત્ છો, દીવાન-ખાનામાં ટોકરીવત્ છો, રસોડામાં જંગલી બીલાડીવત્ છો, અસુર નાખુશ થતાં તમારા ઉપદ્રવમાં સંતવત્† છો, ઘર કામકાજમાં

---

* "શેકસપીઅરના સમયમાં આમ આલિંગન આપવું એ વિવેક ગણાતો હતો; દ્રષ્ટાંત તરીકે, નાચ પૂરો થયા પછી આલિંગન અપાતું. આનું સૂચન એનાં નાટકોમાં સ્થળે સ્થળે છે." (ડૅટન)

† 'જ્યારે કોઈને નુકસાન કરવાનું તમને મન થાયછે, ત્યારે સંતનો દેખાવ તમે ધારણ કરેછો.' (જૉન્સન.)

રમતીઆળ છો, અને પથારીમાં ઘરકામ કરવાવાળાં છો.*

**ડેઝડિમોના.**—અરે, જા, જા, નિંદાખોર!

**ઇયાગો.**—એ વાત ખરી ન હોય તો મારી ગણના તુર્કમાં કરજો; તમે રમવા ઉઠોછો, અને કામ કરવા સુઓછો.

**ઇમિલિયા.**—મારી સ્તુતિ તમારે ન કરવી, પછી કાંઇ!

**ઇયાગો.**—ના, એ મને ન કરવા દઈશ.

**ડેઝડિમોના.**—જો મારી પ્રસંશા તમારે કરવી હોય તો, તમે શું લખો?

**ઇયાગો.**—અરે ભગવતી, મારી પાસે ન બોલાવશો; કારણકે સ્તુતિ કરતાં મને આવડતી નથી; નિંદામાં હું કુશળ છું.

**ડેઝડિમોના.**—ચાલો, પ્રયત્ન કરો.—બંદર ઉપર તો કોઇ ગયું છે કે?

**ઇયાગો.**—હા, બા.

**ડેઝડિમોના.**—હું આનંદમાં તો નથી; પણ ઉલટી દેખાઇને હું છું તેને છેતરૂં છું.—ચાલ, મારાં વખાણ તું કેમ કરીશ?

**ઇયાગો.**—એજ પ્રયાસમાં છું; જેમ કપડાં ઉપરથી ચીકણો પદાર્થ ઉખડેછે, તેમ મારા મગજમાંથી કલ્પના નીકળેછે;† આખા મગજને એ ઉખાડી નાખેછે, પણ મારી દેવી કષ્ટાયછે, અને તેની પ્રસૂતિ આમ થાયછે: જો હોય રૂપાળી અને ડાહી, ત્યાં રૂપ અને ડાહાપણની ગવાહી; પેહેલાથી રમીએ કર સાહી, બીજું રમવામાં મદદદાઇ.

**ડેઝડિમોના.**—ઠીક વખાણ કર્યાં! પણ કાળી અને ડાહી હોય તો?

---

* જ્યારે તમારે ઘરનું કામકાજ કરવું જોઈએ ત્યારે આળસુ બની કરતાં નથી, પણ જ્યારે સુવાનો વખત થાયછે ત્યારે ઘરનું કામ કાઢી બેસોછો.

† ચીકણો પદાર્થ = Bird-lime. ડેટન કહેછે: 'આ એક જાતનો સરેષ જેવો ચીકણો પદાર્થ થાયછે અને છોકરાઓ પક્ષીના માળામાં લાકડી ખોસી આ પદાર્થ તેમાં ખોસેછે, જેથી પક્ષી એના ઉપર બેસે એટલે ઉડી શકતાં નથી.' આ પદાર્થ જેમ મહા મેહેનતે ઉખડેછે, તેમ મારા મગજમાંથી કલ્પના મહા મેહેનતે આવેછે.

**ઇયાગો.**—જો હોય કાળી, અને વળી સાથે હોય બુદ્ધિશાળી, તો સુંદર શોધી કાઢે બાળી, અને કાળપને નાખે ટાળી.

**ડેઝડિમોના.**—વધારે વધારે ખરાબ.

**ઇમિલિયા.**—પણ રૂપાળી અને બેવકુફ હોય તો ?

**ઈયાગો.**—નહિ બેવકુફ એ બાળી, કદી હોય જો રૂપાળી,
કારણકે એ રૂપવાળી, જણે છોકરાં રતિશાળી.

**ડેઝડિમોના.**—પીઠામાં બેવકુફોને હસાવવા માટે આ જૂનાં જંગલી ઉખાણાં છે. જે કદરૂપી અને મૂર્ખ છે તેને માટે તારી કેવી બૂરી પ્રશંસા છે ?

**ઇયાગો.**—

ભૂજંગી.

નહિ કોઇ બાળી અતિ રૂપહીણી,
અને સાથ પોતે હશે બુદ્ધિહીણી ;
તથાપિ સ્વચ્છંદો કરે કાંઇ કાંઈ,
કરેછે રૂપાળી અને ડાહી ડાહી.

**ડેઝડિમોના.**—કેટલું અંધારૂં ! ખરાબમાં ખરાબને તું સારામાં સારી વર્ણવેછે. પણ ખરેખરી લાયકાતવાળી સ્ત્રી કે જે પોતાના ગુણના અધિકારે ઇર્ષ્યાને પોતાને પણ વાજબી રીતે પ્રમાણ આપવા બોલાવે, તેનાં વખાણ તું કેમ કરે ?

**ઇયાગો.**—

ભૂજંગી.

કદિ હોય બાળી રૂપાળી અતિશે,
અને દીલમાંહી ગરૂરી ન દીસે ;
જીભાળી ખરી બોલ બોલે રૂપાળા,
ખરી વિત્તવાળી તથાપિ સુબાળા.

રહે વૃત્તિ દાબી તથાપિ કહેછે,
'કરૂં આમ' જો ચિત્ત મારૂં ચહેછે;
બને ક્રોધી, રાખી રહે ધીર બાળા;
લહે વેર? ના, ના; કરે દૂર ભાલાં;
કદાપિ ન શાણી મતિ માંહી ઓછી,
ન કોડી દઈ દામ લેતી ન દેતી;
અરે પ્રેમીઓ જોઈ પાછું ન જોતી,
એવી બીચારી જો કોઇ હોયજ તો,

**ડેઝડિમોના**—તો શું?

**ઇયાગો**— કરે નોંધને બાળનાં આંસુ લો'તી.*

**ડેઝડિમોના.**—અરે અત્યંત પોકળ અને નિર્બળ છેવટ!—ઇમિલિયા, એ તારો સ્વામી છે તથાપિ એનો ઉપદેશ ન ગ્રહીશ.—તમારો શો અભિપ્રાય છે, કૅશિયો? અત્યંત અપવિત્ર અને સ્વચ્છંદ બોલનાર એ નથી?

**કૅશિયો.**—બાઈ, એ ઠેઠથી† બોલેછે. વિદ્વત્તા કરતાં એની સીપાઈગીરીમાં તમને વધારે રસ પડશે.

**ઇયાગો.**—(સ્વગત) તેનો હાથ એ પકડેછે. હા, ઠીક, ઠીક, કાન કરડો, કરડો. આવી નાની સરખી જાળ વડે પણ કૅશિયો જેવી મોટી માખીને હું ફસાવીશ. હા, હા, એની ચાથે હસ, હસ; તારા વિવેકનીજ હું તને બેડીઓ પેહેરાવીશ. તું ખરૂં કહેછે; એમજ છે તો‡; જો આવા પ્રપંચો તારી સૂબેદારી તારી પાસેથી ઉતરાવી લે,

---

* એટલે એતો બાળકને ઉછેરવાના અને ઘરનો હિસાબ રાખવાના, કામની છે.

† હૃદયમાંથી—મનમાં રાખીને નથી બોલતો.

‡ ડેટન કહેછે: "આ કાંઇક ગૂઢ શબ્દો, ડેલિયસના કહેવા પ્રમાણે, 'વિદ્વાન કરતાં એની સિપાઈગીરીમાં તમને વધારે રસ પડશે' એ કૅશિયોના વચનના જવાબમાં બોલાયાછે."

તો તારી ત્રણ આંગળીઓ એટલી બધી વખત તેં ચૂમી ન હોતતો સારૂં, કે જેના વડે તું તારી ગૃહસ્થાઈ વળી ફરીને બતાવવા તત્પર થાયછે. ઘણું અચ્છું; ઠીક ચુંબન કર્યું! ખાસો વિવેક! એમજ છે તો. વળી તારા હોઠઉપર તારી આંગળીઓ?—(નેપથ્યમાં બ્યુગલ વાગેછે.) હબસી! એની બ્યુગલ હું ઓળખું છું.

**કેશિયો.**—ખરેખર એમજ છે.

**ડેઝડિમોના.**—ચાલો, જઈને આપણે એમને મળીએ.

**કેશિયો.**—જુઓ, એ આવેછે.

(ઓથેલો અને અનુચરો પ્રવેશ કરેછે.)

**ઓથેલો.**—અરે મારા સુંદર શૂરવીર!

**ડેઝડિમોના.**—મારા વહાલા ઓથેલો!*

**ઓથેલો.**—તમને મારા પેહેલાં આવેલાં જોઈને જેટલો મને આનંદ થાયછે તેટલુંજ મને આશ્ચર્ય ઉપજેછે. અયે મારા આત્માના આનંદ! જો દરેક તોફાનની પછવાડે આવી સ્વસ્થતા આવતી હોય, તો સાક્ષાત્ મૃત્યુ ઉભું થાય ત્યાંસુધી પણ પવન ભલે વાયા કરે! અને ચકડોળે ચડેલું વાહાણ ઓલિંપસ પર્વત જેટલી ઊંચી દરિયાઇ ટેકરીએ ભલે ચડે, અને સ્વર્ગમાંથી નરકમાં જતું હોય તેમ ભલે નીચે ડુબકી મારી જાય. હમણાં જો મૃત્યુ થતું હોય, તો અત્યંત સુખની વાત એ; કારણકે, મારા આત્માનો આનંદ અત્યારે એવો સંપૂર્ણ છે કે અજાણ્યા ભવિષ્યમાં આવો સંતોષ મારે માટે નથી આવવાનો, એવી ધાસ્તી મને રહેછે.

---

* "પોતાના અંતરનો સંપૂર્ણ આનંદ સૂચવવા આ સાદા સંબોધન ઉપરાંત બીજા વધારે શબ્દો ડેઝડિમોના ન વાપરે, એ એની પાત્રતાની સુંદર સ્વાભાવિકતા છે; અને પોતાના ઉદાર અને શુદ્ધ આનંદના પ્રવાહને બતાવી આપતી અંતરના ઉમળકાની કોમળતાના ઉછાળાને વશ થઇ ઓથેલો જે બોલેછે, તે પણ તેના જેવા સ્વભાવના ઝગઝગતા પ્રેમ-પ્રાબલ્યને પણ તદ્દન ઉચિત છે." (કલાર્ક.)

ડેઝડિમોના.—જેમ જેમ આપણું આયુષ્ય વધતું જાય, તેમ તેમ આપણો પ્રેમ અને સંતોષ પણ વધતાં જાય, સિવાય ઈશ્વર કાંઈ ન કરે!

ઓથેલો.—કૃપાળુ દેવતાઓ તારા મનોરથ પૂરા કરે! આ આનંદનું વર્ણન હું પૂરે પૂરૂં કરી શકતો નથી; અહીંઆં* એ મને રોકી રાખેછે; આનંદની અપરિમિતતા એ છે. અને કદિ પણ વધારેમાં વધારે આપણાં ઉંચાં મન થાય તો (આલિંગન આપતાં આપતાં) એ આ અને આ થાઓ.

ઈયાગો—(સ્વગત)ઓહો, તમે હમણાં તો ઠીક સુરમાં આવ્યાંછો. પણ જો હું ખરો પ્રમાણિક હોઉં તો જે ચાવીઓ આ સંગિત ઉપજાવેછે, તેને ફેરવી નાખું, તોજ ખરો.

ઓથેલો.—ચાલો, કિલ્લામાં જઈએ. દોસ્તો, ખુશ ખબર; આપણી લડાઇ અટકી પડીછે, તુર્ક લોકો બુડી મુઆછે. આ ટાપુનું મારૂં જૂનું મિત્ર-મંડળ શું કરેછે? મીઠી, સાઇપ્રસમાં લોકો તને બહુ ઇચ્છશે†; તેમનો ઘણો સ્નેહ મેં જોયોછે. અરે મારી વહાલી, હું બેરીત‡ લવુંછું, અને મારા પોતાના આનંદમાં હું ગાંડો ઘેલો થઇ જાઉંછું.—ભાઈ ઈયાગો, અખાતે જઇ મારો સરસામાન ઉતારી આવ' તો; અને ટંડેલને કિલ્લામાં લઈ આવજે. એ ઘણો સારો માણસ છે, અને તેની લાયકાતને બહુ માન ઘટેછે.—ચાલ, ડેઝડિમોના, એક વાર વળી વધારે, સાઇપ્રસમાં ઠીક મળ્યાં.

---

* 'ઓથેલો પોતાની છાતી ઉપર હાથ મેલી બોલેછે.' (ડેટન.)

† એટલે 'જમવાનાં નિમંત્રણ આપવાનું.' (સ્ટીવન્સ.) રૉલ્ફ કહેછેઃ માત્ર એનો અર્થ 'તારા ઉપર ઘણું હેત રાખશે' એવો થતો હોય એમ જણાયછે.

‡ 'અવ્યવસ્થિત રીતે, વાતચિતમાં ઢંગધડા વિનાનો, હું બોલુંછું' (જૉન્સન) 'ભાનકેળવાએલાની પેઠે હું બોલુંછું.' (શ્મીટ) ડેટન શ્મીટનો અર્થ વધારે પસંદ

(ઓથેલો, ડેઝડિમોના અને અનુચરો, જાયછે.)

**ઈયાગો**—બંદરમાં મને તું હમણાંજ મળજે.—આમ આવ.—જો તું શૂરવીર હોય,—કારણકે લોકો કહેછે કે હલકા લોકો જ્યારે પ્રેમમાં પડેછે ત્યારે તેમના સ્વભાવમાં હોયછે તે કરતાં પણ વધારે ઉત્તમતા આવેછે,—તો હું કહું તે સાંભળ. આજ રાતે ચોકીમાં સુબેદાર પેહેરો ભરેછે. પ્રથમ તો, મારે તને આટલું કહેવું જોઇએ—ખાત્રીપૂર્વક ડેઝડિમોના એની સાથે પ્રેમમાં પડીછે.

**રોડરિગો**—એની સાથે? એ તો બને એવું નથી.

**ઇયાગો**-તારી આંગળી આમ રાખ*, અને હું કહું છું તે ધ્યાનપૂર્વક સાંભળ. વિચાર કર કે આપવડાઇ અને ભળતેભળતાં જૂઠાં બોલવા માટેજ એણે હબસીના ઉપર પ્રથમ કેવા વેગથી પ્રેમ બાંધ્યો; અને એના લવારાને માટેજ હજી એના ઉપર એ પ્રેમ રાખ્યા કરશે? તારા સમજુ મનમાં એવું આવવા ન દે. એની આંખોને તૃપ્તિ થવી જોઇએ; અને એ ભૂતને જોવામાં એને શો આનંદ મળશે? જ્યારે કામવાસના મંદ પડી જાય, ત્યારે ફરીને એને ઉદ્દીપન કરવાને અને તૃપ્તિમાં ફરીને ઇચ્છા ઉભી કરવા માટે શરીરનું સુકુમારપણું, વય, રીતભાત, અને સુંદરતાની, સમાનતા જોઇએ; આ સઘળાની હબસીમાં ખામી છે. હવે, આ આવશ્યક મોહનીઓની ખામીને લીધે, એની નાજુક સુકુમારતાનો ગેરઉપયોગ થયોછે એમ એને જણાશે, હબસીની એને મોળ આવશે, ગમશે નહિ, અને એને ધિક્કારશે; કુદરત પોતેજ એમાં એને પાવરધી કરશે, અને હરકોઈ બીજા ધણીની એને ફરજ પાડશે. હવે, સાહેબ, આટલું સ્વીકાર્યું,—કારણકે આ વાતતો તદ્દન સંભવિત અને વગર સમજ્યે સમજાય તેવી છે,—તો કૅશિયો

* "એટલે કે તારા હોઠ ઉપર, જ્યારે તારાથી વધારે ડાહ્યા પુરૂષની વાત તું સાંભળતો હો, ત્યારે." (જૉન્સન.)

જેટલો આ ભાગ્યનો ભોગી થવા બીજો કોણ ચઢીઆતો છે? ઘણો વાચાળ લુચ્ચો; પોતાની સ્વચ્છંદી અને પોતાની નીચ વિષય-વાસનાને વધારે સરળતાથી સાધવાને માટે સભ્યતા અને સાધુતાનો દેખાવ ધારણ કરવામાં, જોઇએ તેટલોજ—વધારે ઇમાનદાર નહિ, એવો બીજો કોણ છે? કોઈ નહિ; કોઈ નહિ; ખડકયામાંથી ખસી જાય એવો અને પક્કો લુચ્ચો, તકનો જોનાર, જોકે ખરો પ્રસંગ ન આવે તોપણ પ્રસંગને ઉપજાવી મેળવી લેનારી જેની આંખ છે; લુચ્ચામાં લુચ્ચો સોદો! વળી સાળો રૂપાળો છે, ચુવાન છે, અને મૂર્ખાઇ અને બીન-અનુભવી અંતઃકરણો જે વસ્તુઓ શોધેછે, તે સઘળી એનામાં છે; સોળેસોળ આના લુચ્ચો; અને રાંડે એને કયારનો ઓળખી લીધોછે.

રોડરિગો.—એ બાઈ એવું કરે એ હું માની શકતો નથી. એ તો અતિ પવિત્ર ગુણની ભરેલીછે.

ઇયાગો.—પવિત્ર એક કોડીની! જે મદ્યનું પાન એ કરેછે તે દ્રાક્ષનો બનેલોછે. જો એ પવિત્ર હોત તો હબસીના ઉપર એ કદિ પ્રેમ બાંધત નહિ. પવિત્ર થઇ આવી! એના હાથની હથેળી સાથે ગેલ કરતી તેં એને ન જોઇ? એનું અવલોકન ન કર્યું?

રોડરિગો.—એતો મેં જોયું, પણ તે તો માત્ર વિવેક હતો.

ઇયાગો.—લંપટતા, આ હાથના સમ. વ્યભિચાર અને દુર્વાસનાના ઇતિહાસની અનુક્રમણિકા અને ગૂઢ પૂર્વ-રંગ. તેમના હોઠ એટલા તો નજીક આવ્યાકે તેમના શ્વાસોશ્વાસ તો ભેટી પડયા. દુષ્ટ વિચારો, રોડરિગો!—પણ, સાહેબ, હું કહું તેમ કરો; વેનિસમાંથી તમને હું અહીં લાવ્યોછું. આજ રાતે સાવધ રહેજો. આજ્ઞા હું તમને કહીશ. કૅશિયો તમને ઓળખતો નથી; હું તમારાથી વેગળો રહીશ નહિ. બહુ મોટેથી બોલીને, કે એના બંદોબસ્તમાંથી કાંઇક

ખોડ કાઢીને, અથવા તો પ્રસંગને અનુકુળ જે યુક્તિ સુઝે તે યુક્તિથી, એને ગુસ્સે કરવાનો કોઇક પ્રસંગ ખોળી કાઢજો.

**રોડરિગો**—પછી.

**ઈયાગો**.—સાહેબ, એ અવિચારી અને ઉતાવળીઓ છે, અને કદાચ તમારા ઉપર ઘા કરે; અને એટલુંજ કરવાને એને ખીજવજો; કારણકે એટલામાંથી પણ હું આ સાઈપ્રસના લોકો પાસે બંડ કરાવીશ, જેઓ કૅશિયોને બરતરફ કરાવ્યા વિના ફરીને શાંત બનશે નહિ. તારી ઈચ્છા ફળિભૂત કરવા માટે પછી જે ઉપાયો મારે યોજવા પડશે, તેના વડે તારી સફર બહુ ટુંકી થઈ પડશે; અને વચલી ફાંસ આમ સરસ રીતે કાઢી નાખ્યા સિવાય, આપણી સફળતાની ખાત્રી ન રહેત.

**રોડરિગો**.—જો કોઇ પ્રસંગ મળી આવશે તો હું એમ કરીશ.

**ઈયાગો**.—એની ખાત્રી હું તને આપુંછું. પછી કિલ્લામાં મને મળજે; ઉતાવળ નથી. એનો[1] સરસામાન જઈને મારે કાંઠે ઉતારવો જોઇએ. રામરામ.

**રોડરિગો**.—રામરામ. (જાયછે.)

**ઇયાગો**.- કૅશિયો એને ચાહેછે, એ તો હું સારી રીતે માનુંછું; અને એ પણ એને ચાહેછે, એ પણ બંધબેસ્તું અને સંભવિત છે. હું ગમે તેટલો મૂરને ધિક્કારૂંછું, છતાં એ દૃઢ, પ્રેમી અને ઉદાર સ્વભાવનો છે, અને મને ખાત્રી છે કે ડેઝડિમોનાને અત્યંત સુખદાયક સ્વામી નીવડશે. હવે, મારો પ્રેમ પણ તેના ઉપર છે; કેવળ કામવાસનાને માટે નહિ,—કદાચ એવા મોટા પાપના હિસાબે પણ હું ચડયોછું,—

---

૧ 'ઓથેલોનું નામ કે એના હોદ્દાનું નામ પણ આપ્યા સિવાય એના સંબંધમાં ઇયાગોએ વાપરેલો આ 'એનો' શબ્દ ઈયાગોનો શાંત, નીચ, અને દૃઢ તિરસ્કાર સૂચવેછે; અને એટલામાટે, ઓથેલોને અંતરમાંથી એ ધિક્કારેછે એવી અસર રોડરિગોના મન ઉપર જે એને ઉત્પન્ન કરવીછે, તેને મજબૂત કરતી જણાયછે.' (હલાર્ડ.)

પણ કાંઇક મારા વેરનું શૂળ શમાવવા માટે; કારણકે મને એવો વહેમ છે કે મારી પથારીમાં વિષયી હબસીએ ઠેકડો માર્યોછે, જેનો વિચાર, ઝેરી ખનીજની માફક, મારા અંતરને ખોતરી ખાયછે; અને જ્યાંસુધી બાઇડીને બદલે બાઇડી લઇ એની સાથે હું સમાન થાઉં નહિ, અગર એમાં નિષ્ફળ જાઉં, તોપણ હબસીને તો હું એવા પ્રબળ મત્સરમાં પ્રવૃત્ત કરૂં કે તેનો રોગ વિચારના કોઇપણ ઔષધથી મટે નહિ, ત્યાંસુધી મારા આત્માને કોઇપણ વસ્તુથી ટાઢક વળશે નહિ. આ વાત પાર પાડવા, વેનિસનો આ નજીવો શિકારી કુતરો, જેને હું ત્વરિત શિકાર કરતાં અટકાવું છું તે, જો ઉશ્કેરણીમાં* પાર ઉતરે તો, આપણા આ માઇકિલ કૅશિયોને હું પેચમાં પકડી લઇશ, મૂરને મોંહે એની ભારે નિંદા હું કરીશ—કારણકે મારી રાત્રીની ટોપી પહેરવાની કૅશિયોની પણ મને ધાસ્તી રહેછે;——અને વળી હબસીને મારો ઉપકારી બનાવું, મારા ઉપર પ્રીતિ કરાવું, અને મને બદલો આપે એવો બનાવું; શાને માટે?—જબરો ગધેડો એને બનાવવા માટે, અને એની શાંતિ અને સુખનો ભંગ કરવાની ખાતર એને ભમાવવા માટે; ઠીક છે, પણ હજી ગોટાળો છે; લબાડીનો ચોખ્ખો ચહેરો કામમાં પડયા વિના કદિ દેખાતો નથી.†

---

## પ્રવેશ બીજો.

(સાદ પાડતો પાડતો ઢંઢેરો પીટનાર, અને પછવાડે લોકો પ્રવેશ કરેછે.)

**ઢંઢેરો પીટનાર.**—આપણા સુજ્ઞ અને બહાદુર ઓથેલોની એવી મરજી છે કે તુર્કી કાફલાનો તદ્દન નાશ થયાના ખબર આવેલા હોવાથી,

---

*'કૅશિયોની સાથે કજીયો કરવાના સંબંધમાં આ સમજવાનું છે, ડેઝડિમોનાની પછવાડે રોડરિગો લાગ્યોછે, તેના સંબંધમાં નહિ.' (રૉલ્ફ)

† જૉન્સન કહેછે: "પ્રમાણિક માણસ યોજના ઉપર ચાલેછે, અને પોતાના ઉદ્દેશ પ્રથમથીજ વ્યવસ્થિત કરેછે: પણ લુચ્ચો માણસ પ્રસંગોપાત મળતી તક ઉપરજ આધાર રાખેછે, અને કાર્ય કરતી વખતેજ પોતાના ઇરાદા ઓળખી લેછે."

દરેક આદમીએ જીતનો જયજયકાર કરવો. કોઇએ નાચવું, કોઇએ દારૂખાનું ફોડવું, એમ સૌસૌની મરજી પ્રમાણે સૌએ ગમત અને મજા કરવી; કારણકે, આ શુભ ખબર ઉપરાંત, એમના લગ્નનો પણ આ ઉત્સવ છે. એમની એવી મરજી હતી કે આટલી વાત જાહેર કરવી. સઘળી હાફીસો* ઉઘાડી છે, અને આ પાંચ વાગ્યાથી તે અગીઆર વાગે ત્યાંસુધી મોજમજા કરવાની ફુલ પરવાનગી છે. ઇશ્વર આપણા ટાપુને આબાદ રાખે અને આપણા બહાદુર સરદાર ઓથેલોને સુખી રાખે. (જતા જાયછે.)

---

## પ્રવેશ ત્રીજો.—સ્થળ કિલ્લામાં એક ઓરડો.

(ઓથેલો, ડેઝડિમોના, કૅશિયો અને અનુચરો પ્રવેશ કરેછે.)

ઓથેલો.—ભાઇ માઇકલ, આજ રાતે ચોકીની સંભાળ તું રાખજે, મર્યાદા ઓળંગીને ગમત ન કરવાનો માનવંતો પ્રતિબંધ આપણે સ્વીકારવો.

કૅશિયો.—શું કરવું તે વિષે ઇયાગોને સમજ આપીછે. પણ તેમ છતાં હું જાતે તેની તપાસ રાખીશ.

ઓથેલો.—ઇયાગો મોટો પ્રમાણિક માણસ છે. માઇકલ, રામરામ. સવારમાં વહેલો મને સમાચાર આપવા આવજે.—(ડેઝડિમોનાને) ચાલ, મારી વહાલી.—રામરામ.

(ઓથેલો, ડેઝડિમોના, અને અનુચરો, જાયછે.)

(ઇયાગો પ્રવેશ કરેછે.)

કૅશિયો.—આવો, ઇયાગો; આપણે ચોકીએ જવું જોઇએ.

ઇયાગો.—હમણાં નહિ, સુબેદાર; હજીતો દશે નથી વાગ્યા. આપણા

---

* જ્યાં ભોજન અને દારૂ બનાવીને તૈયાર રાખવામાં આવ્યાં હતાં તે કિલ્લાની ઓરડીઓ. (રૉલ્ફ.)

સરદારે ડેઝડિમોનાના પ્રેમની ખાતર આટલા વહેલા આપણને કામ ઉપર મોકલી દીધા ; જેને માટે આપણે એને દોષ ન દેવો.

કેશિયો.—અત્યંત લાવણ્યવતી બાઇ છે.

ઇયાગો.—અને મને ખાત્રી છે કે ગમતની ભરેલી છે.

કેશિયો.—ખરેખર ઘણી સુઘડ અને સુકુમાર.

ઇયાગો.—કેવી એની આંખ છે, મને લાગેછે કે એ ઉદ્દીપનની વાતચિત કરેછે.

કેશિયો.—આકર્ષણ કરતી આંખ ; અને છતાં સંપૂર્ણ મર્યાદશીલ.

ઇયાગો.—અને જ્યારે એ બોલેછે, ત્યારે પ્રેમની ટોકરી એ નથી ?

કેશિયો.—ખરેખર, એ સંપૂર્ણતાની પુતળી છે.

ઇયાગો.—ઇશ્વર એમની શય્યાને સુખદાયી કરે! આવો, સુબેદાર, મારી પાસે દારૂની બાટલી છે; અને અહીં બહાર સાઇપ્રસના બે મરદોની જોડ ઉભીછે, જે કાળા ઓથેલોની તંદુરસ્તી લેવાને અતિ આતુર છે.

કેશિયો.—ભાઇ ઇયાગો, આજ રાત્રે નહિ. દારૂને માટે મારૂં મગજ ઘણું નિર્બળ અને દુર્ભાગી છે ; આગતાસ્વાગતાની બીજી કોઇ રીત આપણો રિવાજ શોધી કાઢે તો કેવું સારૂં.

ઇયાગો.—અરે, એ તો આપણા મિત્રો છે ; માત્ર એકજ પ્યાલી તમારી વતી હું પીશ.

કેશિયો.—આજ રાતે મેં એકજ પ્યાલી પીધીછે, અને એ પણ યુક્તિપૂર્વક આછી કરી નાખી હતી ; અને જો, એટલો દારૂ પણ અહીં કેવો ફેરફાર કરેછે. આ નિર્બળતામાં હું દુર્ભાગી છું, અને વધારે લઇને મારી નિર્બળતાની ખુવારી કરવાની મારી હિંમત ચાલતી નથી.

ઇયાગો.—અરે, જા, ભલા આદમી ! આ તો મોજની રાત્રી છે; મરદોની એ મરજી છે.

કૅશિયો.—ક્યાં છે તે?

ઇયાગો.—આ બારણે ઉભા; મેહેરબાની કરીને બોલાવો એમને અંદર.

કૅશિયો.—બોલાવીશ તો ખરો; પણ મને ગમતું નથી. (જાયછે.)

ઇયાગો.-આજ રાતે જેટલો દારૂ એણે પીધોછે તેના ઉપર હવે જો એકજ પ્યાલો હું એને ભેખડાવી શકું તો મારી શેઠાણીના કુતરાની માફક કજીઆખોર અને છીડાં શોધતો એ બની રહેશે. હવે મારા પ્રેમ-ઘેલા મૂર્ખ રોડરિગોએ,—પ્રેમે જેને લગભગ ઉંધોવાળી દીધોછે—પ્યાલા ભરી ભરીને આજ રાતે ડેઝડિમોનાનું નામ દઇ દારૂ પીધોછે; અને એ ચોકી રાખેછે: સાઇપ્રસના ત્રણ યુવાનોને પણ—કુલીન ઉછાંછળા જીવો, કે જે પોતાની આબરૂને વિલક્ષણ* છેટે રાખેછે, અને આ બહાદુર બેટનાં ખાસ તત્ત્વો છે,—છલકાઇ જતા પ્યાલા આજ રાતે પાઇ ખૂબ બનાવી રાખ્યાછે, અને તેઓ પણ ચોકી રાખેછે. હવે આ છાકટાની ટોળીમાં આપણા કૅશિયોભાઇને એવા કામમાં યોજવાનો છે કે જેથી આ બેટ આખો ખળભળી જાય. — પણ આ તેઓ આવેછે:

† છેવટ આનું જો કદી મારા સ્વપ્નની‡ સાબિતિ આપે,
તો તો પવનને પાણીની લે'રે, મછવો માર્ગ છે કાપે,
કો'ની શો સારો! મછવો માર્ગ છે કાપે મારો.

(કૅશિયો ફરી પ્રવેશ કરેછે; એની સાથે મૉન્ટેનો અને ગૃહસ્થો આવેછે; દારૂ લઇ ચાકરો આવેછે.)

કૅશિયો.-પ્રભુની સમક્ષ, ક્યારનો તેઓએ મને ભરેલો પ્યાલો પાઇ દીધોછે.

મૉન્ટેનો.—ખરેખર નાનોજ હતો; મારી સિપાઇગીરીના સમ, અડ-ધીમાથી વધારે નહોતો.

---

* "આબરૂના સંબંધમાં તેમની લાગણી બહુ સચેત છે, અથવા તો જરા જરામાં અપમાન ધારીને લડી પડે એવા છે." (કૅાલ્ક્ર) † મરેઠી સાખી.

‡ "માત્ર કલ્પનામાંજ સ્થિત થએલી યુક્તિને સ્વપ્ન કહી શકાય." (જૉન્સન.)

ઇયાગો.—અલ્યા થોડો દારૂ એ!

(અંગ્રેજી રાગ.)

ટિંક બજાવું છું ટિંકટિંક, ટિંક બજાવું છું ટિંક,
હું આપું તમે પીઓ ભલે,
હું ટિંક બજાવું છું ટિંક.
સિપાઇઓ છે નામ, મનુષ્યો તમામ,
શું છે બીજું કામ, કામ;
આયુ છે થોડું, જવું છે ખોડું,
પીઓ ધરી હામ, હામ.
ટિંક! ટિંક! ટિંક! ટિંક! હું ટિંક બજાવું છું ટિંક!
હું આપું, તમે પીઓ ભલે,
હું ટિંક બજાવું છું, ટિંક!

થોડોક દારૂ, છોકરાઓ!

કૅશિયો.—દેવના સમ, બહુ સારૂં ગાયન.

ઇયાગો.—હું એ ઇગ્લાંડમાંથી શીખ્યો, જ્યાં લોકો પીવામાં ખરેખર બહુ જબરા છે; તમારો ડેઇન, તમારો જર્મન, અને મોટી ફાંદવાળો તમારો હોલાંડવાસી—દારૂ, એ!—તમારા અંગ્રેજ આગળ કાંઇ હિસાબમાં નહિ.

કૅશિયો.—તમારો અંગ્રેજ પીવામાં આવો ઉસ્તાદ છે?

ઇયાગો.—તો, એ તો તમારી નજરે તમારા ડેઇનને સહેલાઇથી પીવામાં પૂરો પડી જાય, તમારા જર્મનને નીચો ઢાળી દેવામાં એને પરસેવો પણ ન વળે, અને બીજો પ્યાલો ભરાય તે પહેલાં તો તમારા હોલાંડવાસીને વમન કરાવે*.

---

* ઇગ્લાંડમાં દારૂ પીવાનો ચાલ એ વખતે કેટલો પ્રબળ હતો, એ નીચેના ફકરા ઉપરથી જણાશે:—

"આ છેલ્લા પચાસ કે સાઠ વર્ષની અંદર દારૂ પીધેલા માણસને જોવો એ

કૅશિયો.—આપણા સરદારની તંદુરસ્તીમાં!

મૉન્ટેનો.—સુબેદાર, એને માટે હું છું, અને એમાં હું તમને ન્યાય આપીશ.

ઇયાગો.—અરે મનહર ઇંગ્લાંડ!

*સ્ટીવન રાજાની શી માજા, ખરી અમીરી જાત!
રાજાના સુરવાળ મહીં જો એક ક્રાનની વાત;
દરજી આવ્યો કપડું લાવ્યો, લાગ્યું મોંઘું એ,
'ખાસા પેની વધુ લીધા છ, લુચ્ચા ખરૂં તું કે','
મોટા કુળનો એ, અને તું તો કંઇ નહિ;
મગરૂરી એ દેશ ડુબાવે, લે કપડું તારૂં તું ભાઈ.

થોડાક દારૂ, એ!

કૅશિયો.—વાહ, આ તો વળી પહેલાના કરતાં પણ મજેનું છે.

ઇયાગો.—ફરીને સાંભળશો?

કૅશિયો.—નહિ; આવું આવું કરે એને એની પદવીને હું નાલાયક લેખુંછું. ભલા, સૌને માથે ઈશ્વર છે; અને કેટલાક આત્માની સદ્ગતિ થાય, અને કેટલાકની અધોગતિ થાય.

ઇયાગો.—સાચી વાત છે, સુબેદાર સાહેબ.

કૅશિયો.—સરદારને કે બીજા કોઇ ગુણવાન્ માણસને માઠું લગાડવા હું નથી કહેતો, પણ મારે પોતાને માટે તો હું સદ્ગતિની આશા રાખુંછું.

ઇયાગો.—અને હું પણ એવી આશા રાખુંછું, સુબેદાર.

---

ભાગ્યે જ બનતું, પણ નેધરલાંડના કજીયા પછી દારૂ પીવાનો અને તેના વડે તંદુરસ્તી આપવાનો રિવાજ આપણામાં દાખલ થયોછે; એમાં આપણે તેમની બરોબરી કરીએ જોઓ કે કેમ, અરે એનાથી પણ ચડીયાતા થઇ ગયા છીએ કે નહિ, તેનો ન્યાય ડચ લોકોને પોતાને જ કરવા દો." (સિંગર).

* 'શીદ ગભરાઓ, અહીંથી જાઓ, નથી જીવ મારાને ઠીક' એ પ્રસિદ્ધ રાગમાં ગાઈ શકાશે.

**કૅશિયો.**—હા, પણ તમારી પરવાનગીથી, મારી પહેલાં નહિ; નિશાનદારની અગાઉ સુબેદારને મળવી જોઇએ. ચાલો, હવે વધારે નહિ; ચાલો, આપણા કામે વળગો.—અમારા પાપ ક્ષમા કરજો!—ગૃહસ્થો, ચાલો આપણે આપણું કામ સંભાળીએ. ગૃહસ્થો, ધારતા નહિ કે હું પીને બન્યોછું; આ મારો નિશાનદાર છે; આ મારો જમણો હાથ છે, આ મારો ડાબો હાથ છે. હવે તો હું બનેલો નથી ને; હું બરાબર ઉભો રહી શકુંછું, અને બરાબર બોલી શકુંછું.

**સઘળા.**—બહુ જ સારી રીતે.

**કૅશિયો.**—વારૂ ત્યારે, બહુ સારૂં; ત્યારે તમારે ન ધારવું કે હું બનેલોછું.

(જાયછે.)

**મૉન્ટેનો.**—ભાઇઓ, મેદાનમાં; ચાલો, આપણે ચોકીની વ્યવસ્થા કરીએ.

**ઇયાગો.**—આ ગયો તે માણસને તમે જુઓછો; સીઝરની પડખે ઉભો રહી હુકમ કરે એવો લાયક લડવૈયો એ છે; અને એનો દુર્ગુણ માત્ર જુઓ. એના સદ્‌ગુણની બરાબર એ વિષુવ-રેખા છે, બન્ને સરખા જ લાંબા છે; આટલો એનો અફસોસ છે. મને ધાસ્તી રહેછે કે એના ઉપર ઓથેલો જે વિશ્વાસ રાખેછે તેને લીધે, એની નબળાઇનો કોઇ વિલક્ષણ પ્રસંગ આ ટાપુને ખળભળાવી દેશે.

**મૉન્ટેનો.**—પણ વારંવાર એ આવો બનેછે?

**ઇયાગો.**—હમેશાં એની નિદ્રાની એ નાન્દી છે; જો દારૂ એના ઘોડિયાને ઝુલાવે નહિ તો, ચોવીસ કલાક પર્યંત ચોકી કરે એવો એ છે.

**મૉન્ટેનો.**—સરદારને એની સૂચના આપી હોય તો ઠીક. કદાચ તેમને માહિતી નથી; અથવા તો એની સુજનતા કૅશિયોમાં જે ગુણો દેખાયછે તેની જ ગણના કરેછે, અને એના દુર્ગુણ ઉપર નજર નાખતી નથી; ખરૂં કે નહિ?

રોડરિગો.—માર તો ખરો!

કૅશિયો.—બકવાદ કરેછે? (રોડરિગોને મારતાં મારતાં.)

મૉન્ટેનો.—સબુર, ભલા સુબેદાર. (એને ઝાલી રાખીને) સાહેબ, કૃપા કરીને સબુર કરો.

કૅશિયો.—જવા દો મને, સાહેબ, નહિ તો તમારૂં ટોપરૂં* ભાંગી નાખીશ.

મૉન્ટેનો.—વારૂ, વારૂ, તમે પીને બન્યાછો!

કૅશિયો.—પીને બન્યો! (તેઓ લડેછે.)

ઇયાગો.—જા, કહુંછું; બહાર જા, અને બળવાની બૂમ પાડ.

(રોડરિગો જાયછે.)

---

* માથું.

સબુર, ભલા સુબેદાર,—અફસોસ, ગૃહસ્થો!—અરે, દોડો દોડો!—
સુબેદાર–સાહેબ,—મૉન્ટેનો,—સાહેબ;—દોડો દોડો, ભાઇઓ!—
આ ચોકી મજાની તમારી. (ઘંટ વાગેછે.)
કોણ વળી ઘંટ વગાડેછે?—શક્ષસ, હે! આખું શેહેર જાગી ઉઠશે;
ઇશ્વરની ઇચ્છા, સુબેદાર, સબુર! જન્મની નામોશી તમને લાગશે.

(ઓથેલો અને અનુચરો પ્રવેશ કરેછે.)

**ઓથેલો.**—શી ગડબડ છે અહીંઆં?

**મૉન્ટેનો.**—જખમના સમ, મને હજી લોહી વહેછે; મને કારી જખમ થયોછે.

(મૂર્ચ્છિત થઈ જાયછે.)

**ઓથેલો.**—સબુર, તમારા જીવના જોખમે!

**ઇયાગો.**—સબુર કરો, એ! સુબેદાર,—સાહેબ,—મૉન્ટેનો,—ગૃહસ્થો,—કર્ત્તવ્ય અને સ્થળનું સઘળું ભાન ભુલી ગયાછો? સબુર કરો! સરદાર સાહેબ તમારી સાથે વાત કરેછે; શરમની ખાતર સબુર કરો, સબુર કરો!

**ઓથેલો.**—કેમ, શું થયું છે, હેં? શેમાંથી આ જાગ્યું છે? ઈશ્વરે જેમાંથી ઉસમાની લોકોને બચાવી લીધા તે, તુર્ક બનીને આપણે આપણી જાતને જ કરીએ છીએ? ક્રિશ્ચિયન શરમની ખાતર, આ જંગલી તોફાનને એકકોરે ફેંકી દો! પોતાના ક્રોધને સંતોષવા હવે જે પોતાની જગાએથી ખસેછે, તે પોતાનો આત્મા તુચ્છ લેખેછે; ખસ્યો એ મુઓ સમજજો.—પેલા ભયંકર ઘંટને બંધ કરો! આખા ટાપુને પોતાની સ્વસ્થતામાંથી એ ચમકાવેછે.—શું થયું છે, ભાઇઓ?—પ્રમાણિક ઇયાગો, જે શોકને લીધે મરવા જેવો દેખાયછે તે, તું કહે કે કોણે પહેલ કરી. તારા પ્રેમ ઉપર હું તને પૂછુંછું.

**ઇયાગો.**—હું જાણુતો નથી: હમણાં જ, આ ઘડીએ, બધા દોસ્ત હતા, શાંત હતા, અને શયનની તૈયારી કરતાં વર વહુ જેવા હેતાળ હતા;

અને પછી, માત્ર હમણાં જ— કેમ જાણે કે કોઇ ગ્રહે માણસોનાં મગજ ફેરવી નાખ્યાં હોય તેમ—તલવારો નીકળી પડી અને લોહીલોહાણ મારામારીમાં એક બીજાની છાતી તરફ વળવા લાગી. આ છોકરવાદ કજીઆની શરૂઆત ક્યારે થઇ તે હું કહી શકતો નથી; અને તેના ભાગમાં ભાગ લેવા જે પગ મને અહીં લઇ આવ્યા તે પગ કોઈપણ કીર્ત્તિમંત લડાઈમાં મેં ખોયા હોત તો સારૂં હતું.

**ઓથેલો.**—માઇકલ, તું પોતાને વિસરી ગયો એ કેમ બન્યું?

**કૅશિયો.**—હું વિનવિને કહું છું કે મને માફ કરો; હું બોલી શકતો નથી.

**ઓથે.**—લાયક મૉન્ટેનો, તમને સભ્ય રહેવાની ટેવ હતી. તમારી જુવાનીની ગંભીરતા અને શાંતતાની લોકો સાક્ષી પૂરેછે, અને ડાહ્યામાં ડાહ્યા માણસના મુખમાં તમારૂં નામ આબરૂદાર છે: તમારી આબરૂને આ પ્રમાણે વેરી નાખી રાત્રીએ તોફાન મચાવનાર બની તમારા નામનો ઉત્તમ અભિપ્રાય તમે ગુમાવો, એવું શું બન્યું છે? એનો જવાબ મને આપો.

**મૉન્ટેનો.**—મહાભાગ ઓથેલો, મને જોખમકારક જખમ થયોછે: તમારો અમલદાર ઇયાગો તમને જે સઘળું હું જાણું છું એના ખબર આપી શકે તેમ છે,—દરમ્યાન હું બોલીશ નહિ, કારણકે બોલતાં બોલતાંએ મને કાંઇક વેદના થાયછે; વળી, આપ-ઉદારતા* કોઇ કોઈ વખતે દુર્ગુણ થતો હોય, અને આપણા અંગ ઉપર કોઈ હુમલો કરે ત્યારે આત્મ-રક્ષણ કરવું એ પાપ થતું હોય તો ભલે, તે સિવાય આજ રાતે મારાથી કાંઈપણ ગેરવાજબી બોલાયું હોય કે ખોટું થયું હોય તેવું કાંઇ હું જાણતો નથી.

**ઓથેલો.**—ઇશ્વરાજ્ઞા, હવે મારો ક્રોધ વધારે સહીસલામત માર્ગદર્શકો ઉપર અમલ ચલાવવા લાગેછે;† અને મારા ઉત્તમ વિવેકને દબા-

---

* 'આત્મ-રક્ષણ' (જૉન્સન).

† ડાહાપણ અને વિવેક કરતાં મારો ક્રોધ વધારે બળવાન થતો જાયછે.

વીને મારો વિકાર રસ્તો લેવાનો પ્રયત્ન કરેછે. જો એકવાર હું ખસ્યો, અથવા તો આ મારો હાથ માત્ર ઉંચો થયો, તો તમારામાંથી ઉત્તમમાં ઉત્તમ પણ મારી ધમકી તળે ચંપાઇ જશે. આ નીચ તોફાન કેમ ઉભું થયું, કોણે શરૂ કર્યું, એ મને જણાવી દો, અને આ ગુન્હો જેના ઉપર સાબીત થશે, તે જન્મતી વખતે મારો જોડીઓ હશે તોપણ, મને ગુમાવશે.—શું! લડાઇના શેહેરમાં, હજી અશાંત છે ત્યારે પણ, લોકોનાં હૃદય ધાસ્તીથી ભરેલાંછે તે વખતે, પોતાના ખાનગી અને ઘરગતુ કજીયા સંતોષવા, અને તે પણ વળી રાત્રીએ, અને ચોકી જ ઉપર! રાક્ષસી કૃત્ય છે. ઇયાગો, કોણે શરૂઆત કરી?

મૉન્ટેનો.—રાગથી કાંઇપણ દોરાઇને, કે એક જ નોકરીના સંબંધે, સત્ય કરતાં કાંઇપણ ઓછું વધતું તું કહે, તો તું સીપાઈ નથી.

ઇયાગો.—એટલુંબધું આકરૂં ન બોલો: * માઇકલ કૅશિયોનું બૂરૂં આ જીભ બોલે, તેના કરતાં એ તાળવામાંથી કપાઈ જાય એ ઠીક; તોપણ, હું માનુંછું કે ખરૂં બોલતાં એને નુકસાન નહિ લાગે.—આ પ્રમાણે વાત છે, સાહેબ. મૉન્ટેનો અને હું વાત કરતા હતા, ત્યાં મદદની બૂમ પાડતો કોઈ માણસ આવ્યોછે, અને તેની પછવાડે તેને મારવાને ઉગામેલી તરવાર લઈ કૅશિયો આવતો હતો. સાહેબ, આ ગૃહસ્થે કૅશિયો કને જઈ તેને સબુર કરવા વિનવ્યુંછે; રખેને એના પોકારથી શેહેર ભયભીત બની જાય,—અને અંતે બન્યું પણ તેમ જ—એટલામાટે એ બૂમ પાડતા માણસની પછવાડે હું દોડયો; પગનો ત્વરિત હોવાથી, એ માણસ મારા ઇરાદાને ઓળંગી ગયો, અને તરવારનો ખણખણાટ અને ઘા સાંભળીને હું પાછો આવ્યો, અને કૅશિયો મોટેથી સમ ખાતો હતો, અને મારે

* કારણકે તેથી, મારે નથી બોલવું, તે પણ સત્યની ખાતર બોલવું પડશે.

કહેવું જોઇએ કે એવો મેં આજ પહેલાં કદિ એને જોયો નથી. જ્યારે હું પાછો આવ્યો—અને એ થોડા જ વખતમાં બન્યું—ત્યારે, જ્યારે આપે પોતે એમને છૂટા પાડયા, ત્યારે જેવા તેઓ એકબીજાને ભોંકતા અને મારતા હતા, તેવા જ મેં એમને જોયા. આથી વધારે હું જાહેર કરી શકું તેમ નથી; પણ માણસ અંતે માણસ હોયછે; સારામાં સારા પણ વખતે ભૂલ કરેછે. જે પ્રમાણે ગુસ્સામાં આવેલાં માણસો પોતાનું સારામાં સારૂં વાંચતાં માણસોને પણ કોઇ વખતે મારી બેસેછે, તે પ્રમાણે કૅશિયોએ થોડીક ઈજા જોકે એને કરીછે, તોપણ હું ધારૂંછું કે ધીરજથી સહન થઈ ન શકે એવો કોઇક પણ અપશબ્દ જે માણસ નાસી ગયો તેણે એને બેશક કહ્યો હશે.

ઓથેલો.—ઇયાગો, હું સમજુંછું કે તારી પ્રમાણિકતા અને પ્રેમ વાતને નાની કરી નાખી, કૅશિયોના સંબંધમાં આછી કરી નાખેછે.— કૅશિયો, તારા ઉપર મારો પ્રેમ છે, પણ હવેથી તું મારો અમલદાર નહિ.—

(અનુચરસહિત ડેઝડિમોના ફરી પ્રવેશ કરેછે).

જુઓ, મારી પ્રિયા પણ જાગી ઉઠીછે!—તારૂં દૃષ્ટાંત હું બેસારીશ.

ડેઝડિમોના—શું છે?

ઓથેલો—મીઠી, હવે બધું શાંત થઈ ગયુંછે. ચાલ, સૂઈજા.—સાહેબ, હું પોતેજ વૈદ્ય બની તમારા જખમની સારવાર કરીશ.—એને ઉપાડી જાઓ.—(મૉન્ટેનોને લઈ જાયછે). ઇયાગો, ખબરદારીથી તું શેહેરની સંભાળ રાખજે, અને આ કજીયાથી જે ભયભીત થઈ ગયા હોય, તેને શાંત કરજે. ચાલ, ડેઝડિમોના; તોફાન થતાં મીઠી નિદ્રામાંથી ચમકી ઉઠવાની સિપાઇની જીંદગીજ હોયછે.

(ઇયાગો અને કૅશિયો સિવાય બધા જાયછે).

ઇયાગો—શું, સુબેદાર, તમને જખમ થયોછે?

કૅશિયો—હા, એવો કે સામટી શસ્ત્રવિદ્યા પણ હવે સારૂં કરી ન શકે.

ઇયાગો—ઈશ્વર એવું ન કરે.

કૅશિયો—આબરૂ, આબરૂ, આબરૂ! અરે, મેં મારી આબરૂ ગુમાવીછે! મારો અમર ભાગ મારા પંડમાંથી મેં ગુમાવ્યોછે, અને બાકી રહેછે તે પશુવત્ છે. મારી આબરૂ, ઇયાગો, મારી આબરૂ!

ઇયાગો.—હું તો સીધો માણસ, તેથી હું તો સમજ્યો કે કાંઇક શારીરિક ઈજા તમને થઈ હશે; આબરૂ કરતાં એમાં વેદના વધારે છે. આબરૂ એ નકામું અને અત્યંત દાંભિક પાખંડ છે. યોગ્યતા વિના ઘણીવાર મળેછે, અને અયોગ્યતા વિના જાયછે; તમે પોતે જ તમારી આબરૂ ગઇછે એમ ગણતા હોતો ભલે, નહિ તો તમારી કાંઇ આબરૂ ગઈ જ નથી. અરે, જા, ભલા આદમી! સેનાપતિને અનુકૂળ કરવાના પુષ્કળ રસ્તા છે: જેવી રીતે ગર્વિષ્ટ સિંહને ગભરાવવાને નિર્દોષ કુતરાને કોઈ મારે, તેવી જ રીતે માત્ર એના મિજાજના ઝપાટામાં તમે આવી ગયાછો; ઇતરાજી કરતાં રાજનીતિની સજા એમાં વધારેછે. ફરીને એને અરજ કરો, અને એ તમારો જ છે.

કૅશિયો.—આવા હલકા, આવાદારૂડીઆ, આવા અવિવેકી અમલદારવડે એવા ભલા સરદારને છેતરવા કરતાં એનાથી તિરસ્કાર પામવાની અરજ કરૂં તે વધારે ઠીક છે. પીધેલો? અને પોપટની માફક પટપટ કરવી? ટંટો કરવો? ડંફાસ મારવી? સમ ખાવા? અને પોતાના જ પડછાયાની સાથે મોટી મોટી વાતો કરવી?—દારૂમાં રહેલા અરે અદૃશ્ય તત્ત્વ, જો તને ઓળખવાનું બીજું કાંઈ નામ ન હોય તો, પિશાચ કહી તને બોલાવવા દે.

ઇયાગો.—તરવાર લઈ તમે પછવાડે દોડયા હતા તે કોણ હતો?

કૅશિયો.—મને તેની ખબર નથી.

ઇયાગો.—એમ!

કૅશિયો—મને વાતોનો ખીચડો બધો યાદ છે, પણ સ્પષ્ટ યાદ કાંઇ નથી. કજીયો થયો'તો, પણ શામાટે, તેની કાંઈ ખબર નથી.—અરે ઈશ્વર, કેવી બેવકુફી કે પોતાનાં મગજ ચોરાવવા દુશ્મનને લઇ માણસો પોતાના મ્હોંમાં મૂકે! અને રાજીખુશીથી, મોજ ગણીને, ઉત્સાહથી, અને સાબાશીથી, આપણું રૂપાંતર આપણે જ પશુમાં કરી નાખીએ છીએ!

ઇયાગો.—અરે પણ હમણા તો તમે તદ્દન ઠીક છો; શુદ્ધિમાં આમ તમે શી રીતે આવી ગયા?

કૅશિયો.—મદ્ય-અસુરની મરજી પોતાની જગા ક્રોધ-અસુરને આપવાની થઇછે. ખૂલ્લા દિલથી મારા પંડને ધિક્કારવા, મારો એક દુર્ગુણ મને બીજો બતાવી આપેછે.

ઇયાગો.—વારૂ વારૂ, તમે બહુ સખ્ત નીતિવેત્તા છો; આ દેશનાં વખત, સ્થળ, અને સ્થિતિ જોતાં, આમ બન્યું ન હોત તો સારૂં એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છુંછું. પણ બનનાર જ્યારે બની ચૂક્યું છે, ત્યારે તમારા પોતાના ભલાની ખાતર એ સુધારી લો.

કૅશિયો.—મારી જગાને માટે હું ફરીને કહીશ; મને કહેશે કે તું દારૂડીઓ છે! હાઇડ્રા જેટલાં મને મ્હોડાં હોત, તોપણ એ સઘળાં એના આવા જવાબથી બંધ થઇ જાય. હમણાં અક્કલવાન માણસ થવું, ધીમે ધીમે બેવકુફ બનવું, અને તુરત જ પશુ બની જવું! અરે ચમત્કાર! પોતાના વેંત બહારનો દરેક પ્યાલોઅનર્થકારક છે, અને તેનું સત્ત્વ પિશાચ છે.

ઇયાગો.—ઠીક, ઠીક, જો જોઇને ઉપયોગ થાય, તો સારો દારૂ મજેનું ઓળખીતું પ્રાણી છે; એની વિરુદ્ધ વધારે ન બોલો. અને, સુજ્ઞ સુબેદાર, હું ધારૂંછું કે તમારા ઉપર મારી પ્રીતિ છે એમ તમે ધારોછો.

કૅશિયો.—મને તેની સારી રીતે ખાત્રી થઇછે, સાહેબ.—હું પીધેલો!

ઇયાગો.—જીવતો જીવ તો કોઇને કોઇ વખત પીધેલો બને, ભલા આદમી. પણ હવે હું તમને કહું તે કરો. હાલ તો આપણા સેનાપતિની પત્નીજ સેનાપતિ છે; આ વાતમાં હું આમ બોલું છું તેનું કારણ એ કે તેના ગુણ અને લાવણ્યના મનન અને અવલોકનથી એક તાર થઇ એને અર્પણ એ થઇ ગયાછે. એની પાસે જઈ શુદ્ધ મને બધું કબુલ કરી દો; તમને તમારી જગાએ પાછા રખાવવામાં સહાય થવા માટે એને આગ્રહ કરો. એવી તો ઉદાર, દયાળુ, તત્પર, અને ઉત્કૃષ્ટ સ્વભાવની એ છે કે તેને વિનતિ કરવામાં આવે તે કરતાં પણ વિશેષ નહિ કરવામાં પોતાની ભલમનસાઇને દૂષણ ચડ્યું એ સમજેછે. તમારી અને એના પતિની વચ્ચે જે આ ફાટ પડીછે, તે સાંધવાને એની પ્રાર્થના કરો; અને આ ફાટને લીધે જ પહેલાનાં કરતાં પણ તમારો પ્રેમ વધારે મજબૂત ન થાય તો તમે કહો તે હું હારૂં.

કૅશિયો.—તમારી સલાહ સારી છે.

ઇયાગો.—પ્રેમની વિશુદ્ધિ અને શુદ્ધ સુજનતાથી દોરાઇ હું બોલું છું.

કૅશિયો.—શુદ્ધ ભાવનીજ હું એ સમજું છું. અને સવારમાં વેહેલો ઉઠીને મારૂં કામ હાથમાં લેવા સદ્‌ગુણી ડેઝડિમોનાને હું વિનવીશ. મારૂં નસીબ જો અહીંજ અટકી પડે તો હું લાઇલાજ બની જઉં.

ઇયાગો.—તમે વાજબી કહોછો. રામરામ, સુબેદાર; મારે ચોકીની સંભાળ રાખવી જોઇએ.

કૅશિયો.—રામરામ, પ્રમાણિક ઇયાગો. (જાયછે.)

ઇયાગો.—જે સલાહ હું આપુંછું તે જ્યારે શુદ્ધ અને સાચી છે, વિચારતાં સંભવિત, અને જે રસ્તે હુબસી પુનઃ સંપાદન થાય તે રસ્તોજ છે, ત્યારે હું લુચ્ચાઈ કરૂંછું એવું કહેનારો કોણ છે? કારણકે કોઇ સારા કામમાં સાલસ ડેઝડિમોનાને પ્રેરવી એ ઘણીજ સહેલી વાત છે: ઉદાર તત્ત્વોના જેટલીજ ઉદાર એને ઘડવામાં આવીછે. અને એ

હબસીને વશ કરે એ તો,—એનો પોતાનો ધર્મ ત્યાગવાનો હોય, કે છૂટેલાં પાપનાં સઘળાં સીલ અને નિશાનીઓ હોય તોપણ, એના પ્રેમપાશમાં એનો આત્મા એવો લુબ્ધ છે કે જેમ એના મનમાં આવે તેમ એની નિર્બળ વૃત્તિ ઉપર ધણીપણું ભોગવીને એને જેવો બનાવે તેવો બને. ત્યારે કેશિયોનુ પાધરૂં કલ્યાણ થાય એવો એનોજ ઇચ્છિત માર્ગ હું બતાવુંછું ત્યારે હું હરામખોર કેમ કહેવાઉં? નરકની દેવતા! જ્યારે કાળામાં કાળાં કામો પિશાચ પ્રેરેછે, ત્યારે હું કરૂંછું તેમ, પ્રથમ તેઓ સ્વર્ગીય દેખાવોથી લલચાવેછે: કારણકે, આ ભોળો બેવકુફ પોતાનું નસીબ સુધારી આપવાનો ડેઝડિમોનાને આગ્રહ કરશે, અને પરિણામમાં એ હબસી કને એનો પક્ષ પ્રબળ રીતે લેશે, દરમ્યાન હબસીના કાનમાં હું આ ચેપ રેડીશ—કે એતો એના શરીરસુખને માટે એને પાછો બોલાવેછે; અને એનું ભલું કરવાનો જેટલો એનો આગ્રહ, તેટલી હબસીની નજરમાં એ હલકી. આવી રીતે એના સદ્ગુણનું રૂપાંતર હું ડામરમાં કરી નાખીશ, અને એની પોતાનીજ સુજનતામાંથી હું એવી જાળ વણીશ કે તેમાં બધા ફસાઇ જશે.—

(રોડરિગો પ્રવેશ કરેછે.)

કેમછે, રોડરિગો?

રોડરિગો.—શિકાર કરતા કુતરાની માફક નહિ, પણ સંખ્યા પૂરી કરતા કુતરાની માફક, હું અહીં શિકારમાં પાછળ પાછળ આવ્યો આવુંછું. મારા પૈસા લગભગ ખૂટી ગયાછે; આજ રાતે મેં ઠોક પણ ઠીક ખાધોછે; અને હું ધારૂંછું કે ફળ એ નીપજશે, કે મારી મહેનતના બદલામાં એટલો અનુભવ મને મળશે, અને તેથી, તદ્દન પૈસા રહિત અને થોડી ઘણી વધારે અક્કલ લઇ વેનિસ મારે જવું પડશે.

ઈયાગો.—જેનામાં ધીરજ નથી એ કેવા કંગાળ છે! વખત ગયા વિના કયો જખમ એકદમ રૂઝાઇ જાયછે? તું જાણેછે કે અમારામાં જાદુગિરી નથી, પણ કળે કળે કામ કરીએ છીએ, અને કળનું કામ તો ધીરે ધીરે પાર પડે. થાયછે તે ઠીક નથી થતું? કૅશિયોએ તને માર્યો, અને એ થોડાક માર વડે તેં એને દોણી દેવરાવી. જોકે બીજી વસ્તુઓ સૂર્યના પ્રકાશમાં પાકતી જણાયછે, પણ જે ફળોને મ્હોર પ્રથમ આવેછે, તે પ્રથમ પાકશે*; થોડો વખત ધીરજ રાખ.—ખરેખર, સવાર પડીછે. આનંદ અને ઉદ્યોગ વખતને ટુંકો કરી નાખેછે. જઈને સુઇજા; તારે ઉતારે જા, કહુંછું જા જા; હવે પછી તને વધારે કહીશ; ના, ના, વહ્યો જા.—

(રોડરિગો જાયછે.)

બે બાબતો કરવાની છે: મારી સ્ત્રીએ એની શેઠાણી પાસે કૅશિયોની

---

* ક્લાર્ક કહેછે: "'જોકે આપણી બીજી યુક્તિઓ પરિપક્વ થતી જાયછે, તોપણ કૅશિઓને બરતરફ કરાવવાની આપણી યુક્તિને પ્રથમ મ્હોર આવીછે, તેથી સ્વાભાવિક રીતે એનું ફળ પ્રથમ પાકશે.' કૅશિયોની સામે પોતાની યુક્તિ સફળ થાયછે, દરમ્યાન ડેઝડિમોનાની સામે યુક્તિ પરિપક્વ થતી જાયછે એ વાત રોડરિગોને ધ્યાનમાં રાખવાનું કહી ઈયાગો રોડરિગોને ધીરજ રાખવાનું કહેછે." જૉન્સન આ વાક્ય આમ સમજાવેછે: "એકજ કળાએ યોજેલી, અને સરખા ઉદ્યોગથી આગળ વધતી ઘણી જૂદી જૂદી બાબતોમાંથી, કુદરતના નિયમ પ્રમાણે, બીજી કરતાં કોઇ વહેલી સફળ થવી જોઈએ. દરેક બાબત એકદમ બની શકે નહિ; આવશ્યક ક્રમ પ્રમાણે આપણે ચાલવું જોઇએ. ધીમે ધીમે પાકતાં ફળથી આપણે જેમ નિરાશ થવાનું નથી, તેમ બનાવો ધીમે ધીમે બને તો તેનાથી પણ આપણે નિરાશ થવાનું નથી, દરમ્યાન કાર્યનાં કારણો આગળ ચાલ્યાંજ જાયછે, અને સૂર્યના પ્રકાશમાં ફળો (ધીમે ધીમે) પાકતાં જાયછે." ડેટન કહેછે કે જૉન્સને અહીં અર્થ સમજવામાં ભુલ કરીછે, અને એ કહેછે કે અર્થ આમ છે: "જ્યારે તેઓ (ઇયાગો અને રોડરિગો) અંધારામાં હતા, ત્યારે કૅશિયો સૂર્યના પ્રકાશમાં હતો, એટલેકે, એની પદવીએ કરીને એમના કરતાં એ વધારે મોટો હતો, છતાં એને બરતરફ કરાવવામાં તેઓ સફળ થએલા હોવાથી, તેમને વહેલો મ્હોર આવ્યોછે, એટલે તેઓ ઝટ આબાદી પામ્યાછે, તેથી માનવાનું કારણ છે કે તેઓ અંતે સફળ થશે."

ભલામણ કરવી જોઇએ; એની હું કળ ફેરવીશ: દરમ્યાન હબસીને મારે એક કોરે લઈ જવો, અને જ્યારે કૅશિયો એની વહુને વિનવતો હોય, ત્યારે બરાબર મારે એને ત્યાં લઈ આવવો.—બરાબર છે, એજ રસ્તો ઠીક છે; મંદતા અને આળસથી યુક્તિને મોળી ન પાડવી. (જાયછે.)

---

## અંક ત્રીજો.

### પ્રવેશ ૧લો.—સ્થળ, કિલ્લાની સમક્ષ.

(કૅશિયો અને કેટલાક ગવૈયા પ્રવેશ કરેછે.)

**કૅશિયો**—ભાઇઓ, અહીંઆં વગાડો; હું તમારી મેહેનતનો બદલો વાળી આપીશ; કાંઇક ટુંકું હોય એવું; અને 'સેનાપતિને' સુપ્રભાત, એમ ગાઓ*. (ગાયન.)

(વિદુષક પ્રવેશ કરેછે.)

**વિદુષક.**—કેમ, ભાઇઓ, તમારાં વાજિત્રો નેપલ્સ ગયાં હતાં કે તેઓ આમ નાકમાંથી બોલેછે†?

**પહેલો ગવૈયો.**—કેમ, સાહેબ, કેમ!

**વિદુષક.**—આ તમારાં વાદ્યો પવન-વાજિત્રો છે?

**પહેલો ગવૈયો.**—હા, સાહેબ, પવન-વાજિત્રો છે?

**વિદુષક.**—અરે, એનીજ વાત મંડાયછે. પણ ભાઇઓ, તમારે માટે પૈસા આ રહ્યા; અને સેનાપતિ સાહેબને તમારૂં ગાયન એવું તો ગમી ગયુંછે કે એના વડે ઘોંઘાટ નહિ કરવાનું તમને એ પ્રેમની ખાતર કહેવરાવેછે.

---

* "નવાં પરણેલાં દંપતિને મિત્રોએ સવારના પહોરમાં સંગિતથી ખુશી કરવાનો રિવાજ હતો." (રૉલ્ફ.)

† ક્લાર્ક કહેછે, "નેપલ્સના લોકોને પોતાની ભાષા નાકમાંથી બોલવાની વિચિત્ર ટેવ છે."

પહેલો ગવૈયો.—વારૂ, સાહેબ, અમે નહિ કરીએ.

વિદુષક.—ન સંભળાય એવું વગાડતાં તમને આવડતું હોય, તો ચલાવો ફરીને; પણ લોકો કહેછે કે સંગિત સાંભળવાની સેનાપતિને ઝાઝી પરવા નથી.

પહેલો ગવૈયો.—એવું અમને નથી આવડતું, સાહેબ.

વિદુષક.—ત્યારે તમારાં વાજિત્રો તમારા ખલતામાં નાખી દો, કારણકે હું ભાગી જઈશ. જાઓ, હવામાં અદૃશ્ય થઈ જાઓ; ભાગો!

(ગવૈયા જાયછે.)

કૅશિયો.—કેમ યાર, તારા પ્રમાણિક દોસ્તનું સાંભળેછે કે?

વિદુષક.—તારા પ્રમાણિક દોસ્તનું નથી સાંભળતો; તારૂં સાંભળું છું*.

કૅશિયો.—કૃપા કરીને તારો શબ્દ-વિનોદ હમણાં રહેવા દે. આ નિર્જિવ સોનાનો સિક્કો તારે માટે છે. સરદાર સાહેબની પત્ની પાસે જે બાઈ રહેછે, તે જો ઉઠી હોય તો તેને કહીએ કે કૅશિયો કરીને કોઈ તમારી સાથે થોડી વાત કરવાની રજા માગેછે; આટલું કરીશ?

વિદુષક.—સાહેબ, એ ઉઠીછે; અને આ તરફ આવશે તો હું કહુંછું એમ તમને જણાશે.—

કૅશિયો.—જા ભાઈ, કર એટલું. (વિદુષક જાયછે.)

(ઇયાગો પ્રવેશ કરેછે.)

ઠીક વખતે મળ્યા, ઇયાગો.

ઇયાગો.—કેમ, તમે સૂતા નથી લાગતા.

કૅશિયો.—નહિ જ તો; આપણે છૂટા પડ્યા તે અગાઉ પ્રાતઃકાળ થયો હતો. ઇયાગો, તમારી પત્નીને બોલાવવાની મેં હિંમત કરીછે. એને મારી વિનતિ એટલી જ છે કે સદ્‌ગુણી ડૅઝડિમોનાની હજુરમાં મને એ ક્ષણેકનો મેળાપ કરાવી આપે.

* મૂળની સાથે સરખાવતાં અહીં કદાચ સહેજ ફેર માલમ પડશે.

ઇયાગો.—હું હમણાં જ એને તમારી પાસે મોકલુંછું; અને તમારૂં કામ અને વાતચિત વધારે સ્વસ્થતાથી થાય એટલામાટે હબસી સાહેબને પણ વચમાંથી ખસેડવાની હું કાંઇક યુક્તિ કરીશ.

કૅશિયો.—તમારી મોટી મેહેરબાની.—(ઇયાગો જાયછે). કોઇ ફ્લૉરેન્સ-વાસીને મેં આનાથી વધારે માયાળુ અને શુદ્ધ દિલનો જોયો નથી.*

(ઇમિલિયા પ્રવેશ કરેછે.)

ઇમિલિયા.—આવો, ભાઇ સુબેદાર; તમારા ઉપર થયેલી ઇતરાજીને માટે હું દિલગીર છું, પણ મને ખાત્રી છે કે અંતે સર્વ સારૂં થઇ રહેશે. સેનાપતિ અને તેમનાં પત્ની આ વિષે વાત કરેછે, અને બાઇ સાહેબ તમારો પક્ષ સબળ રીતે ખેંચેછે: હબસી સાહેબ પ્રત્યુત્તર વાળેછે, કે જેને તમે જખમી કર્યોછે તે સાઇપ્રસમાં મોટો આબરૂ-વાળો અને ઘણી વગવાળો માણસ છે, અને ડાહાપણની ખાતર એને અત્યારે તમને ના પાડ્યા વિના છૂટકો નથી; પણ તમારા ઉપર એનું હેત છે એમ પ્રતિજ્ઞા કરી એ કહેછે, અને તમારી જગાએ પાછી તમારી નિમણુક કરવામાં પ્રથમનાજ સંપૂર્ણ સલામત પ્રસંગનો ઉપયોગ કરી લેવા કાજે પોતાના પ્રેમ સિવાય બીજા કોઇ દલીલ કરનારની એને જરૂર નથી એમ એ કહેછે.

કૅશિયો.—તોપણ હું વિનતિ કરૂંછું કે તમને જો યોગ્ય લાગતું હોય, અથવા તો બની શકે એમ હોય, તો માત્ર ડેઝડિમોના સાથે થોડીઘણી વાત કરવાનો લાભ મને અપાવો.

ઇમિલિયા.—ભલે, આવો અંદર; તમારી છાતી ખોલીને બોલવાનો વખત તમને મળે, એવે સ્થળે હું તમને ગોઠવી દઇશ.

કૅશિયો.—હું તમારો ઘણો ઉપકાર માનુંછું.

(બધા જાયછે.)

* ઇયાગો વેનિસવાસી છે અને કૅશિયો ફ્લૉરેન્સવાસી છે. કૅશિયોના બોલવાનો ભાવાર્થ એવો છે કે આનાથી વધારે માયાળુ અને શુદ્ધ દિલનો કોઇ ફ્લૉરેન્સવાસી પણ એની સાથે થઇ શકે નહિ.

## પ્રવેશ બીજો.—સ્થળ, કિલ્લાની અંદર એક ઓરડો.

(ઓથેલો, ઇયાગો, અને ગૃહસ્થો પ્રવેશ કરેછે.)

**ઓથેલો.**—ઇયાગો, આ કાગળો નાખુદાને આપજે, અને એની સાથે મંત્રી-સભાને મારા તાજીમ કહેવરાવજે. એ થઇ રહ્યા પછી, હું બાંધકામ ઉપર ફરૂંછું ત્યાં આવજે.

**ઇયાગો.**—ઠીક, સાહેબ, હુકમ પ્રમાણે કરીશ.

**ઓથેલો.**—ગૃહસ્થો, આ કિલ્લાનું બાંધકામ આપણે જોશું કે?

**ગૃહસ્થો.**—આપની સેવામાં અમે હાજર છીએ.

(બધા જાયછે.)

---

## પ્રવેશ ત્રીજો—સ્થળ, કિલ્લાનો બગીચો.

(ડેઝડિમોના, કૅશિયો અને ઈમિલિયા, પ્રવેશ કરેછે.)

**ડેઝડિમોના.**—ભાઇ કૅશિયો, ખાત્રી રાખજો કે તમારા કામમાં મારી સર્વ શક્તિ હું વાપરીશ.

**ઇમિલિયા.**—બાઈ સાહેબ, વાપરજો; હું ખાત્રી આપુંછું કે મારા વરને જાણે આ પોતાનેજ બન્યું હોય તેમ આનો શોચ થાયછે.

**ડેઝડિમોના.**—અરે, એ સાચો માણસ છે.—કૅશિયો, તમને અને મારા સ્વામીને જેવા હતા તેવાજ મિત્રો કરાવીશ, એનો સંશય ન રાખશો.

**કૅશિયો.**—ઉદાર બાઇ સાહેબ, માઇકલ કૅશિયોનું ગમે તે થાય, પણ કદિ એ તમારો સાચો સેવક મટશે નહિ.

**ડેઝડિમોના.**—હું જાણુંછું; તમારો ઉપકાર માનુંછું. મારા સ્વામી ઉપર તમારો પ્રેમ છે જ: તમે લાંબા વખતથી એમને ઓળખોછો; અને ખચીત માનજો કે રાજનીતિયુક્ત અંતર ઉપરાંત તમારાથી વધારે છેટે એ કદિ નહિ રહે.

**કૅશિયો.**—હા, પણ, બાઇસાહેબ, કાંતો એ રાજનીતિ એટલા લાંબા

વખત સુધી પહોંચે, અથવા તો એવા સૂક્ષ્મ કે જળવત્ ખોરાક ઉપર એ જીવે, અથવા તો સંજોગમાંથી એવી રીતે ઉદ્ભવ પામે, કે હું પાસે ન હોઉં અને મારી જગાએ બીજો નીમાએલો હોય તેથી, મારા સરદાર મારો પ્રેમ અને મારી નોકરી કદાચ વિસરી જાય.

**ડેઝડિમોના.**—એવી શંકા ન રાખશો; આ ઇમિલિયાની સમક્ષ તમારી જગાની હું તમને ખાત્રી આપુંછું. તમારા મનમાં વિશ્વાસ રાખજો કે, જ્યારે હું મિત્રતાની પ્રતિજ્ઞા કરૂંછું, ત્યારે આખર સુધી હું એ બજાવુંછું: મારા સ્વામીને કદિ વિસામો નહિ મળે; જાગૃત રાખીને હું એમને વશ કરીશ; બોલીબોલીને એમને હું થકવી દઇશ; બિછાનું એમને શાળા લાગશે, ભોજન સમય કબુલતનો બનશે; જે જે એ કરશે એમાં કૅશિયોની અરજ હું ગુંથી દઇશ. માટે નચિંત રહેજો, કૅશિયો; કારણકે તારો વકીલ તારો મુકદ્દમો ફેંકી દેતાં પેહેલાં મરી જાય તે ભલે, પણ મુકદ્દમો છોડશે નહિ.

**ઇમિલિયા.**—બાઇસાહેબ, આ મારા શેઠ આવેછે.

**કૅશિયો.**—બાઇ, હું રજા લઇશ.

**ડેઝડિમોના.**—ઉભા રહો, અને હું કહું તે સાંભળો.

**કૅશિયો.**—બાઇ, હમણાં નહિ; અત્યારે હું ઘણો અસ્વસ્થ છું, મારા પોતાના કામને માટે પણ નાલાયક છું.

**ડેઝડિમોના.**—ભલે ત્યારે, ઠીક લાગે તેમ કરો.

(કૅશિયો જાયછે.)

(ઓથેલો અને ઈયાગો પ્રવેશ કરેછે.)

**ઈયાગો.**—અંહ! એ મને ઠીક નથી લાગતું.

**ઓથેલો.**—શું કહેછે?

**ઇયાગો.**—કાંઇ નહિ, સાહેબ; અથવા જો—પણ કાંઇ નહિ.

**ઓથેલો.**—મારી સ્ત્રી પાસેથી ચાલ્યો ગયો એ કૅશિયો હતો કે નહિ?

**ઇયાગો.**—કૅશિયો, સાહેબ! નહિ જ; હું નથી ધારતો કે આપને આવતા જોઈને એ ગુન્હેગારની માફક છાનોમાનો નાશી જાય.

**ઓથેલો.**—હું તો માનુંછું કે એ જ હતો.

**ડેઝડિમોના.**—કેમ છે, મારા નાથ! જે માણસ તમારી નાખુશીથી લેવાઇ ગયોછે, એ અરજદારની સાથે હું તો અહીં વાત કરતી હતી.

**ઓથેલો.**—તમે કોની વાત કરોછો?

**ડેઝડિમોના.**—તમારો સુબેદાર કૅશિયો વળી. મારા વહાલા નાથ, તમને અસર કરવા જેટલાં મારામાં કાંઇ લાવણ્ય કે સામર્થ્ય હોય, તો એના હાલના અનુનય સ્વીકારો; જાણીજોઈને નહિ, પણ જે અજાણતાં ભૂલ કરેછે એવો એ ન હોય, અને જેનો સાચો પ્રેમ આપના ઉપર છે એવો એ ન હોય, તો પ્રમાણિક ચેહેરાની મને પરીક્ષા નથી એમ જાણજો. હું વિનવુંછું કે એને પાછો બોલાવો.

**ઓથેલો,**—હમણાં જ તે અહીંથી ગયો?

**ડેઝડિમોના.**—હમણાં જ ગયો; એવો દીન બનીને કે એની સાથે ભોગવવાને એની દિલગીરીનો થોડો ભાગ પણ એ મારી પાસે મૂકી ગયોછે. પ્રાણપ્રિય, બોલાવો એને પાછો.

**ઓથેલો.**—પ્રિય ડેઝડિમોના, હમણાં નહિ; બીજી કોઈ વખતે વાત.

**ડેઝડિમોના.**—પણ થોડા જ વખતમાં?

**ઓથેલો.**—મીઠી, તારી ખાતર જેમ બને તેમ જલદી.

**ડેઝડિમોના.**—આજ રાતે વાળુ વખતે?

**ઓથેલો.**—ના, આજ રાતે નહિ.

**ડેઝડિમોના.**—કાલે ભોજન વખતે, ત્યારે?

**ઓથેલો.**—હું ઘેર નથી જમવાનો; કિલ્લામાં કપ્તાનોને મળવાનું છે.

**ડેઝડિમોના.**—ત્યારે કાલ રાતે, અથવા મંગળવારે સવારે, અથવા મંગળવારે બપોરે કે રાતે, કે બુધવારે સવારે; હું વિનવુંછું કે વખત

આપો, પણ ત્રણ દિવસથી વધારે નહિ. ખરેખર, એ પસ્તાવો કરેછે; અને છતાં એનો ગુન્હો, અમારી સામાન્ય સમજણ પ્રમાણે તો—લોકો કહેછે કે લડાઈમાં સર્વોત્તમ પુરૂષો ઉપરથી જ દૃષ્ટાંત બેસાડવું જોઇએ, તે સિવાય,—ખાનગીમાં ઠપકો આપીએ એવો પણ નથી. ક્યારે એ આવશે? કહો, ઓથેલો; મારા અંતરમાં મને અચંબો થાયછે કે તમે જે માગો તેની હું ના પાડું કે આમ આનાકાની કરૂં. શું! માઇકલ કૅશિયો, કે જે આપણો પ્રેમ બંધાતો હતો ત્યારે તમારી સાથે આવતો હતો, અને જ્યારે હું તમને વખોડતી, ત્યારે વારંવાર તમારી તરફેણ કરતો,—એને પાછો બોલાવવા આટલું કરવું પડે! ખરૂં કહુંછું, કે હું તો ઘણું કરૂં—

**ઓથેલો.**—વારૂ, હવે વધારે ન કહો: એની મરજી હોય ત્યારે ભલે એ આવે; હું તને કશાની ના પાડીશ નહિ.

**ડેઝડિમોના.**—વળી, આ કાંઇ મોટી બક્ષીસ નથી; એતો જાણે તમારાં મોજાં હાથમાં ઘાલવાનું હું કહેતી હોઉં, અથવા તો પુષ્ટિકારક ખોરાક લેવાનું, કે ગરમ કપડાં પેહેરવાનું, કે તમારા પોતાના જ અંગને ખાસ ફાયદો કરવાનું, કહેતી હોઉં, તેવું છે: નહિ, તમારા પ્રેમને કસોટીએ ચડાવવાના ઇરાદાથી હું કાંઇ અરજ કરીશ, ત્યારે તો એ ભારે વજનથી ભરેલી અને ઉપડે નહિ એવી હશે, અને સ્વીકારવામાં મોટી અડચણ આવે એવી હશે.

**ઓથેલો.**—હું તને કશાની ના પાડીશ નહિ; અને હવે એટલું માગું છું કે થોડો વખત સુધી મને એકલો રહેવા દે.

**ડેઝડિમોના.**—હું તમને ના પાડીશ? નહિ; જાઉંછું, મારા નાથ.

**ઓથેલો.**—જા, મારી ડેઝડિમોના; હમણાં જ હું તારી પાસે આવુંછું.

**ડેઝડિમોના.**—ઇમિલિયા, ચાલ.—તુરંગને વશ બની તમારે થવું હોય

તેવા થાઓ; મારા સેવા-ધર્મમાં હું તત્પર છું.

(ડેઝડિમોના અને ઇમિલિયા જાયછે.)

**ઓથેલો.**—અનુપમ લુચ્ચી*! તારા ઉપર મારો પ્રેમ જ છે, ભલે મારો આત્મા નરકમાં જાય! અને જ્યારે હું તારા ઉપર પ્રેમ નહિ રાખું, ત્યારે અપૂર્વ અંધાધુની આવેછે.

**ઇયાગો.**—મારા સુજ્ઞ સરદાર,—

**ઓથેલો.**—શું કહેછે, ઇયાગો?

**ઇયાગો.**—જ્યારે મારી બાઇ સાથે તમારે પ્રેમ બંધાતો હતો, ત્યારે તમારા પ્રેમની માઇકિલ કૅશિયોને ખબર હતી?

**ઓથેલો.**—હતી, પેહેલેથી તે છેવટ સુધી; શામાટે તું પુછેછે?

**ઇયાગો.**—માત્ર મારા વિચારને સંતોષવા; બીજું વધારે એમાં નથી.

**ઓથેલો.**—શામાટે સંતોષવા કાજે, ઇયાગો?

**ઇયાગો.**—એમને એ ઓળખતો હશે એમ મેં નો'તુ ધાર્યું.

**ઓથેલો.**—હા, ઓળખતો હતો, અને વારંવાર અમારા બંનેના સંદેશા લઇ જતો લાવતો.

**ઇયાગો.**—સાચું કહોછો!

**ઓથેલો.**—સાચું કહોછો! હા, સાચું કહુંછું; એમાં કાંઇ તને જણાયછે? એ સાચાદિલનો નથી?

**ઇયાગો.**—સાચાદિલનો, સાહેબ?

**ઓથેલો.**—સાચાદિલનો! હા, સાચાદિલનો.

---

* મૂળમાં Wretch શબ્દ છે. આ શબ્દ ઉપર ટીકા કરતાં જૉન્સન કહેછે: "ઇંગ્લાંડના કેટલાક ભાગમાં આ શબ્દ નર્મ અને પ્રેમી કોમળતાનો શબ્દ છે. જેમાં કદાચ સઘળી કોમળતા આવી જાયછે એવા ધ્વનિ સહીત પ્રેમ-યોગ્યતાની, નિર્બળતા, નાજુકતા, અને રક્ષણ-રહિતતાની અત્યંત હદ્દ બતાવતો આ શબ્દ છે." કોલિયર કહેછે: "જ્યારે, પ્રેમ, પ્રશંસા અને આનંદને સૂચવનારા શબ્દોમાં અપૂર્ણતા લાગેછે, ત્યારે વહાલના આવા શબ્દોનો પ્રયોગ થાયછે." કવિ નર્મદાશંકરે આ શબ્દ (લુચ્ચી) આવાજ કાંઈ અર્થમાં તેમનાં 'કુસુદચંદ્ર'માં વાપર્યોછે, જેથી આ પ્રયોગ મેં અહીં કર્યોછે.

ઇયાગો.—સાહેબ, હું શું જાણું.

ઓથેલો.—તારા મનમાં શું છે?

ઇયાગો.—મનમાં, સાહેબ!

ઓથેલો.—મનમાં, સાહેબ! ઈશ્વરાજ્ઞા, કેમ જાણે કે બતાવવામાં પણ અતિ ભયંકર હોય એવો કોઇ રાક્ષસ એના વિચારમાં હોય, તેમ એ મારો પ્રતિધ્વનિ કરેછે.—તારા મનમાં કાંઇક છે જ. જ્યારે કૅશિયો મારી સ્ત્રી પાસેથી ઉઠી ગયો, ત્યારે એ તને ઠીક ન લાગ્યું, એમ બોલતો મેં તને હમણાં જ સાંભળ્યો. શું ઠીક ન લાગ્યું? અને જ્યારે મેં તને કહ્યું કે અમારા પ્રેમના આખા પ્રવાહનો એ ભેદુ હતો, ત્યારે 'સાચું કહોછો!' તું બોલી ઉઠયો. અને કેમ જાણે કે એ વખતે કોઇ વિકાળ વિચાર તારા મગજમાં તેં પૂરી રાખ્યો હોય તેમ તારૂં કપાળ તેં આમ તેમ સંકોચ્યું અને સંકોડયું. જો તારો પ્રેમ મારા ઉપર હોય, તો તારો વિચાર મને જણાવ.

ઇયાગો.—સાહેબ, તમે જાણોછો કે મારો પ્રેમ તમારા ઉપર છે.

ઓથેલો.—હું ધારૂંછું કે છે. અને હું જાણુંછું કે તું પ્રેમ અને સાચનો ભર્યોછે, અને બોલ્યા પેહેલાં શબ્દોને તું સારીપેઠે તોળી જુએછે, એથી જ કરીને તારી આ આનાકાનીઓ મને વધારે વધારે ધાસ્તી ઉપજાવે છે; કારણકે જુઠા હરામી લુચ્ચામાં આવી બાબતો પ્રેમના પ્રપંચ હોયછે, પણ જે માણસ પ્રમાણિક છે તેમાં તો જેને મન કબજે રાખી શકતી નથી એવી અંતરમાંથી ઉદ્ગાર કાઢતી ગુપ્ત આનાકાનીઓ આ હોયછે.

ઇયાગો.—માઇકલ કૅશિઓના સબંધમાં, હું સમ ખાઇને કહુંછું કે એ પ્રમાણિક છે એમ હું ધારૂંછું.

ઓથેલો.—હું પણ એમ જ ધારૂંછું.

**ઇયાગો.**—દેખાયછે તેવાં મનુષ્યો હોવાં જોઇએ; અથવા જેઓ એવાં ન હોય, તે કાંઈ દેખાતા જ ન હોય તો સારૂં?

**ઓથેલો.**—ખરૂં છે, માણસો જેવાં દેખાયછે તેવાં હોવાં જ જોઇએ.

**ઇયાગો.**—ત્યારે તો, હું ધારૂંછું કે કૅશિયો સાચાદિલનો માણસ છે.

**ઓથેલો.**—નહિ, હજી આમાં કાંઇક વિશેષ છે. હું તને વિનવુંછું કે તારા મનમાં જેવું આવેછે તેવુંજ, જેવો તું વિચાર કરેછે તેવુજ, મને કહી દે, અને તારા ખરાબમાં ખરાબ વિચારને ખરાબમાં ખરાબ શબ્દમાં બોલ.

**ઇયાગો.**—ક્ષમા કરો, મારા સાહેબ; જો કે કર્ત્તવ્યના દરેક કર્મમાં હું આપનો વેચાણ છું, તથાપિ જેમાં ગુલામો પણ સ્વતંત્ર હોયછે તેમાં હું બંધાએલો નથી. મારા મનના વિચાર બોલું! ધારો કે તેઓ નીચ અને જુઠા છે,—કારણકે એવો મેહેલ કયો છે કે જેમાં ભ્રષ્ટ વસ્તુઓ કોઇ કોઇ વખતે પેસી જતી નથી? એવી કોની છાતી પવિત્ર છે કે જેમાં અપવિત્ર વેહેમો કાયદાના દિવસો નથી રોકતા, અને વાજબી વિચારોની પડખેજ દરબાર ભરી નથી બેસતા*?

**ઓથેલો.**—ઈયાગો, તારા મિત્રનું અનિષ્ટ થએલું તું ધારતો હો અને તારા વિચારથી એના કાનને અજાણ્યા રાખ, તો તારા મિત્રની સામે તું કોભાંડ કરેછે.

**ઈયાગો.**—હું આપને ખાસ વિનતિ કરૂંછું—જોકે† કદાચ મારૂં અનુ-

* "એવી કોની છાતી પવિત્ર છે કે જેમાં નુકસાનકારક વેહેમો કોઈ કોઈ વખત નથી પેસતા, બીજાનો ન્યાય કરવાને દરબાર નથી ભરતા, અને વધારે વાજબી વિચારોની પડખોપડખ, કેમ; જાણે કે ન્યાયની ખુરશીઓમાં બેઠા હોય તેમ, નથી બેસતા?" (કલાર્ક.)

† આ વાકય ઉપર ટીકા કરતાં મેલોન કહેછે: "વિરૂદ્ધતા સૂચવનારો અવ્યય 'જોકે' ખરેખર અહીં બહુ યોગ્ય રીતે વપરાયો નથી." ડટન કહેછે: "'જોકે' ને બદલે 'કારણકે' કે 'જ્યારે' એવું કાંઈક જોઈએ. મેલોન જેને ખંતથી ઉપજાવેલું

માન અપૂર્ણ છે, કારણકે હું કબુલ કરૂંછું કે મારા સ્વભાવની પીડા જ એ છે કે બીજાનાં છિદ્રો જોવાં, અને ઘણીવાર ન હોય ત્યાં મારી મત્સર બુદ્ધિ દોષ જુએછે—કે હજી તમારૂં ડાહાપણ, જે માણસ આવી અપૂર્ણ રીતે વિચાર કરેછે તેની ગણના નહિ કરે, અને એના છુટા છવાયા અને અચોકસ અવલોકન ઉપરથી પોતાને માથે સંકટ વ્હોરી નહિ લે. મારા વિચાર જણાવવામાં આપની સ્વસ્થતા નથી, હિત નથી, તેમ તેમાં મારી માણસાઈ, ડાહાપણ કે પ્રમાણિકતા નથી.

**ઓથેલો.**—તારે શું કહેવુંછે?

**ઇયાગો.**—મારા વહાલા સાહેબ, સ્ત્રીમાં અને પુરૂષમાં સારૂં નામ એ તેમના આત્માનું ખરેખરૂં જવાહેર છે. જે મારી લક્ષ્મી ચોરેછે, તે મારી બલા વ્હોરેછે. એ કાંઇક છે, પણ નહિવત્ છે. મારી, તેની અને હજારોની એ ગુલામ થયેલીછે. પણ મારૂં સારૂં નામ જે મારી પાસેથી ઝુંટવી લેછે, તે મારી પાસેથી એવી વસ્તુ લૂટી લેછે કે જેના વડે એ તાલેવંત નથી થતો, પણ મને તો ખરેખર નિર્ધન બનાવી દેછે.

**ઓથેલો.**—ઇશ્વરાજ્ઞા, હું તારા વિચાર જાણીશ.

**ઇયાગો.**—તમારા હાથમાં મારૂં અંતઃકરણ હોય, તોપણ તમારી મગદુર નથી; અને જ્યાંસુધી એ મારા કબજામાં છે, ત્યાંસુધી તમને જણાવવા નથી.

---

ગરબડવાળું વાક્ય કહેછે, તેમાં આપણે કોઈ અંતર-વાક્ય ધારી લઈએ. તે આમ:—હું વિનતિ કરૂંછું—જોકે કદાચ મારા અનુમાનમાં હું ખોટો છું, (કારણકે હું કબુલ કરૂંછું કે કાલ્પનિક દોષો જોવાનો મારા સ્વભાવનો હેવા છે, અને જેની હયાતી ખરેખર ન હોય, એવા દોષોને મારી વેહેમી કલ્પના આકૃતિ આપેછે,)—અને એટલા માટે એવી વિનતિ આપ જેવા મારા કરતાં વધારે ડાહ્યાને બીનઉપયોગી છે,—તેની, મારા જેવા દોષિત કલ્પનાવાળાની, કલ્પના આપે ધ્યાનમાં ન લેવી, અને એવા માણસનાં બીનપાયાદાર અવલોકનમાંથી આપે પોતે સંકટ વ્હોરી ન લેવું."

ઓથેલો.—અહા!

ઇયાગો.—મારા સાહેબ, મત્સરથી સંભાળજો! માંજરી આંખવાળો એ રાક્ષસ જે ખોરાક ઉપર જીવેછે તેને જ હસેછે*. એ ભડવો સુખી છે કે જે, પોતાના નસીબનો જાણીતો થઇને, પોતાના દગો દેનારને ચાહતો નથી; પણ, અફસોસ, જે એના ઉપર ગાંડો ગાંડો થઈ જાયછે, છતાં વેહેમાયછે, વેહેમાયછે, છતાં તીવ્ર પ્રેમ રાખેછે, તેની એક એક ક્ષણ કેવી વેદનામય જાયછે!

ઓથેલો.—અરે દુર્દશા!

ઇયાગો.—ગરીબ અને સંતોષી પૈસાદાર છે, અને એજ ખરેખરો પૈસાદાર છે; પણ પોતે ગરીબ થઇ જશે એવી ધાસ્તી જેને નિરંતર રહેછે, તેની અઢળક દોલત પણ શિયાળાના જેવી કંગાળ છે. ભલા ભગવાન, મારી આખી જાતના આત્માઓનું મત્સરથી રક્ષણ કરજે.

ઓથેલો.—શામાટે, શામાટે, આ બધું? ચંદ્રની કળાની વધઘટનું અનુસરણ કરી નવાનવા વેહેમ લઇ સંશયનું જીવન હું જીવીશ એમ તું ધારેછે? નહિ; એક વખત વેહેમ આવ્યો કે તેનો નિવેડો તુરત લાવવાનો છે: તારા અનુમાનોની સાથે, આવી ખાલી અને ફુલેલી કલ્પનામાં મારા આત્માના કાર્યને જ્યારે હું વાળીશ, ત્યારે તો તું મને બોકડો ધારી લેજે. મારી સ્ત્રી સુંદર છે, પરોણાગત સારી રીતે કરેછે, માણસવલી છે, બોલવે છુટીછે, ગાયછે, બજાવેછે, અને નાચેછે સારૂં; આમ કહેવાથી એ દુરાચારી છે, એમ મને મનાવી શકાશે નહિ; જ્યાં સદ્‌ગુણ છે, ત્યાં આ ગુણો વધારે શોભેછે; તેમ મારી પોતાની લાયકાત નિર્બળ છે તેથી પણ એની ભ્રષ્ટતાની તલ-

---

* 'જે પુરૂષ મત્સરને પોતાનું મન આધીન કરેછે, તેને નિરંતર વેહેમના નવા નવા દેખાવથી છેતરીને, અને તેની તીવ્ર લાગણીઓથી આનંદ ભોગવીને, મત્સર હસેછે.' (ઉટન.) ખોરાક=મત્સરને આધીન થયેલો માણસ પોતે."

માત્ર ધાસ્તી કે સંશય મને આવશે નહિ; કારણકે એને આંખો હતી, અને મને જોયોછે. નહિ, ઈયાગો! વેહેમાયા પેહેલાં હું તપાસ કરીશ; જ્યારે હું વેહેમાઉંછું, ત્યારે એક નિશ્ચય કરૂંછું; અને નિશ્ચય થયો કે પછી કાંતો પ્રેમ નહિ અને કાંતો વેહેમ નહિ—આના કરતાં ઓછું કે વધતું બીજું કાંઈ નહિ.

ઈયાગો.—એ સાંભળીને હું ખુશી થાઉંછું; કારણકે તમારા ઉપર મારો જે પ્રેમ છે, અને તમારા પ્રત્યે મારૂં જે કર્ત્તવ્ય છે તે હવે ખુલ્લા દિલથી તમને બતાવી આપવાને મારામાં હુશિયારી આવેછે: એટલામાટે, હું આ બોલુંછું તે સ્વીકારો, કારણકે હું આપથી બંધાએલોછું. હજી હું સાબીતિની વાત કરતો નથી. તમારી સ્રી ઉપર નજર રાખજો; કૅશિયોની સાથે એ હોય ત્યારે એનું બારીક અવલોકન કરજો; વેહેમીએ નહિ અને વેહેમ વિનાનીએ નહિ,—એવી તમારી આંખ રાખજો. તમારા ભોળા અને ઉદાર સ્વભાવની સ્વાભાવિક ઉદારતાનો ગેરઉપયોગ થાય એ હું નથી ઇચ્છતો; નજર રાખજો. મારા દેશનો સ્વભાવ હું સારી રીતે ઓળખુંછું: વેનિસમાં જે ચેષ્ટા પોતાના સ્વામીને બતાવવાની હિંમત સ્રીઓને થતી નથી, તે ઈશ્વરનેજ જોવા દેછે; એમની ખરેખરી ઇમાનદારી કામ અધુરૂં રાખવામાં નથી હોતી, પણ ગુપ્ત રાખવામાં હોયછે.

ઓથેલો—એવું તું કહેછે?

ઇયાગો.—તમને પરણતાં એના બાપને એણે છેતર્યો જ; અને જ્યારે તમારાં ચક્ષુઓથી ધ્રુજતી અને બ્હીતી જણાઈ, ત્યારે જ એને તે અત્યંત વહાલાં લાગ્યાં.

ઓથેલો.—અને એમ તો હતું.

ઈયાગો.—જાઓ, જાઓ, ત્યારે; આટલી નાની છતાં બાજની* પેઠે

* મૂળમાં (Oak) શબ્દ છે, પણ સ્ટૉન્ટન અને બીજા અર્દી બાજનું અનુમાન કરેછે. બાજને માટે જુઓ ટીકા આગળ પાને ૩૦ મે.

પોતાના બાપની આંખો શીવી લેવા જે દેખાવ કરી શકી,—એણે તો ધાર્યું કે એ મેલી-વિદ્યા હતી—પણ હું ઘણો ઠપકાપાત્ર છું; તમારા ઉપર અત્યંત પ્રેમ રાખવા માટે હું નમ્રતાથી તમારી માફી માગુંછું.

**ઓથેલો.**—હમેશને માટે હું તારો ઉપકારી છું.

**ઈયાગો.**—આથી તમારા જીવને જરીક માઠું લાગ્યુંછે એ હું જોઉંછું.

**ઓથેલો.**—જરાએ નહિ, જરાએ નહિ.

**ઈયાગો.**—ખરેખર, મને ધાસ્તી રહેછે કે લાગ્યુંછે. હું આશા રાખુંછું કે હુ જે બોલુંછું તે મારા પ્રેમનું પરિણામ છે એમ આપ ગણશો. પણ હું જોઉંજછું કે તમારા મનમાં ક્ષોભ ઉત્પન્ન થઇ ગયોછે. હું આપને વિનવિને કહુંછું કે મારા ભાષણને સંશય કરતાં વધારે વિપરિત અર્થે કે વધારે અમર્યાદ પરિણામે આપે ન ખેંચી જવું.

**ઓથેલો.**—નહિ ખેંચું.

**ઇયાગો.**—સાહેબ, જો એમ તમે કરો, તો જે ઇરાદો મારા વિચારમાં પણ નથી એવી નીચ સફળતામાં મારૂં બોલવું આવી જાય. કૅશિયો મારો સુજ્ઞ મિત્ર છે—મારા સાહેબ, હું જોઉંછું કે તમારા મનમાં ક્ષોભ ઉત્પન્ન થયોછે.

**ઓથેલો.**—નહિ, બહુ નથી થયો; ડેઝડિમોના પવિત્ર નથી એમ હું નથી ધારતો.

**ઈયાગો.**—એવી એ ચિરંજીવ રહે! અને એવું ધારતા આપ ચિરંજીવ રહો!

**ઓથેલો.**—અને છતાં, પોતાથી ભટકતી કુદરત કેવી રીતે—

**ઇયાગો.**—હં, એજ વાત છે; કારણકે—આપની પાસે હિંમતથી બોલું તો—પોતાના દેશનાં વર્ણ* અને બરોબરીનાં આવેલાં માગાંથી

* વર્ણ—શરીરનો રંગ. સિવાય, ક્લાર્ક કહેછે કે ઇટાલિયન અને હબસી લોકોના સ્વભાવમાં રહેલા તફાવતની પણ આમાં સૂચના છે.

ન પીગળવું, કે જે સઘળી વસ્તુમાં આપણે જાણીએ છીએ કે કુદરતનું વલણ હોય છે—છીહ! આવી વિષયાંધ વાસનામાં કોઇને નીચ વિષમતાની*, અસ્વભાવિક વિચારોની, દુર્ગંધ આવે.—પણ મને ક્ષમા કરો; હું એને સ્પષ્ટ ઉદ્દેશીને બોલતો નથી, જોકે કદાચ મને ધાસ્તી તો રહે કે એની વાસના વળી વધારે સારા વિવેકે પાછી ફરે, અને પોતાના દેશના રૂપ સાથે તમને સરખાવતાં કદાચ કરેલા કાર્યનો પસ્તાવો પામે.

**ઓથેલો.**—રામરામ, રામરામ: જો કાંઈ વધારે તને સમજાય તો એ વધારે મને જણાવજે. એનું અવલોકન કરવા તારી સ્ત્રીને પ્રેરજે: ઇયાગો, મને છોડી જતો રહે.

**ઇયાગો.**—(જતાં જતાં) સાહેબ, હું રજા લઉંછું.

**ઓથેલો.**—શામાટે હું પરણ્યો? આ સાચના કટકા જેવો માણસ બેશક કહેછે તેના કરતાં વધારે જુએછે અને જાણેછે.

**ઇયાગો.**—(પાછો આવીને) સાહેબ, મને લાગેછે કે હાલ આથી વધારે તપાસ નહિ કરવાની હું આપને વિનતિ કરતો જાઉં; વખતને એ વાત સોંપી દો. જોકે કૅશિયોને પોતાની જગાએ પાછો નીમી દેવો એ ઉચિત છે, કારણકે ઘણી પ્રવીણતાથી એ પોતાનું કામ બજાવેછે, છતાં, થોડો વખત એને એથી દૂર રાખવાને જો આપ મેહેરબાની કરશો, તો એથી આપ એને અને એના સાધનોને સમજી શકશો. જો એની ફરી નેમણુકને માટે તમારી પત્ની કાંઇપણ તીવ્ર અને વેગવાન આગ્રહથી પ્રયત્ન કરે, તો એ વાત લક્ષમાં રાખજો; એમાંથી ઘણું સમજાશે. દરમ્યાન, મારી ધાસ્તીમાં મને વધારે પડતો ધારજો,—અને એમ છે એમ ધારવાને મને વાજબી

---

* "જુવાન સ્ત્રી કનેથી જેની આશા રાખવામાં આવેછે તે અને તેની વર્તણુકમાંથી પ્રતીત થતી તેના વિકારોની પ્રબળતા,—એ બન્નેની એકતાની ખામી" (ડેટન) માટે વિષમતા.

કારણ છે—અને એને* નિરપરાધી ધારજો, એ પ્રાર્થના આપને મારે કરવી જ જોઇએ.

**ઓથેલો.**—મારી વ્યવસ્થાની ફિકર ન રાખ.

**ઈયાગો.**—હું ફરીને રજા લઉંછું.

(જાયછે.)

**ઓથેલો.**—આ માણસ સાવ સાચનો કટકો છે, અને લોકવ્યહવારનાં સઘળાં રૂપાંતર અનુભવપૂર્વક જાણેછે. જો એ ખરેખરૂં જંગલી બાજ જ સિદ્ધ થાય, તો તેની પટીઓ† જોકે મારા હૃદયનાં અમૂલ્ય તંતુઓ હોય તોપણ હું તેને શીતકારી કાઢીશ અને ભાગ્યેભળતું ભોગવી લેવા વાતે પવને ઉડાડી મૂકીશ.‡ કદાચિત્, હું કાળો છું અને મંત્રીઓના જેવી વાતચિતની કોમળતા મારામાં નથી, અથવા તો કદાચ હું વયની ખીણમાં નીચે ઉતરી ગયોછું,—છતાં એ પણ બહુ નથી,—તેથી એ હાથથી ગઇછે. હું કલંકિત થયોછું; અને એના ઉપર અભાવ લાવવામાં મારો આરામ હોવો જોઇએ. અરે લગ્નની આપદા, કે આ નાજુક પ્રાણીઓને આપણે આપણાં કહી શકીએ, પણ તેમની વાસનાને નહિ! જે વસ્તુ ઉપર મારો પ્રેમ છે, તે વસ્તુમાં બીજાના ઉપયોગને માટે ખૂણો રાખવા કરતાં હું દેડકો થયો હોત અને બંદીખાનાની હવા ઉપર ગુજર્યો હોત તો વધારે

---

* ડેઝડિમોનાને.

† "બાજને દરેક પગે ચામડાની ઝીણી પટીઓ બાંધવામાં આવતી હતી, અને તેના બીજા બે છેડા એક અંકોડાને વળગાડવામાં આવતા હતા, અને તેના ઉપર વાધરીનો આધાર રાખવામાં આવતો હતો. જ્યારે બાજને ઉડાડવામાં આવતું, ત્યારે વાધરી અને અંકોડો છોડી નાખવામાં આવતાં, અને પેલી ચામડાની પટીઓ અને કડીઓ બાજ ઉપર રહેતાં." (ડેટન).

‡ "બાજના ઉડાડનારાઓ હમેશાં બાજને સામે પવને ઉડાડેછે; જો પછવાડે પવન હોય, અને તેને ઉડાડવામાં આવે, તો કવચિત્ જ એ પાછું ફરેછે. એટલામાટે, જો કોઈ બાજને છોડી મૂકવાનું હોય, તો તેને વાતે પવને ઉડાડવામાં આવતું, અને એ વખત એ ગમે ત્યાં જઇ ભાગ્યેભળતું ભોગવી લેતું." (જૉન્સન).

ઠીક હતું. તથાપિ, મોટાઓની એ વિપત્તિ છે; હલકા કરતાં તેઓ તેમાંથી ઓછા મુક્ત છે; મરણની પેઠે એ રેખા પણ અનિવાર્ય છે; જ્યારથી આપણો ગર્ભ રહેછે ત્યારથી જ એ શિંગડીઓ રોગ આપણા કપાળે ચોંટયો હોયછે.—ડેઝડિમોના આવે છે.

(ડેઝડિમોના અને ઇમિલિયા પ્રવેશ કરેછે.)

જો એ બેવફા હોય, તો, અરે, પછી પરમેશ્વર પોતે જ પોતાનું પરિહાસ કરેછે! હું એ માનીશ નહિ.

**ડેઝડિમોના.**—કાં, કેમ છે, મારા વહાલા ઓથેલો? તમારૂં ભોજન, અને તમે નોતરેલા માનવંતા ટાપુવાસીઓ, તમારી રાહ જુએછે.

**ઓથેલો.**—દોષ એમાં મારો જ છે.

**ડેઝડિમોના.**—આમ ઢીલું કેમ બોલોછો? તમને ઠીક નથી?

**ઓથેલો.**—આ અહીં મારૂં કપાળ દુઃખેછે.

**ડેઝડિમોના.**—ખરેખર, એ ઉજાગરાને લીધે છે; હમણાં એ મટી જશે; મને જરા એ સખત બાંધવા દો અને હમણાં જ એ મટી જશે.

**ઑથેલો.**—તમારો રૂમાલ બહુ નાનો છે;

(રૂમાલ એ આઘો ફેંકી દેછે; અને ત્યાં પડયો રહેછે.)

ભલે રહ્યો. ચાલો, હું તમારી જોડે આવુંછું.

**ડેઝડિમોના.**—તમને ઠીક નથી એ જાણીને મને ઘણી દિલગીરી થાયછે.

(ઓથેલો અને ડેઝડિમોના જાયછે.)

**ઇમિલિયા.**—આ રૂમાલ મને મળ્યો તેથી હું રાજી થાઉંછું. હબસી પાસેથી એને મળેલી આ પ્રથમ યાદગીરી છે: મારા તુરંગી વરે આ ચોરી લાવવાની મને સેંકડોવાર માગણી કરીછે; પણ હમેશાં એ પોતાની પાસે રાખવાના હબસીએ એને સોગન દીધા 'હતા, તેથી આ પ્રેમ—ચિહ્નને એ એવી તો ચાહતી હતી કે તેની સાથે વાત કરવા અને આલિંગન આપવા એ હમેશાં પોતાની પાસે જ રાખતી હતી. એનું ભરતકામ હું કરાવી લઇશ, અને ઇયાગોને આપીશ.

એને એ શું કરશે, તે તો પરમેશ્વર જાણે, હું નથી જાણતી. માત્ર એના તુરંગને હું રાજી રાખું છું, સિવાય હું જાણતી નથી.

(ઇયાગો પ્રવેશ કરેછે).

**ઇયાગો.**—કાં, કેમ છે! અહીંઆં એકલાં શું કરોછો?

**ઇમિલિયા.**—વઢશો નહિ; તમારે માટે મારી પાસે કાંઇક વસ્તુ છે.

**ઇયાગો.**—મારે માટે કાંઇક વસ્તુ? એ તો સાધારણ વસ્તુ છે—

**ઇમિલિયા.**—હા!

**ઇયાગો.**—કે બેવકુફ બાઇડી મળે.

**ઇમિલિયા.**—હાંઉં એટલુંજ કે? પેલો રૂમાલ હું તમને આપું તો શું મને આપશો?

**ઇયાગો.**—કયો રૂમાલ?

**ઇમિલિયા.**—કયો રૂમાલ! વળી, હબસીએ પ્રથમ ડેઝડિમોનાને આપ્યો છે તે; તમે મને જે વારંવાર ચોરી લાવવાનું કહેતા હતા તે.

**ઇયાગો.**—એની કનેથી ચોરી લીધો છે?

**ઇમિલિયા.**—નહિ જ: ભૂલથી એણે પડયો મૂકયો, અને તાકડે હું હાજર હોવાથી મેં લઇ લીધો. આ રહ્યો, જુઓ.

**ઇયાગો.**—બહુ સુચ્ચી; લાવ જોઇએ.

**ઇમિલિયા.**—એટલી આતુરતાથી તમે મને એ લઇ આવવાનું કહેતા હતા, તે એનું તમે શું કરશો?

**ઇયાગો.**—(ઝડપી લઇને) વળી, તારે તેનું શું કામ છે?

**ઇમિલિયા.**—કોઇ અગત્યનું કામ ન હોય, તો મને એ પાછો આપો. ગરીબ બાપડી, જ્યારે એને નહિ જડે, ત્યારે એ ગાંડી થઇ જશે.

**ઇયાગો.**—તું તારે અજાણી થઇ જજેને, મારે તેનું કામ છે. જા, જતી રહે. (ઇમિલિયા જાયછે) આ રૂમાલ હું કૅશિયોના ઉતારામાં પડયો મૂકીશ, અને એને જડવા દઇશ. વેહેમી મનને પવન જેવી હલકી હકીકતો પુરાણના પૂરાવા જેવી મજબુત સાબીતિઓ

થઈ પડેછે; આનાથી કાંઇક નહિ ને કાંઈક થશે. મારા ઝેરથી હબસી ક્યારનો બદલાતો જાયછે. ઘાતક વિચારો સ્વભાવથીજ ઝેરી હોયછે, જેના ઝેરનો સ્વાદ પ્રથમ તો ભાગ્યે જ જીભને જણાયછે, પણ જરીક લોહીમાં પેઠા પછી ગંધકની ખાણની માફક બળેછે.—એમજ મેં કહ્યું હતું; જુઓ, એ આવેછે ત્યાં!

(ઓથેલો પ્રવેશ કરેછે).

અફીણ, ભાંગ કે દુનિયાના સઘળા માદક પદાર્થો, તને કાલે આવી હતી તેવી મીઠી નિદ્રા લાવવામાં હવે કાર કરશે નહિ.

**ઓથેલો.**—અહા! અહા! મને બેવફા?

**ઇયાગો.**—કાં, કેમ છે, સાહેબ! હવે એ વાતની ચોળાચોળ નહિ.

**ઓથેલો.**—એના ગુપ્ત જારકર્મનું મને શું જ્ઞાન હતું? મેં એ જોયું નહિ, ધાર્યું નહિ, એનું દુઃખ મને થયું નહિ: બીજી રાતે હું નિરાંતે ઉંઘ્યો, આનંદી અને હસમુખો રહ્યો: કૅશિયોનાં આલિંગન એના હોઠ ઉપર મને ન મળ્યાં: જે લૂટાયોછે, તેને ચોરાએલી વસ્તુની જરૂર ન હોય તો ચોરીની વાત એને ન જણાવો, અને એ ચોરાયો જ નથી એમ એને લાગશે.

**ઇયાગો.**—આવું સાંભળીને હું દિલગીર થાઉંછું.

**ઓથેલો.**—આખી છાવણીએ, આગેવાનોએ* અને બધાએ, એના મનહર શરીરનો સ્વાદ ચાખ્યો હોત, પણ મને તેની ખબર નહોતી, ત્યાંસુધી હું સુખી હતો. અરે! હવે શાંત મનને કાયમની સલામ! સંતોષને સલામ! કલગીદાર ઘોડેસ્વારોને, અને મહદ્ આકાંક્ષાનો સદ્ગુણ બનાવનારી મોટી મોટી લડાઇઓને, છેલ્લા સલામ! હણહણતા તોખારને, તીવ્ર રણશીંગાને, આત્માને ઉશ્કેરી

* લશ્કરની આગળ ચાલનારા સિપાઈઓ, જેનું કામ આગળ ચાલી રસ્તો સાફ કરવાનું હોયછે તે.

મૂકતા નગારાંને, કાનને ભેદી નાખતી ભેરને, બાદશાહી વાવટાને, અને મગરૂરી, ભપકો, અને કીર્તિમંત્ લડાઇનો સઘળો ડોળડમાક, એ સર્વને સલામ! અને, અરે તમે વિનાશકારક સાહિત્યો,* જેના કઠિન કંઠમાંથી અમર ઇંદ્રની ભયંકર ગર્જના જેવા અવાજ નીકળેછે તેને, છેલ્લા સલામ! ઓથેલોનો ધંધો ગયો!

**ઇયાગો.**—આ શું, મારા સાહેબ?

**ઓથેલો.**—હરામખોર, યાદ રાખ, મારી પ્રેમ-મૂર્ત્તિને વેશ્યા સાબીત કરી આપ, તેની યાદ રાખ: મને તેનો પ્રત્યક્ષ પૂરાવો આપ; નહિ તો, અમર આત્માની અમૂલ્યતાના સોગન ખાઇને કહુંછું કે મારા જાગ્રત થએલા ક્રોધને જવાબ દેવા કરતાં તું કૂતરો થઇને જન્મ્યો હોત તો ઠીક.

**ઇયાગો.**—છેવટ આ આવ્યું?

**ઓથેલો.**—મને એ નજરોનજર બતાવ; અગર, છેવટે એવી રીતે સાબીત કરી આપ, કે સાબીતિમાં શંકાને લટકવાનું કોઈ કાણું કે મજાગરૂં ન રહે; નહિ તો, તારૂં સત્યાનાશ જાય!

**ઇયાગો.**—મારા સુજ્ઞ સરદાર,—

**ઓથેલો.**—જો તું એને આળ ચડાવતો હો, અને મને રીબાવતો હો, તો હવેથી પ્રાર્થના કરીશ નહિ; અંતઃકરણ માત્ર† છોડી દે; ઘોરતાને માથે ઘોરતાનો ઢગલો કર; આખી દુનિયા ચકિત થાય, દેવને

---

* તોપો.

† મૂળમાં Remorse શબ્દ છે. 'દયા, અનુકંપા' એવો રૉલ્ફ અર્થ કરેછે. હાલ એનો અર્થ પશ્ચાતાપ થાયછે. ડેટન કહેછે. "શેક્સપીઅરનાં નાટકોમાં સામાન્ય રીતે આ શબ્દનો અર્થ 'સ્વભાવની કોમળતા, દયા' એવો થાયછે, અને ભૂતકાળમાં બનેલી વાતની દિલગીરીનો ભાવ તેમાં સમાતો નથી. હડસન કહેછે: 'સ્પષ્ટ છે કે એનો અર્થ અહીં અંતઃકરણ થાયછે.—અંતઃકરણના સઘળા વિચાર અને અંકુશ છોડી દે.—તથાપિ દયાનો ભાવ પણ એમાંથી ધ્વનિત છે.'"

આંસુ પડે, એવાં કૃત્યો કરઃ કારણ કે એનાથી મોટું કોઈ પાપ તારી અધોગતિમાં તું ઉમેરી શકે તેમ નથી.

**યાગો.**—અરે કૃપાળુતા! અરે પરમેશ્વર મને માફ કરો! તમે માણસ છો? તમારામાં આત્મા કે અક્કલ છે? પરમેશ્વર તમારૂં ભલું કરે; મારી અમલદારી લઇ લો. અરે દુર્ભાગી બેવકુફ, કે તું તારા સાચને દુર્ગુણ બનાવવાજ જીવેછે! અરે રાક્ષસી દુનિયા! અરે દુનિયા, સીધા અને પ્રમાણિક થવામાં સલામતી નથી, તે ધ્યાનમાં રાખો, ધ્યાનમાં રાખો. આ લાભને માટે હું આપનો ઉપકાર માનુંછું;* અને જ્યારે પ્રેમમાંથી આવી વિપરિતતા ઉભી થાયછે, ત્યારે હવેથી હું કોઇ મિત્રના ઉપર પ્રેમ નહિ રાખું.

**ઓથેલો.**—નહિ, સબુર કર; તું કદાચ સાચો હોઇશ.

**યાગો.**—મારે શાણા થવું જોઇએ, કારણકે જેનું કાર્ય કરેછે તેનેજ સાચ તો ગુમાવેછે.

**ઓથેલો.**—સંસારના સમ, મને લાગેછે કે મારી સ્ત્રી શુદ્ધ હોય, અને વળી લાગેછે કે નથી.† મને લાગેછે કે તું સાચો છે, અને વળી લાગેછે કે નથી. મને કાંઇક સાબીતિ તો જોશેજ. તેનું નામ, જે ચંદ્રની કાંતિ જેવું ઉજવળ હતું તે, મારા પોતાના જ ચેહેરા જેવું હવે કાળું ખરડાઈ ગયુંછે. દોરડાં કે છરીઓ, ઝેર કે અગ્નિ, કે ગુંગળાવી નાખે એવા ધોધ હોય, તો હું એ ચાલવા દઈશ નહિ. માત્ર મારી ખાત્રી થઈ હોત!

**યાગો.**—સાહેબ, હું જોઉંછું કે તમને રગે રગે ક્રોધ વ્યાપી ગયોછે; મેં

---

* આથીકરીને તમે મને જે શિખામણ આપોછો, તેનો લાભ હું લઇશ, માટે હું તમારો ઉપકાર માનુંછું.

† 'નથી' કરતાં 'હોય' વધારે સંશયાત્મક છે. વેહેમને હીંચકે ચડેલા ઓથેલોના સંબંધમાં આ ભેદ બહુ તીવ્ર છે. (ડેટન.)

તમને ચેતાવ્યા તેથી મને મોટો પસ્તાવો થાયછે. તમારે ખાત્રી જોઇએ ?

**ઓથેલો.**—જોઇએ ? નહિ, હું કરીશ જ.

**ઇયાગો.**—અને થાય: પણ કેવી રીતે ? કેવી રીતે ખાત્રી થાય, મારા સાહેબ ? સત્યને દરવાજે સીધાં જાય એવાં બાતમી અને પ્રબળ પુરાવા જો આપને સંતોષ આપી શકે તો તે મળે.

**ઓથેલો.**—એ બેવફા છે એનું સજીવન * કારણ મને આપ.

**ઇયાગો.**—એ કામ મને નથી ગમતું; પણ જ્યારે મૂર્ખ પ્રમાણિકતા અને પ્રેમથી ઉશ્કેરાઇ આ કામમાં મેં આટલેસુધી પ્રવેશ કર્યોછે, ત્યારે હું આગળ ચાલીશ. થોડાજ સમય અગાઉ કૅશિયોની સાથે હું સૂતો હતો; અને મારી દુખતી દાઢની વેદનાને લીધે હું ઉંઘી શકયો નહિ. કેટલાક માણસો આત્માના એવા શિથિલ હોયછે કે ઉંઘમાં તેઓ પોતાનાં કામ બકી દેછે; આવીજ જાતનો કૅશિયો છે. ઉંઘમાં મેં એને બોલતાં સાંભળ્યો—'વહાલી ડેઝડિમોના, આપણે સાવધ રહેવું હો, આપણો પ્રેમ આપણે ગુપ્ત રાખવો'; અને પછી, સાહેબ, મારો હાથ પકડી ચીમળાવતો, 'અરે વહાલા જીવ !' એમ બોલી ઉઠતો, અને પછી કેમ જાણે કે મારા હોઠ ઉપર ઉગેલાં આલિંગનોને એ જડમૂળમાંથી ઉખેડી લેતો હોય તેમ મને દૃઢ આલિંગન દેતો હતો; અને નિસાસા નાખ્યા, અને પછી બોલી ઉઠ્યો 'અરે કરમના આડા આંક કે જેણે હબસીને તને આપી !'

**ઓથેલો.**—અરે રાક્ષસી ! રાક્ષસી !

**ઇયાગો.**—નહિ, આતો માત્ર એનું સ્વપ્નું હતું.

**ઓથેલો.**—પણ બની ગએલું કાર્ય એનાથી સૂચિત થાયછે: જોકે એ સ્વપ્ન છે, તથાપિ સંશયની એમાં જગા છે.

---

* 'માત્ર કલ્પના ઉપર આધાર રાખી રહેલું એવું નહિ, પણ જેમાં સત્ય અને ખરી હકીકતનું અસ્તિત્વ હોય એવું.' (કર્તા.)

ઇયાગો.—અને પાતળી પાતળી પણ બીજી સાબીતિઓ જે દેખાય છે જ, તેમને ઘટ્ટ કરવામાં એ કામ લાગે.

ઓથેલો.—એને હું આખીને આખી ચીરીને ચૂરા કરી નાખીશ.

ઇયાગો.—ના, ના, હજી વિચાર કરો: હજીસુધી કાંઇ બનેલું આપણે જોતા નથી; હજી પણ કદાચ એ પતિવૃત્તા રહી હોય. આટલું મને કહો કે એક બુટ્ટીદાર રૂમાલ તમારી સ્ત્રીના હાથમાં તમે કોઇ કોઇ વખત નથી જોયો?

ઓથેલો.—મેં એ એને આપ્યો હતો; મારી એ પ્રથમ બક્ષીસ હતી.

ઇયાગો.—એની મને ખબર નથી; પણ એવા રૂમાલથી–મને ખાત્રી છે કે એ તમારી સ્ત્રીનો હતો–કૅશિયોને પોતાની દાઢી લ્હોતાં મેં આજે જોયો.

ઓથેલો.—જો એ એજ હોય—

ઇયાગો.—જો એજ હોય, કે એનો ગમે તે હોય, તો બીજી સાબીતિઓની સાથે એ પણ એની વિરૂદ્ધ જાયછે.

ઓથેલો.—અરે ગુલામને ચાળીશ હજાર શરીર હોત! મારા વેરને માટે એક અતિ કંગાળ છે, અતિ નિર્જીવ છે. હવે મને ખબર પડેછે કે એ સાચું છે. આ જો, ઇયાગો; મારો સઘળો મૂર્ખ પ્રેમ હું આકાશમાં આ પ્રમાણે ઉડાડી દઉંછું. એ ગયો. ઘાતકી વેર, પોકળ નરકમાંથી ઉભું થા! ઓ પ્રેમ, તારો મુગટ અને હૃદયસ્થ રાજ્યાસન જૂલમી ધિક્કારને સોંપી દે! છાતી, તારા ભારથી ઉછળતી થા, કારણકે કાળસર્પની જીભની એ છે.

ઇયાગો.—હજી શાંતિ રાખો.

ઓથેલો.—અરે લોહી, લોહી, લોહી!

ઇયાગો.—ધીરજ, કહુંછું; તમારૂં મન કદાચ ફરી જાય.

ઓથેલો.—કદિ નહિ, ઇયાગો. પોન્ટિક સમુદ્રની પેઠે કે જેના થંડા અને

તમને ચેતાવ્યા તેથી મને મોટો પસ્તાવો થાયછે. તમારે ખાત્રી જોઇએ?

**ઓથેલો.**—જોઇએ? નહિ, હું કરીશ જ.

**ઇયાગો.**—અને થાય: પણ કેવી રીતે? કેવી રીતે ખાત્રી થાય, મારા સાહેબ? સત્યને દરવાજે સીધાં જાય એવાં બાતમી અને પ્રબળ પુરાવા જો આપને સંતોષ આપી શકે તો તે મળે.

**ઓથેલો.**—એ બેવફા છે એનું સજીવન * કારણ મને આપ.

**ઇયાગો.**—એ કામ મને નથી ગમતું; પણ જ્યારે મૂર્ખ પ્રમાણિકતા અને પ્રેમથી ઉશ્કેરાઇ આ કામમાં મેં આટલેસુધી પ્રવેશ કર્યોછે, ત્યારે હું આગળ ચાલીશ. થોડાજ સમય અગાઉ કૅશિયોની સાથે હું સૂતો હતો; અને મારી દુખતી દાઢની વેદનાને લીધે હું ઉંઘી શકયો નહિ. કેટલાક માણસો આત્માના એવા શિથિલ હોયછે કે ઉંઘમાં તેઓ પોતાનાં કામ બકી દેછે; આવીજ જાતનો કૅશિયો છે. ઉંઘમાં મેં એને બોલતાં સાંભળ્યો—'વહાલી ડેઝડિમોના, આપણે સાવધ રહેવું હો, આપણો પ્રેમ આપણે ગુપ્ત રાખવો'; અને પછી, સાહેબ, મારો હાથ પકડી ચીમળાવતો, 'અરે વહાલા જીવ!' એમ બોલી ઉઠતો, અને પછી કેમ જાણે કે મારા હોઠ ઉપર ઉગેલાં આલિંગનોને એ જડમૂળમાંથી ઉખેડી લેતો હોય તેમ મને દૃઢ આલિંગન દેતો હતો; અને નિસાસા નાખ્યા, અને પછી બોલી ઉઠ્યો 'અરે કરમના આડા આંક કે જેણે હબસીને તને આપી!'

**ઓથેલો.**—અરે રાક્ષસી! રાક્ષસી!

**ઇયાગો.**—નહિ, આતો માત્ર એનું સ્વપ્નું હતું.

**ઓથેલો.**—પણ બની ગએલું કાર્ય એનાથી સૂચિત થાયછે: જોકે એ સ્વપ્ન છે, તથાપિ સંશયની એમાં જગા છે.

---

* 'માત્ર કલ્પના ઉપર આધાર રાખી રહેલું એવું નહિ, પણ જેમાં સત્ય અને ખરી હકીકતનું અસ્તિત્વ હોય એવું.' (કસાઇ.)

ણાંજ હું તને કામ પણ સોંપુંછું; આ ત્રણ દિવસની અંદર મને ખબર આપ કે કૅશિયો જીવતો નથી.

**ઈયાગો.**—મારો મિત્ર મરી ગયો; તમારી માગણીથી એ થાયછે; પણ એને જીવતી રહેવા દો.

**ઓથેલો.**—જહાનમમાં જાય, રાંડ કુલટા! અરે, જહાનમમાં જાય! ચાલ, મારી સાથે એક કોરે આવ. એ નાજુક પિશાચને માટે મૃત્યુના કોઈ ત્વરિત સાધનો યોજવા માટે હું એકાંતમાં જઈશ. હવે તું મારો સુબેદાર છે.

**ઈયાગો.**—નિરંતર હું તો આપનો પોતાનોજ છું. (જાયછે.)

---

**પ્રવેશ ચોથો.—સ્થળ, કિલ્લાની સમક્ષ.**

(ડેઝડિમોના, ઇમિલિયા અને વિદુષક પ્રવેશ કરેછે.)

**ડેઝડિમોના.**—અલ્યા, કૅશિયોની કયાં વાત થાયછે તેની તને ખબર છે?

**વિદુષક.**—એની કયાંઇ પણ વાત થાયછે, એમ કહેવાની મારી હિંમત થાય નહિ.

**ડેઝડિમોના.**—કેમ, અલ્યા?

**વિદુષક.**—એ સિપાઇ બચ્ચો છે, અને સિપાઇની વાત થાયછે એમ કહેવું એ એને ખંજર માર્યા જેવું છે.

**ડેઝડિમોના.**—ઠીક, ઠીક, એ કયાં રહેછે?

**વિદુષક.**—એ કયાં રહેછે એ કહેવું એ તો મારીજ વાત થયા જેવું છે.

**ડેઝડિમોના.**—વળી આનો અર્થ કાંઇ થાય ખરો.

**વિદુષક.**—એ કયાં રહેછે તેની મને ખબર નથી. અને એ કયાં રહેછે તે બનાવી કાઢી કહેવું કે એ અહીં કે તહીં રહેછે, એ મારા કંઠમાંથી વારતા નીકળ્યા જેવું છે.

**ડેઝડિમોના.**—એની શોધ કાઢીને ખબરથી શિક્ષિત થઇ શકીશ?*

---

* "બેશક, વિદુષકની દાંભિક ભાષાનું ડેઝડિમોના અહીં અનુકરણ કરેછે." (ડેટન.)

વેગવાન વહનમાં કદિ વળતાં પાણી જણાતાં નથી, પણ પ્રોપોન્ટિક અને હેલેસ્પોટ સુધી આગળ ચાલ્યાંજ જાયછે*, તેવીજ રીતે વેગવાન ગતિથી વેહેતા મારા નિર્દય વિચારો, જ્યાંસૂધી ઘટિત અને ખોહોળું વેર તેમને ગળી ન જાય ત્યાંસૂધી, કદિ પાછું વાળી જોશે નહિ, કદિ કોમળ પ્રેમ સૂધી તેમની ઓટ થશે નહિ. હવે પેલા આરસપાહાણ† જેવા આકાશના સમ ખાઈ કહુંછું, (ઘુંટણીએ પડેછે), કે પવિત્ર પ્રતિજ્ઞાના પુજ્ય માનથી, હું મારા વચનમાં આમ બંધાઉંછું

**ઈયાગો.**—હમણાં ન ઉઠો.—(ઘુંટણીએ પડેછે.) સાક્ષી રહેજો, ઓ નિરંતર પ્રકાશતા ઉપરના દીવાઓ, અમારી આસપાસ વીંટાઇ વળતા પંચ મહાભૂતો, સાક્ષી રહેજો કે ઈજા પામેલા ઓથેલોની તેહેનાતમાં ઇયાગો પોતાની બુદ્ધિ, હાથ, અને હૃદયની સેવા અર્પણ કરેછે! એને માત્ર હુકમ કરવા દો, અને ગમે તેવું એ ક્રૂર કામ હશે તોપણ એની દયાની ખાતર હું તેને આજ્ઞાધીન થઈશ‡.

(તેઓ ઉભા થાયછે.)

**ઓથેલો.**—હું તારા પ્રેમનો સત્કાર કરૂંછું, ખાલી ઉપકારનાં વચનથીજ નહિ, પણ મોટી ઉદારતાથી§ સ્વીકારૂંછું, અને હમણાં અને હમ-

---

* "સ્ટીવન્સ કહેછે કે પ્લિનીના પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનું હોલાંડે ભાષાંતર કર્યુંછે તેમાંથી આ વાત શેકસપીઅરને મળીછે." (ડેટન.)

† "અહીં આ શબ્દ 'આરસપાહાણના જેવા ચકચકિત' આકાશના અર્થમાં વપરાયોછે, કે શ્મીટ કહેછે તે પ્રમાણે, 'આકાશની અનંતતા'ને માટે વપરાયોછે, એ શક પડતી વાત છે." (ડેટન.)

‡ "ગમે તેવું ક્રૂર કામ કરવા એ મને ફરમાવશે, પણ મારામાં એ કામ ક્રૂરતાનું નહિ, પણ કોમળતાનું થશે; બીજાના ઉપર ઇર્ષ્યાને લીધે નહિ, પણ એના ઉપર પ્રેમ છે માટે, કરૂંછું એમ થશે." (જૉન્સન.)

§ આનો અર્થ ડેટન આમ કરેછે: "હું તારી ભક્તિ ખાલી ઉપકારથી સ્વીકારૂંછું એમ નથી, પણ તું જે ભક્તિ બતાવેછે તેને કાર્યથી સાબીત કરવાનો હું તને પુષ્કળ અવકાશ આપીશ."

ણાંજ હું તને કામ પણ સોંપુંછું; આ ત્રણ દિવસની અંદર મને ખબર આપ કે કૅશિયો જીવતો નથી.

ઇયાગો.—મારો મિત્ર મરી ગયો; તમારી માગણીથી એ થાયછે; પણ એને જીવતી રહેવા દો.

ઓથેલો.—જહાનમમાં જાય, રાંડ કુલટા! અરે, જહાનમમાં જાય! ચાલ, મારી સાથે એક કોરે આવ. એ નાજુક પિશાચને માટે મૃત્યુના કોઇ ત્વરિત સાધનો યોજવા માટે હું એકાંતમાં જઇશ. હવે તું મારો સુબેદાર છે.

ઇયાગો.—નિરંતર હું તો આપનો પોતાનોજ છું. (જાયછે.)

---

## પ્રવેશ ચોથો.—સ્થળ, કિલ્લાની સમક્ષ.

(ડેઝડિમોના, ઇમિલિયા અને વિદુષક પ્રવેશ કરેછે.)

ડેઝડિમોના.—અલ્યા, કૅશિયોની કયાં વાત થાયછે તેની તને ખબર છે?

વિદુષક.—એની કયાંઇ પણ વાત થાયછે, એમ કહેવાની મારી હિંમત થાય નહિ.

ડેઝડિમોના.—કેમ, અલ્યા?

વિદુષક.—એ સિપાઇ બચ્ચો છે, અને સિપાઇની વાત થાયછે એમ કહેવું એ એને ખંજર માર્યા જેવું છે.

ડેઝડિમોના.—ઠીક, ઠીક, એ કયાં રહેછે?

વિદુષક.—એ કયાં રહેછે એ કહેવું એ તો મારીજ વાત થયા જેવું છે.

ડેઝડિમોના.—વળી આનો અર્થ કાંઇ થાય ખરો.

વિદુષક.—એ કયાં રહેછે તેની મને ખબર નથી. અને એ કયાં રહેછે તે બનાવી કાઢી કહેવું કે એ અહીં કે તહીં રહેછે, એ મારા કંઠમાંથી વારતા નીકળ્યા જેવું છે.

ડેઝડિમોના.—એની શોધ કાઢીને ખબરથી શિક્ષિત થઇ શકીશ?*

---

* "બેશક, વિદુષકની દાંભિક બાપાનું ડેઝડિમોના અહીં અનુકરણ કરેછે." (રટન.)

**વિદુષક.**—એને માટે હું દુનિયાને પ્રશ્નોત્તર કરીશ, એટલેકે પ્રશ્ન કરીશ, અને એમના વડે ઉત્તર આપીશ.*

**ડેઝડિમોના.**—શોધી કાઢ, એને અહીં આવવાનું કહેજે. કહેજે કે એના સંબંધમાં મેં મારા સ્વામીને સમજાવ્યાછે, અને હું આશા રાખુંછું કે સઘળું સારૂં થઇ રહેશે.

**વિદુષક.**—આટલું કરવું માણસની બુદ્ધિના ચક્રાવામાં છે, અને એટલા-માટે એ કરવાનો હું પ્રયત્ન કરીશ. (જાયછે.)

**ડેઝડિમોના.**—ઇમિલિયા, એ રૂમાલ મેં કયાં ખોયો હશે.

**ઇમિલિયા.**—બાઇ, મને ખબર નથી.

**ડેઝડિમોના.**—હું સાચું કહુંછું કે એના કરતાં ક્રુસેડોથી† ભરેલી થેલી મેં ખોઇ હોત તો સારૂં; અને, મારો કુલીન મૂર શુદ્ધ મનનો છે, અને વેહેમી પુરૂષોના જેવી હલકાઇ એનામાં નથી, નહિ તો ખરાબ વિચાર ઉત્પન્ન કરાવવાને એ પૂરતું થઇ પડત.

**ઇમિલિયા.**—એ વેહેમી નથી?

**ડેઝડિમોના.**—કોણ, એ? મને લાગેછે કે જે ઠેકાણે એ જન્મ્યાછે ત્યાંના સૂર્યે એવા સઘળા ભેજ એનામાંથી ખેંચી લીધાછે.

**ઇમિલિયા.**—જુઓ, એ આ આવે.

**ડેઝડિમોના.**—જ્યાંસૂધી કૅશિયોને એ પાછો બોલાવે નહિ, ત્યાંસૂધી હવે હું એમને જવા દઇશ નહિ.

(ઓથેલો પ્રવેશ કરેછે.)

હવે કેમછે, મારા સુજન નાથ?

**ઓથેલો.**—ઠીક છે, મારી સુજન પત્ની!—(સ્વગત) અરે, ઢોંગની કઠિનતા.—તમને કેમ છે, ડેઝડિમોના?

---

* એ જે જવાબ દેશે, તેથી તમને જવાબ લાવી આપવા હું શક્તિમાન થઇશ.

† "પોરટુગાલનો સિક્કો. એના ઉપર ચોકડી (Cross)ની છાપ પાડવામાં આવતી હતી, તેથી તેનું આ નામ પડયુંછે. શેક્સપીઅરના વખતમાં એ સિક્કો ઇંગ્લાંડમાં ચાલતો હતો." (રૉલ્ફ.)

**ડેઝડિમોના.**—ઠીક છે, મારા સુજન નાથ.

**ઓથેલો.**—તારો હાથ મને આપ. આ હાથ શરદીવાળો છે, પત્ની.

**ડેઝડિમોના.**—હજી એને અવસ્થા લાગી નથી, કે એણે દુઃખ જાણ્યું નથી.

**ઓથેલો.**—કુળવંતતા અને ઉદાર હૃદય આ કહી આપેછે*. ગરમ, ગરમ, અને શરદીવાળો; આ તમારા હાથને સ્વતંત્રતાનો વિયોગ, અપવાસ અને પ્રભુ પ્રાર્થના, મોટી સજા, અને શ્રદ્ધાયુક્ત દેવ-સેવાની જરૂર છે; કારણકે અહીંઆં આ યુવાન અને ઉત્સાહી હાથ છે જે ઘણુંકરીને બંડ કરેછે. સારો હાથ છે, નિષ્કપટી છે.

**ડેઝડિમોના.**—તમારે તો ખરેખર એમજ કહેવું જોઈએ; કારણકે જે હાથે મારૂં હૃદય આપી દીધું તેજ એ હાથ છે.

**ઓથેલો.**—ઉદાર હાથ: વૃદ્ધોના હૃદય હાથ આપતા; પરંતુ આપણી નવી વંશાવળીનું જ્ઞાન હાથ છે, હૃદય નહિ.

**ડેઝડિમોના**—આના વિષે વાત કરવાની મારામાં શક્તિ નથી. ચાલો હવે, તમારૂં વચન.

**ઓથેલો.**—કયું વચન, ચેલકી?

**ડેઝડિમોના.**—અહીં આવી તમારી સાથે વાત કરવા મેં કૅશિયોને બોલાવ્યોછે.

**ઓથેલો.**—ખારૂં અને ઉપદ્રવકારક પાણી મને દુઃખ દેછે: તારો રૂમાલ મને આપ.

**ડેઝડિમોના.**—લ્યો, મારા નાથ.

**ઓથેલો.**—મેં તને આપ્યોછે તે.

**ડેઝડિમોના.**—મારી પાસે એ નથી.

**ઓથેલો.**—નથી?

**ડેઝડિમોના.**—નહિ, ખરેખર નથી, નાથ.

---

* "હાથની રેખા જોતાં જોતાં કહેછે." (ફરનેસે કરેલું બૂથનું અવતરણ, ડેટનમાંથી.)

**ઓથેલો.**—એ અપરાધ થયો. એ રૂમાલ એક ઇજીપ્તવાસી સ્ત્રીએ મારી માને આપ્યો હતો; એ જાદુગર હતી, અને લોકોના વિચાર લગભગ પારખી કાઢતી: એણે કહ્યું હતું કે જ્યાંસુધી એ રૂમાલ એ પોતાની પાસે રાખશે, ત્યાંસૂધી એ મારા પિતાનું પ્રેમપાત્ર રહેશે, અને એના પ્રેમને મારો પિતા તદ્દન વશ બની રહેશે, પણ જો એણે એ ખોયો, અગર કોઇને એની બક્ષીસ કરી દીધી, તો મારા પિતાની આંખ એને ધિક્કારપાત્ર ગણશે, અને નવા નવા તુરંગોની પછવાડે એની વૃત્તિઓ ભમશે. મરતી વખતે એ રૂમાલ એણે મને આપ્યો: અને જ્યારે મારા પ્રારબ્ધમાં પરણવાનું આવે, ત્યારે એ મારી સ્ત્રીને મારે આપવો, એમ એણે મને ફરમાવ્યું. મેં એમ કર્યું: એના ઉપરથી શિખામણ લેજે: તારી અમૂલ્ય આંખોની પેઠે એને પ્રિયવસ્તુ ગણજે. એને ખોઇ નાખવાથી કે કોઇને આપી દેવાથી એવી ખરાબી થશે કે એની બરાબરી બીજું કાંઈ કરી નહિ શકે.

**ડેઝડિમોના.**—એમ છે?

**ઓથેલો.**—વાત સાચી છે; એના વણતરમાં જાદુ છે. એક ડોશી, કે જેણે સૂર્યનાં બસેં પરિક્રમણ જોયાં હતાં, તેણે પોતાની વિદ્યાના ઉભરામાં એનું કામ ભર્યું હતું. જે કીડાએ રેશમને ઉપજાવ્યું હતું તેને પણ મંત્રવામાં આવ્યા હતા; અને ચતુર માણસે કરી રાખેલા કુમારિકાના હૃદયના મમ્મીમાં એને રંગવામાં આવ્યું હતું.

**ડેઝડિમોના.**—હં! ખરૂં છે?

**ઓથેલો.**—સાવ સાચું; એટલામાટે એની બહુ સંભાળ રાખજે.

**ડેઝડિમોના.**—ત્યારે તો એ રૂમાલ મેં ન જોયો હોત એવું ઇશ્વરને ગમ્યું હોત તો ઠીક!

**ઓથેલો.**—અહા! શામાટે?

ડેઝડિમોના.—આમ ચમકીને અને આકળા થઇને કેમ બોલોછો ?

ઓથેલો.—ખોવાયોછે ? ગુમાવ્યોછે ? બોલ, હાથવગો નથી ?

ડેઝડિમોના.—ઇશ્વર આપણને આબાદ રાખે !

ઓથેલો.—શું કહેછે ?

ડેઝડિમોના.—એ ખોવાયો નથી ; પણ ખોવાયો હોય તોપણ શું ?

ઓથેલો.—કેવી રીતે ?

ડેઝડિમોના.—કહુંછું કે એ નથી ખોવાયો.

ઓથેલો.—લઇ આવ, મને જોવા દે.

ડેઝડિમોના.—કેમ, લાવી તો આ ઘડી આપું, સાહેબ, પણ હમણાં નહિ લાવું. મારી અરજ ઉડાવી દેવાની આ તમારી યુક્તિ છે. જુઓ, કૅશિયોને ફરી દાખલ કરો.

ઓથેલો.—મને રૂમાલ લાવી આપ ; મારૂં મન વેહેમાયછે.

ડેઝડિમોના.—ઠીક, ઠીક ; એનાથી લાયક આદમી તમને કદિ નહિ મળે.

ઓથેલો.—રૂમાલ !

ડેઝડિમોના.—જુઓ, ડાહ્યા થઇને કૅશિયોની વાત કરો.

ઓથેલો.—રૂમાલ !

ડેઝડિમોના.—જે માણસે તમારા પ્રેમ ઉપર હમેશાં પોતાની આબાદીનો આધાર રાખ્યોછે, જેહે તમારી સાથે સંકટમાં ભાગ લીધોછે,—

ઓથેલો.—રૂમાલ !

ડેઝડિમોના.—ખરેખર, તમને ઠપકો આપવો જોઇએ.

ઓથેલો.—ખસ !

(જાયછે).

ઇમિલિયા.—આ માણસ વેહેમી નથી થયો ?

ડેઝડિમોના.—આવું મેં પેહેલાં કદિ નથી જોયું. ખાત્રીબંધ, આ રૂમાલમાં કાંઇક અજાયબી છે. એ ગુમાવતાં હું અત્યંત દુર્ભાગી છું.

**ઇમિલિયા.**—એક બે વર્ષ પછી પુરૂષ ઓળખાયછે; * તેઓ બધા ઉદર છે, અને આપણે બધી માત્ર ખોરાક છીએ; ભુખ્યા બની તેઓ આપણને જમેછે, અને જ્યારે તેમનું પેટ ભરાઈ રહેછે, ત્યારે આપણો ઘચરકો તેમને આવેછે. જુઓ, કૅશિયો અને મારો વર!

(કૅશિયો અને ઇયાગો પ્રવેશ કરેછે).

**ઈયાગો.**—બીજો કોઈ રસ્તો નથી; એ તો એણેજ કરવું જોઇએ: અને જુઓ, સુભાગ્ય! જાઓ, અને આગ્રહ કરો.

**ડેઝડિમોના.**—કાં, કેમ છે, કૅશિયો? તમારા શા ખબર છે?

**કૅશિયો.**—બાઇસાહેબ, મારી પેલી અરજ: હું એટલીજ વિનતિ કરૂંછું કે આપના પ્રબળ ઉપાય વડેજ હું હયાતીમાં આવું, અને જેને અંતઃકરણપૂર્વક હું સઘળી રીતે માન આપુંછું, તેમના પ્રેમનું હું અંગ બનું; મારા કામમાં ઢીલ થવી ન જોઇએ. ભૂતકાળની મારી નોકરી, વર્તમાન કાળનો મારો પશ્ચાતાપ, કે ભવિષ્યને માટે ધારણામાં રાખેલું સદ્દવર્તન, એમાંનું કશું એમનો પ્રેમ સંપાદન કરવામાં અવેજ આપી ન શકે, એવો જો મારો ગુન્હો ઘાતકી હોય, તો એટલું જાણવામાં પણ મને લાભ છે; કે જેથીકરીને, હું પછી બળાત્કારે ગ્રહેલા સંતોષનું વસ્ત્ર ધારણ કરીશ, અને ભાગ્યની ભિક્ષા માટે કોઇ બીજા ધંધામાં હું બંધાઇ જઇશ.

**ડેઝડિમોના.**—અફ્સોસ, ત્રમણા કુલીન કૅશિયો! મારી વકીલાત હમણાં સુરમાં નથી; મારા સ્વામી હમણાં મારા સ્વામી નથી, અને

---

* ઈમિલિયા કહેછે કે પુરૂષોનો સ્વભાવ એકદમ જણાતો નથી. પરણ્યા પછી વર્ષ બેવર્ષે એ પોતાનું પોત પ્રકાશેછે. વિકારથી ઉત્પન્ન થએલો પ્રેમ વિકાર તૃપ્ત થતાં વહ્યો જાયછે. ડેટન કહેછે: "આ વિચાર પ્રસ્તાવિક છે, અને જૉન્સન વિચિત્રતાથી ધારેછે તે પ્રમાણે નાટકના કાર્યના કાળની સાથે એને કશો સંબંધ નથી."

સ્વભાવે* બદલાયા છે તેવા શરીરે બદલાય તો હું એમને ઓળખી-પણ ન શકું. મારાથી બન્યું તેટલું બધું હું જેવી રીતે તમારે માટે બોલી છું, અને મારા નિખાલસ ભાષણને લીધે તેની નાખુશીનાં નિશાનમાં પણ હું આવી ગઇછું, તેવીજ રીતે પવિત્રતાને પામેલો દરેક જીવાત્મા પણ મ્હારી ભ્હારે આવજો! થોડીવાર તમારે ધીરજ ધરવી જોઇએ: મારાથી જે બનશે તે કરીશ; અને મારે પોતાને માટે જેટલું કરવાની હું હિંમત કરૂં તેથી પણ વિશેષ કરીશ; એટલાથી સંતોષ પામો.

**ઇયાગો.**—શું મારા સરદાર ગુસ્સે થયા છે?

**ઇમિલિયા.**—હમણાંજ તેઓ અહીંથી ગયા, અને ખરેખર કાંઇક વિચિત્ર બેચેનીમાં ગયા.

**ઇયાગો.**—એ ગુસ્સે થઇ શકેછે? જ્યારે એની હારોની હારો હવામાં તોપથી ઉડી ગઇ હોયછે, ત્યારે મેં એને જોયાછે, અને રાક્ષસની પેઠે પોતાનેજ હાથે પોતાના ભાઇને એળે આવો કરી નાંખ્યોછે;— અને એ ગુસ્સે થયાછે? ત્યારે તો કાંઇક અગત્યનું ખરૂં: હું જઇને એમને મળીશ; જો એ ગુસ્સે થયા હોય, તો તેમાં કાંઇક છે ખરૂં.

**ડેઝડિમોના.**—જાઓ, હું વિનવુંછું.—(ઇયાગો જાયછે.)

ખાત્રીબંધ, કાંતો વેનિસના કાંઇક રાજકીય કામે, અથવા તો આ સાયપ્રસના કોઇ અપરિપક્વ પણ નજરે ચડી ગએલા કાવત્રાએ એના વિશુદ્ધ અંતઃકરણને ખળભળાવી નાખ્યુંછે; અને આવી બાબતોમાં જોકે ગુસ્સાનું નિશાન મોટી વસ્તુઓ હોયછે તોપણ નાની વસ્તુઓની સાથે મનુષ્યના સ્વભાવ હાડછેડ કરેછે. એમજ છે આ; કારણકે આપણી આંગળીજ માત્ર દુખતી હોય, તોપણ તેટલાજ દરદની લાગણીએ આપણા બીજા

* સરખાવો: "જેટલે દરજ્જે એણે તમારો વિચાર ફેરવી નાખ્યોછે, તેટલે દરજ્જે તમારા શરીરની આકૃતિ એ ફેરવી નાખે, તો હું તો તમને ઓળખી પણ ન શકું." (જ્યૂલિયસ સીઝર, અંક ૨ જો, પ્રવેશ ૧ લો).

તંદુરસ્ત અવયવોને પણ એ ઉશ્કેરે છે; નહિ, પુરૂષો દેવ છે એવું આપણે ધારવું ન જોઇએ, અને લગ્ન વખતે જે સત્કાર મળેછે તેવા સત્કારની આશા હમેશાં આપણે એમની પાસેથી રાખવી ન જોઈએ. ઇમિલિયા, હું જ હતભાગિની! કે બદસુરત લડવૈયો* હોવાથી હું એની કઠોરતાને મારા અંતઃકરણ સન્મુખ જવાબ દેવા ઉભી રાખતી હતી; પણ હવે મને માલમ પડેછે કે મેં સાક્ષીને ખોટો ઉભો કર્યો હતો, અને એમનું તોહોમત ખોટું છે.

**ઇમિલિયા.**—ઇશ્વર કરેને તમે ધારોછો તેમ કાંઇક રાજકીય કારણ નિકળે અને તમારા સંબંધમાં કાંઇ કલ્પના કે વેહેમી તુરંગ ન હોય!

**ડેઝડિમોના.**—અફસોસ આ દિનનો! મેં એને કદિ કારણ આપ્યું નથી.

**ઇમિલિયા.**—પણ વેહેમી મનને આ ઉત્તર કામ આવે નહિ; કારણને લીધે કદિ તેઓ વેહેમી થતા નથી, પણ વેહેમી હોય છે માટે જ તેઓ વેહેમ લાવેછે: પોતાથીજ ઉત્પન્ન થતો, અને પોતાથીજ જન્મતો, એ રાક્ષસ છે.

**ડેઝડિમોના.**—ઇશ્વર ઓથેલોના અંતરથી એ રાક્ષસને વેગળો રાખે!

**ઇમિલિયા.**—તથાસ્તુ, બાઇ સાહેબ.

**ડેઝડિમોના.**—હું એની પછવાડે જઇશ.—કૅશિયો, આટલામાં ફરો. જો મોખ આવશે તો તમારી અરજની વાત કાઢીશ, અને મારાથી બને તેટલી મેહેનતે પાર પાડવા પ્રયત્ન કરીશ.

**કૅશિયો.**—હું આપનો નમ્રતાથી ઉપકાર માનું છું.

(ડેઝડિમોના અને ઇમિલિયા જાયછે.)

(બીઆઁકા પ્રવેશ કરેછે.)

**બીઆઁકા.**—યાર કૅશિયો, જીવતો રહે!

**કૅશિયો.**—ઘર છોડીને તું બહાર કેમ નીકળી છે? મારી અત્યંત સુંદર

---

* "ગેરવાજબી હુમલો કરનાર" (જૉન્સન).

બીઑંકા, કેમ છે તને? ખરેખર, મીઠી માશુક, હું પાધરો તારે ઘેર જ આવતો હતો.

કૅશિયો.—અને હું તમારે ઉતારે જતી હતી, કૅશિયો. શું, એક અઠવાડીયું બહાર? સાત દિવસ અને સાત રાત્રી? આઠ કોડી ને આઠ કલાક? અને ઘડિયાળ કરતાં આઠ કોડીગણા કંટાળા ભરેલા આશુક માશુકના વિયોગી કલાક? ગણતાં ગણતાંએ કંટાળો આવે!

કૅશિયો.—બીઑંકા, મને માફ કર. અત્યારે મારૂં હૃદય ભારે વિચારોથી દબાઈ ગયુંછે, પણ હવે પછી હમેશાં વખત સાચવીને મારી ગેર-હાજરીનો ખંગ વાળી આપીશ. મનહર બીઑંકા, (ડેઝડિમોનાનો રૂમાલ આપીને) આવું ભરત મને ઉતારી દે.

બીઑંકા.—અરે કૅશિયો, આ ક્યાંથી? આ કોઈ નવી દોસ્તીની નિશાની છે; મર્મવેધી વિયોગનું કારણ હવે મને મર્મવેધી લાગેછે. અંતે આમજ થયું? ભલે, ભલે.

કૅશિયો.—જા, જા, વહુ! જે પિશાચ પાસેથી તને આ તર્ક મળ્યાછે, તેના મ્હોંમાં જઇને એ નીચ કુતર્કો ફેંકી આવ. હવે તું વેહેમી થઇ ગઇ છે કે આ વળી કોઇ નવી રાંડની યાદગીરી છે. નહિ, બીઑંકા, ખરેખર એમ નથી.

બીઑંકા.—ત્યારે એ કોનો છે?

કૅશિયો.—મને ખબર નથી, વહાલી. મારી ઓરડીમાંથી મને એ જડયો. એનું ભરત મને બહુ ગમેછે. તેની માગણી થાય તે પહેલાં—અને થાય એ તદ્દન સંભવિત છે—એની નકલ થઇ જાય એમ હું ઇચ્છું છું. લઇ જા અને કરી લેજે; અને હમણાં મને છોડી જા.

બીઑંકા.—તમને છોડી જઉં? શામાટે?

કૅશિયો.—અહીંઆં સેનાપતિ પાસે હું આવ્યોછું; અને સ્રીની સંગતિમાં

એની નજરે પડવું એ હું મારૂં ભૂષણ નથી ધારતો, તેમ મારી ઇચ્છા પણ એવી નથી.

**બીઅઁકા**—શામાટે તે કહેશો?

**કૅશિયો.**—નહિ કે હું તને ચાહતો નથી.

**બીઅઁકા.**—પણ તમે મને નથીજ ચાહતા માટે. કૃપા કરીને જરા મને માર્ગે મૂકી જાઓ, અને કહો કે રાતે વેહેલા મળશો કે નહિ.

**કૅશિયો.**—રસ્તામાં માત્ર થોડેજ સુધી હું તારી સાથે આવીશ, કારણકે અહીં મારે કામ છે; પણ તુરતજ હું તને મળીશ.

**બીઅઁકા.**—બહુ સારૂં; વખત પ્રમાણે મારે વરતવું જોઇએ.

(જાયછે.)

---

## અંક ૪ થો.

### પ્રવેશ ૧ લો.—સ્થળ, સાઇપ્રસ કિલ્લાની સન્મુખ.

(ઓથેલો અને ઇયાગો પ્રવેશ કરેછે.)

**ઇયાગો.**—એવું તમે ધારશો*?

---

* આ વાકય ઉપર ટીકા કરતાં ડેટન કહેછે: "'આ પ્રવેશમાં બંને રંગભૂમિ ઉપર આવ્યા પહેલાં ઓથેલોને ઇયાગો ખોટા દિલાસા આપતો હતો; જેવા કે બંને કદાચ પથારીમાં સાથે સૂતાં હોય, પણ તેથી તમને કાંઇ નુકસાન થયું પણ ન હોય; કદાચ સદ્‌ગુણની કસોટી કરવા તેમણે એમ કર્યું હોય,'—એમ ધારવામાં વોરબરટન કદાચ ખરો છે. પણ જો એમ હોય તો ભાષણની ગોઠવણ ઘણી વિચિત્ર જણાય છે, કારણકે મને લાગેછે તે પ્રમાણે ઇયાગોના મુખમાં મૂકેલા 'શું, એકાંતમાં ચુંબન આપવાનું?' એ શબ્દો, એવા દિલાસાની વિરૂદ્ધ કેમ જાણે એ બોલતો હોય, એમ જણાયછે, અને ઇયાગોના મુખમાં બિલકુલ ઘટતા નથી. 'ચુંબન આપવાનું' આગળ પ્રશ્નાર્થ ચિહ્‌ન રાખતાં, 'એમ ધારશો?' તે પછીનું આખું ભાષણ, ઠેઠ 'સ્વર્ગને લલચાવેછે' ત્યાંસુધી, હું તો ઓથેલોના મુખમાં મૂકું. જેમ પાછળ 'શું કહુંછે' ને વારંવાર ઓથેલો ફરી ફરીને બોલેછે, તેમ અહીંઆં પણ ઈયાગોની સૂચનાથી ઘેરાએલો ઓથેલો તેના શબ્દોને પ્રતિધ્વનિત કરેછે. બીજી કોઇપણ રીતે આ વાકય સમજી ન શકાય એમ જણાયછે, જોકે આ લીટીઓની અવ્યવસ્થા, એ અવ્યવસ્થાજ હોય તો, સ્પષ્ટ કરવી મુશ્કેલ છે."

**ઓથેલો.**—ધારશો, ઇયાગો !

**ઇયાગો.**—શું, એકાંતમાં ચુંબન આપવાનું ?

**ઓથેલો.**—અધિકાર વિનાનું ચુંબન. સેતાનની સામે એ છેતરપીંડી છે ; જેઓનો ઇરાદો શુદ્ધ છે, અને છતાં એમ કરેછે, તેમના સદ્ગુણને સેતાન લલચાવે છે, અને તેમના સદ્ગુણ સ્વર્ગને લલચાવે છે*.

---

ડેટન સમજાવેછે તે પ્રમાણે સમજતાં મને તો ઉલટી મુશ્કેલી લાગેછે. કોઈપણ ફેરફાર કર્યા વિનાજ મને આ ભાગ સ્પષ્ટ થાયછે. વાંચતી વખતે ઈયાગોની પાત્રતા બરાબર નજર સન્મુખ રહે, તો એ સ્પષ્ટ કરવાની મને જરૂર પણ લાગતી નથી. ઇયાગોની પાત્રતા બરાબર સમજવા વાસ્તે ત્રીજા અંકનો 'સૂચન-પ્રવેશ' વાંચવાની હું વિનતિ કરૂંછું. કોઈપણ ઠેકાણે ઇયાગોનું પાત્ર અત્યંત ચાતુર્યથી ચિત્રાયું હોય તો તે અહીંજ છે ; કારણકે શેકસપીઅરની કળા એને અહીં આપણા અનુમાનની પણ બહાર લઇ જાયછે. ઓથેલો ઉશ્કેરાએલો છે. કોઇપણ રીતે ઓથેલો પોતાની વૃત્તિથી પાછો ન વળે, એનો ભારે પ્રયાસ કરવો ઇયાગોને બાકી છે. સાબિતીનો સવાલ હવે રહ્યો નથી, પણ મનને ઉશ્કેરી અત્યંત તીવ્ર કરવાનું કામ હવે રહ્યુંછે. ઇયાગોને પોતાનો વિશ્વાસ નથી, તો બીજાનો કેમ રહે ? મનુષ્યનો નિર્બળ સ્વભાવ પોતાની ગેરઆબરૂની વાત સાંભળવા, કેમ જાણે કે એથી એને સંતોષ ઉપજતો હોય તેમ, ઉત્સુક હોયછે, અને અંતે તીવ્ર વેદના અનુભવતાં રાક્ષસની પેઠે ઉશ્કેરાઇ જાયછે. એ વાત અહીં સ્પષ્ટ નથી ? પરંતુ એ કેવી રીતે પાર પાડવું એ ઈયાગોની અધમતાની બહાર નથી. નવી નવી સૂચનાઓ ઓથેલોના અંતરમાં એ પ્રેરેછે, અને ઓથેલોનું અંતર એ ગ્રહેછે કે તુરતજ એ દૃઢ કરવા ઇયાગો ત્યાંથી ખસી જાયછે. ઈયાગો પોતાનું મન ઓથેલોના મુખેજ બોલેછે. ઇયાગો કહેછે : 'એવું તમે ધારશો ?' ઓથેલો : 'એવું ધારવું, ઈયાગો !' ઓથેલોના કહેવાનો ધ્વનિ એવો છે કે એવું ધારવું કેમ બને ? આ ધ્વનિ ઈયાગો સમજ્યો હોય કે ન હોય, પણ એકાંતમાં ચુંબન આપવાની વાત તાજી કરવી એને ઠીક લાગેછે, અને કરેછે ; પણ એવી રીતે તાજી કરેછે કે જો ઓથેલોનું મન કાંઇપણ નિર્બળ થયું હોય તો પાછું એને કઠોર બનાવે. માટે પ્રશ્નાર્થ ચિહ્ન. વિધાયક કરતાં વિધેય ઉલટો અહીં ચડી ગયોછે, અને અધિકાર વિનાનું આલિંગન એકાંતમાં આપવા છતાં જો મન શુદ્ધ રહે, તો—પણ એ બને કેમ ? જેઓ અંતઃકરણ શુદ્ધ રાખવા ઇચ્છે છે, છતાં આમ કરેછે તેના સદ્ગુણને સેતાન લલચાવે છે. આગળ ચાલતાં ઇયાગોની પાત્રતા વધારે સ્પષ્ટ છે. મને તો આમ સમજાયછે.

* "તેમની મનોવૃત્તિઓને ઉશ્કેરી સેતાન તેમને લલચાવે છે, અને જ્યાં વિકારોને તૃપ્ત કરવાની ખાતર ભાગ્યેજ ભ્રષ્ટ થયા વિના રહેવાય એવી સ્થિતિમાં તેઓ પોતાને મૂકીને સ્વર્ગને લલચાવે છે, એટલે સ્વર્ગમાં જવા મથેછે." (હેન્લી.)

**ઇયાગો.**—એ પ્રમાણે તેઓ જો કાંઇ ન કરે, તો એ દોષ નિર્જીવ છે; પણ જો હું મારી સ્ત્રીને રૂમાલ આપું, તો—

**ઓથેલો.**—તો પછી શું?

**ઇયાગો.**—તો પછી એ એનો છે, સાહેબ; અને એનો હોવાથી, હું ધારૂં છું કે એ ગમે તે પુરૂષને આપી શકે.

**ઓથેલો.**—પોતાની આબરૂની એ રક્ષક છે; એ પણ એ આપે?

**ઇયાગો.**—આબરૂ એ એવો પદાર્થ છે કે જે નજરે દેખાતો નથી. જેને નથી ઘટતી એની પાસે ઘણીવાર હોયછે. પરંતુ, રૂમાલને માટે—

**ઓથેલો.**—ઇશ્વરાજ્ઞા, હું ઘણી ખૂશીથી એ ભૂલી ગયો હોત. તેં કહ્યું કે—સર્વને અપશુકન આપતા ચેપિત ઘર ઉપર બોલતા કાગડાની પેઠે, અરે, એ મારી યાદદાસ્તમાં આવેછે,—એની પાસે મારો રૂમાલ હતો.

**ઇયાગો.**—હા, તેનું શું?

**ઓથેલો.**—હં, એ તું બહુ ઠીક ન બોલ્યો.

**ઇયાગો.**—તમારો અપકાર કરતાં મેં એને જોયો હતો એમ મેં કહ્યું હોત તો શું? અથવા તો બોલતાં મેં એને સાંભળ્યો હતો—કારણ કે, પોતાની આગ્રહપૂર્વક અરજથી કે કોઇ રાંડના સ્વેચ્છિત ગાંડા ઘેલાંથી તેને વશ કરી હોય, કે તેની કામના પૂર્ણ કરી હોય, તો તેમનાથી બડાઇ માર્યા વિના રહેવાય નહિ એવા પણ હરામખોર હોયછે—કે

**ઓથેલો.**—એવું કાંઇ એણે કહ્યુંછે.

**ઇયાગો.**—મારા સાહેબ, કહ્યુંછે. પણ ખાત્રી રાખજો કે સોગન ઉપર ના કહે તેથી વિશેષ નથી કહ્યું.

**ઓથેલો.**—શું એ બોલ્યોછે?

**ઇયાગો.**—કે એણે કર્યું— શું કર્યું તે પરમેશ્વર જાણે.

ઓથેલો.—શું ? શું ?—રૂમાલ—કબુલતો—રૂમાલ !—કબુલ* કરી મેહેનતને માટે ફાંસીએ જવું ;—પેહેલું ફાંસીએ જવું, અને પછી કબુલ કરવું ;—મને તેથી કંપ આવેછે. આવા છાયા પાડતા વિકારમાં કોઇ અગમચેતી વિના કુદરત પોતાને સજે નહિ† આ પ્રમાણે મને જે હલમલાવી નાખેછે તે માત્ર શબ્દો જ નથી. અરરર ! નાક, કાન, અને હોઠ‡.—હાય, હાય, કેમ બને?—કબુલ—રૂમાલ !—અરે પિશાચ !

(મૂર્છિત થઈ જાયછે.)

ઇયાગો.—ચાલવા દે તારી અસર ! મારા ઔષધ ચાલવા દે ! આ પ્રમાણે ભોળા બેવકુફો ફસાયછે : અને ઘણી સંભાવિત પતિવ્રતા સ્ત્રીઓ ઉપર આજ પ્રમાણે, તદ્દન નિર્દોષ છતાં, આળ આવેછે.—અરે, ઓ, મારા સાહેબ ! સાહેબ, સાહેબ ! ઓથેલો !

---

* "કબુલ કર અને ફાંસીએ જા,—એ સામાન્ય લોકોક્તિ છે. પણ આ અને પછીની લીટીઓમાં ઓથેલાના મનનું યથાસ્થિત વહન શું હતું, તે આપણને જણાવવાનો ઇરાદો ઘણુંકરીને કવિનો નહોતો. દિવાનાપણાને મળતી અત્યારે એના મનની સ્થિતિ લગભગ એવી તો હતી કે અધુરા અને ભાગ્યા તૂટયા શબ્દોમાં ફાટી નીકળતા એના જુસ્સા સિવાય બીજા કશાની આશા આપણે રાખી શકીએ નહિ."

† "કેવળ શબ્દોને લીધેજ હું આટલો ઉશ્કેરાઈ જતો નથી. કાંઈક સત્યતાના અનુમાન વિના કોઇની મનોવૃત્તિને હકીકતની છાયાના બનેલા આવા પોશાકનું પેહેરણ મળે નહિં." (ડેટન.) "છાયા પાડતા=વસ્તુઓના આકાર અને કલ્પનાથી ભરપૂર" (શ્મીટ). જૉન્સન આ વાક્ય આમ સમજાવેછે : "આ જુસ્સો, કે જે મારા ઉપર વાદળાની માફક પથરાઈ જાયછે તે, શબ્દોની ક્રિયા કરતાં કોઈ કારણની અસર વધારેછે ; અદૃશ્ય આફતોની જે ખબરો મનુષ્યોને અગાઉથી પ્રાપ્ત થાયછે, તે માંહેલી આ એક ખબર છે." સર જે. રેનોલ્ડસ કહેછે : "કૅશિયોના સ્વપ્નના સંબંધમાં માત્ર ઓથેલો વાત કરેછે, જે ઇયાગોએ યોજી એને કહ્યુંછે."

‡ કૅશિયો અને પોતાની સ્ત્રી વચ્ચે જે જે ગેરવાજબી છૂટ લેવાએલી ઓથેલો ધારેછે, તેની કલ્પના અહીં એ કરેછે." (ડેટન).

(કૅશિયો પ્રવેશ કરેછે.)

કેમ છે, કૅશિયો!

કૅશિયો.—શું થયું છે?

ઇયાગો.—સેનાપતિને વાઇ આવીછે;* આ બીજી વાર આવીછે; એક-વાર કાલે આવી હતી.

કૅશિયો.—એમનાં તાળવાં ઘસો.

ઇયાગો.—ના, રહેવા દો. મૂર્છા એની મેળે વળવી જોઇએ: નહિતો, મોઢે ફીણ આવેછે, અને રહેતે રહેતે ભયંકર ગાંડપણ આવી જાયછે. જુઓ, એ જાગૃત થાયછે: તમે જરા એકકોરે જતા રહો, એ હમણાં શુદ્ધિમાં આવશે. એ ગયા પછી ઘણી અગત્યની વાત હું તમને કહીશ.

(કૅશિયો જાયછે.)

સાહેબ, કેમ છે? તમારા માથામાં વાગ્યું નથીને?

ઓથેલો.—મારી મશ્કરી તું કરેછે?

ઇયાગો.—હું તમારી મશ્કરી કરૂં! નહિ, મારા દેવના સમ. જે લલાટે લખાયુંછે તેને ધીરજ ધરીને તમે સહન કરી લો તો કેવું સારૂં!

ઓથેલો.—શીંગડાંવાળો માણસ રાક્ષસ અને પશુ છે†

ઇયાગો.—ત્યારે વસ્તીવાળા શેહેરમાં ઘણા પશુ હોયછે, અને ઘણા શેહેરી-રાક્ષસો હોયછે.

ઓથેલો.—એણે કબુલ કર્યું?

ઇયાગો.—મારા મેહેરબાન, માણસ થાઓ; દરેક દાઢીવાળો માણસ જેનાં લગ્ન થયાંછે તે તમારી સાથે ગાડું ખેંચેછે એમ માનજો.

---

* "ઈયાગો કેવળ જુઠું બોલેછે." (ડટન).

† "તું કહેછે કે ધીરજ ધરી તમારૂં પ્રારબ્ધ તમે સહન કરો; પણ જેને માથે શીંગડાં ઉગેછે, તે માણસ નથી, પણ પશુ અને રાક્ષસ છે." (ડટન.) લોક-વિચાર એવો હતો કે જેની સ્ત્રી ભ્રષ્ટ થાય એના સ્વામિને માથે શીંગડાં ઉગે. એવા સ્વામીને એટલામાટ શેકસપીઅર શીંગડાંવાળો માણસ કહેછે.

એવા લાખો અત્યારે જીવેછે કે જે દરેક રાતે પારકી પથારીમાં સૂએછે, જેને સમ ખાઇને તેઓ પોતાની કહેછે; તમારી બાબતતો એના કરતાં સારી છે. નિર્ભ્રાંત પથારીમાં સ્વચ્છંદ સ્ત્રીનું અધરપાન કરવું અને એને પતિવ્રતા ધારવી, અરે, એજ નરકનો દ્વેષ છે, પિશાચનું તીવ્ર ઉપહાસ છે. નહિ, મને એની ખબર પડવા દો; અને મારી ગતિ હું જાણતો હોવાથી, એની ગતિ કેવી થશે, તેની મને ખબર છે.

**ઓથેલો.**—અરે, તું તો ડાહ્યો છે; એ તો ચોક્કસ છે.

**ઇયાગો.**—જરા એકકોરે ઉભા રહો; માત્ર ધીરજની હદમાં રહેજો. જ્યારે તમે તમારા દુઃખથી ઘેરાએલા પડયા હતા,—આવા માણસને તદ્દન અનુચિત મનોવિકાર,—ત્યારે કૅશિયો અહીં આવ્યો: એને મેં વેગળો કાઢી મૂકયો, અને તમારી બેશુદ્ધિનું ફક્કડ બહાનું આપી દીધું, અને અહીં આવીને હમણાં જ મારી સાથે વાત કરવાનું એને મેં કહ્યુંછે; અને એણે કબુલ કર્યુંછે. તમે માત્ર છૂપાઇને એના ચેહેરાના દરેક પ્રદેશમાં જે ઉપહાસ, ઠઠ્ઠા અને બડાઇખોર તિરસ્કાર વસે તે ખાસ લક્ષમાં લેજો; કારણકે હું એની પાસેથી નવેસર વાત કઢાવીશ કે કયાં, કેવી રીતે, કેટલી વખત, કેટલા વખતથી, અને કયારે કયારે, અને હવે ફરી કયારે તમારી સ્ત્રીને એ મળવાનો છે: કહુંછું કે માત્ર એની ચેષ્ટા ઉપર પૂર્ણ લક્ષ આપજો. સાહેબ, ધીરજ રાખો; નહિતો હું કહીશ કે તમે આખાને આખા ગુસ્સાથી ઘેરાઇ ગયાછો, અને તમે કાંઇ માણસ નથી.

**ઓથેલો.**—સાંભળેછે કે, ઇયાગો? મારી ધીરજમાં હું મહા લુચ્ચો માલમ પડીશ; પણ—સાંભળેછે કે?—અત્યંત ક્રૂર.

**ઇયાગો.**—એમાં કાંઇ ખોટું નથી; પણ સઘળું વખતે કરજો. હવે છૂપાઇ જશો?

(ઓથેલો સંતાયછે.)

હવે બીઅઁકાના સંબંધમાં હું કૅશિયોને સવાલ કરીશ; જે સ્ત્રી પોતાના કોડ વેચીને પોતાનાં ગુજરાન અને કપડાં ખરીદેછે તેના સંબંધમાં: એ જીવ કૅશિયો ઉપર ફીદા થઇ ગએલો છે: કારણકે ઘણાને ફસાવવા અને એકથી ફસાવું એંજ વેશ્યાની વિપત્તિ છે. જ્યારે એની વાત એ સાંભળેછે, ત્યારે પુષ્કળ હાસ્ય એને આવ્યા વિના રહેતું નથી.—આ એ આવેછે.

(કૅશિયો પ્રવેશ કરેછે.)

જેમ જેમ એ હાસ્ય કરતો જશે, તેમ તેમ ઓથેલો ગાંડો બનતો જશે; અને એની અભણ* ઇર્ષ્યાએ બાપડા કૅશિયોના હાસ્યનો, ચાળાનો, અને એની સરળ વર્તણુકનો, તદ્દન ખોટોજ અર્થ કરવો જોઇએ.—કેમ છે હવે, સૂબેદાર?

**કૅશિયો.**—જેની ખાસી મને મારી જ નાખેછે, તે પદવી આપી તમે મને બોલાવોછો, ત્યારે તો મને બહુજ અઠીક છે.

**ઇયાગો.**—ડેઝ્ડિમોનાની પછવાડે સારી પેઠે લાગો, અને પછી તેની ખાત્રી તમે સમજોને. હવે, આ વાત જો બીઅઁકાના હાથમાં હોય, તો કેવી જલદીથી તમારૂં કામ થઇ જાય.

**કૅશિયો.**—અફ્સોસ, ગરીબ પ્રાણી!

**ઓથેલો.**—જો, જો, એ કેવો હસવા લાગ્યોછે?

**ઇયાગો.**—પુરૂષ ઉપર આવો પ્રેમ રાખનારી કોઇ બાઇડી મેં કદિ નથી જાણી.

**કૅશિયો.**—અફ્સોસ, બિચારી પોપટી! ખરે જ હું ધારૂંછું કે એનો પ્રેમ મારા ઉપર છે.

**ઓથેલો.**—હવે એ જેવીતેવી ના પાડેછે, અને વાતને હસી કાઢેછે.

**ઇયાગો.**—સાંભળોછો કે, કૅશિયો?

* વૉકર કહેછે કે અભણનો સંબંધ 'અર્થ કરવા' ની સાથે છે, અને એથી જ અર્થ સ્પષ્ટ થાયછે.

ઓથેલો.—હવે એની પાસેથી વાત ફરીને કઢાવવાનો એ આગ્રહ કરેછે: ચાલ; ઠીક કર્યું, ઠીક કર્યું,

ઇયાગો.—એ તો એવું કહેછે કે તમે એને પરણશો; તમારો ઇરાદો છે?

કૅશિયો.—હા! હા! હા! હા! (હસેછે.)

ઓથેલો.—અલ્યા રોમન*, વિજયનો આનંદ ભોગવેછે કેમ? આનંદ ભોગવેછે?

કૅશિયો.—હું એને પરણું! શું? વેશ્યાને! મારી અક્કલઉપર કૃપા કરીને ઉદારતા વાપરશો; એવી પતિત એને ન ધારો. હા! હા! હા! હા!

ઓથેલો.—એમ જ, એમ જ, એમ જ, એમ જ; જે જીતે તે હસે.

ઇયાગો.—ખરેખર, વાત તો બહાર ઉડીછે કે તમે એને પરણશો.

કૅશિયો.—કૃપા કરીને સાચું કહો.

ઇયાગો.—ખોટું હોય તો હું મહા લુચ્ચો.

ઓથેલો.—તેં મારી ગણત્રી† કરી નાખી છે? ઠીક.

કૅશિયો.—એ તો વાંદરીની પોતાની ગપ છે; પોતાની જ ખુશી અને પ્રેમથી એ માનેછે કે હું એને પરણીશ, મારા વચનથી નહિ.

ઓથેલો.—ઇયાગો મને આંગળીની નિશાની કરેછે; હવે એ વાત શરૂ કરેછે.

કૅશિયો.—હમણા જ એ અહીંઆં આવી હતી; દરેક સ્થળે મારી પાછળ પાછળ એ ભમેછે. તે દહાડે હું કેટલાક વેનિસવાસીઓ સાથે દરિયા કિનારે વાત કરતો હતો; અને ત્યાં આ માકડું આવી પહોં-

---

* જૉન્સન કહેછે કે વિજય મેળવ્યા પછી તેનો મહોત્સવ કરવાની ક્રિયા રોમન લોકોની હતી, તેથી વિજયાનંદ બોલતાં ઓથેલોને રોમન શબ્દ યાદ આવી ગયો.

† એટલે, 'મને મારી નાખવાનું પણ તેં નક્કી કરી નાખ્યુંછે કે?' પણ સ્ટીવન્સ અને ક્લાર્ક આ શબ્દ (scored) નો અર્થ 'ડામ દીધો' એવો કરેછે. જૉન્સન અને શ્મીટ આગલો અર્થ કરેછે.

ચેછે, અને આ હાથના સોગન ખાઇ કહું છું કે આ પ્રમાણે મને ગળે બાઝી પડેછે—

**ઓથેલો.**—કેમ જાણે ‘ અરે વહાલા કૅશિયો’ એમ બોલતી બોલતી; એના ચાળામાંથી એવું જ જણાયછે.

**કૅશિયો.**—આમ મારા ઉપર લટકેછે, લબડેછે અને રડેછે; આ પ્રમાણે મને ખેંચી તાણેછે. હા ! હા ! હા ! હા !

**ઓથેલો.**—એણે કેવી રીતે એને મારા શયનગૃહમાં ખેંચી લીધો એમ એ કહેછે. હાય, તારૂં એ નાક હું જોઉંછું, પણ કયા કુતરાને હું નાખીશ તે નથી દેખતો.

**કૅશિયો.**—વારૂ, એની સોબત મારે છોડી દેવી જોઇએ.

**ઇયાગો.**—મારી સન્મુખ ! જુઓ, એ આવે.

**કૅશિયો.**—એવી રાની બીલાડી* છે ! ભલા, સુગંધદાર છે.

(બીઍંકા પ્રવેશ કરેછે.)

શા માટે તું મારી વાંસે આમ ભમેછે ?

**બીઍંકો.**—ભમે ડાકણ અને ડાકણની મા ! હમણાં જ જે રૂમાલ તમે મને આપ્યો તે આપવાનું શું કારણ ? હું એ મુર્ખી કે લીધો. મારે એનું ભરત લેવું ? વાત તો મજાની, કે તમારી ઓરડીમાંથી તમને મળે, અને કોણ મૂકી ગયું એની ખબર ન પડે ! કોઇક રાંડની એ યાદગીરી છે, અને મારે ભરત લેવું ? આપો તમારી રાંડને; ગમે ત્યાંથી તમને મળ્યો, કામબામ હું કાંઈ લેવાની નથી.

**કૅશિયો.**—વળી શું થયું ? મારી મીઠી બીઍંકા! વળી શું થયું ? શું થયું ?

**ઓથેલો.**—ઇશ્વરાજ્ઞા, એજ મારો રૂમાલ હોય !

**બીઍંકા.**—જો આજ રાતે વાળુ વખતે આવવું હોય, તો આવજો; ન આવો તો બોલાવું ત્યારે આવજો. (જાયછે.)

**ઇયાગો.**—એની પછવાડે, એની પછવાડે.

---

* “આ પ્રાણી ઘણું લંપટ ધારવામાં આવેછે, તેથી સ્વચ્છંદ સ્ત્રી”. (ડટન.)

કૅશિયો.—ખરેખર, મારે જવુંજ જોઇએ, નહિતો વળી એ રસ્તામાં લવારો કરતી જશે.

ઇયાગો.—ત્યાં વાળુ કરશો ?

કૅશિયો.—ખરેજ, મારો ઇરાદો છે.

ઇયાગો.—વારૂ, કદાચ હું તમને ત્યાં મળું ; કારણકે આપને કાંઇક વાત કરવાની મને બહુ ઇચ્છા છે.

કૅશિયો.—આવજો, આવજો ; આવશો કે ?

ઇયાગો.—ભલે, ભલે ; વધારે આગ્રહ ન કરશો.

(કૅશિયો જાયછે)

ઓથેલો.—(આગળ આવીને) એને કેવી રીતે મારી નાખું, ઇયાગો ?

ઇયાગો.—જોયું કે ? પોતાના કાળા કામથી કેવો હસતો હતો !

ઓથેલો.—અરે ઇયાગો !

ઇયાગો.—અને રૂમાલ જોયો ?

ઓથેલો.—એ મારો હતો ?

ઇયાગો.—આ હાથના સમ, તમારો ; અને તમારી બેવકુફ સ્ત્રીને એ કેવી ગણેછે તે જોયું ને ? એણે એને આપ્યો, અને એ ભાઇએ એની રાખને આપ્યો.

ઓથેલો.—હાય ! સાળાનો હું નવ વર્ષ સુધી જીવ લીધા કરૂં.—બાઈડી સારી ! બાઇડી સુંદર ! બાઈડી મનહર !

ઇયાગો.—નહિ, એ તો તમારે વિસરી જવું જોઇએ.

ઓથેલો.—હાય, એને તો આજ રાતે જ મરવાદે, સડવાદે, જહાનમમાં જવાદે ; કારણકે એ તો નહિજ જીવવા પામે ; નહિ, મારૂં હૃદય પથ્થરવત્ બની ગયું છે ; આ હું એને મારૂંછું, અને મારા હાથને વાગેછે.—અરે, એના કરતાં વધારે મનહર દુનિયામાં પ્રાણી નથી ; પાદશાહની પડખે સૂઇ એની પાસે પોતાના હુકમનો અમલ કરાવે.

ઇયાગો.—નહિ, એ તમારૂં કામ નથી.

**ઓથેલો.**—એને ફાંસીએ લટકાવ! જેવી છે તેવીજ માત્ર હું કહુંછું; ભરતકામમાં એવી સુઘડ! સુંદર ગાનારી! અરે! એને ગાતી સાંભળીને રીંછ પોતાની ક્રૂરતા ભૂલી જાય! સુંદર અને પુષ્કળ ચાતુર્ય અને નવી નવી કલ્પનાથી એવી ભરેલી!

**ઇયાગો**—આ બધાને લીધે એ ઉલટી ખરાબ છે.

**ઓથેલો.**—અરે, હજાર હજાર વખત; અને વળી એવા કોમળ સ્વભાવની!

**ઇયાગો.**—હા, ઘણીજ કોમળ.

**ઓથેલો.**—નહિ, એ વાતતો સાવ સાચી છે; પણ છતાં અફસોસની વાત છે, ઇયાગો! ઓ ઇયાગો, અફસોસની વાત છે!

**ઇયાગો.**—એનું પાપ તમને એટલુંબધું વાહાલું હોય તો પાપ કરવાનો એને પરવાનો આપો; કારણકે, જો આપને કાંઇ લાગતું ન હોય, તો બીજાને એમાં લેવાદેવા નથી.

**ઓથેલો.**—હું એના રાઇ રાઇ જેટલા ટૂકડા કરી નાખીશ. હું ભડવો!

**ઇયાગો.**—અરેરે, એટલી એનામાં નીચતા છે.

**ઓથેલો.**—મારા અમલદારની સાથે?

**ઇયાગો.**—એટલી નીચતા વધારે.

**ઓથેલો.**—મને કોઇક ઝેર લાવી આપ, ઇયાગો; આજ રાતે:—રખેને એના શરીર અને સુંદરતાથી મારૂં મન નિર્બળ બની જાય, એટલા-માટે એને ઠપકો પણ દઇશ નહિ:—આજ રાતે, ઇયાગો.

**ઇયાગો.**—ઝેરથી નહિ; જે પથારી એણે ભ્રષ્ટ કરીછે, તે પથારીમાંજ એનું ગળું દાબીદો.

**ઓથેલો.**—ઓહો, ઓહો! એનું વાજબીપણું મને ગમેછે; બહુજ મજેનું!

**ઇયાગો.**—અને કૅશિયોના સંબંધમાં, એનો કાંધીઓ હું થઇશ; અરધી રાતે તમે વધારે સાંભળશો.

ઓથેલો.—ઘણુંજ ઠીક! (અંદર રણશીંગું વાગેછે.) એ રણશીંગું કયું?

ઇયાગો.—વેનિસથી કાંઇક ખબર, નક્કી.—એ તો ડ્યૂક તરફથી આવેલો લોદોવિકો; અને, જુઓ, તમારી સ્ત્રી પણ તેની સાથે છે.

(લોદોવિકો, ડેઝ્ડિમોના અને અનુચરો પ્રવેશ કરેછે.)

લોદોવિકો.—ઈશ્વર તમને આબાદ રાખે, લાયક સેનાપતિ!

ઓથેલો.—સાહેબ, મારા અંતઃકરણપૂર્વક.

લોદોવિકો.—ડ્યૂક અને વેનિસના સભાસદો તમને સલામ કહેવરાવેછે.

(એને કાગળ આપેછે.)

ઓથેલો.—તેમના આજ્ઞાપત્રને હું ચુંબુંછું.

(પત્ર ઉઘાડી વાંચેછે.)

ડેઝ્ડિમોના.—અને ભાઇ લોદોવિકો, શા ખબર અંતર છે?

ઇયાગો.—સાહેબ, તમને જોઇને હું ઘણો ખૂશી થાઉંછું; સાઇપ્રસમાં ભલે પધાર્યા.

લોદોવિકો.—તમારો ઉપકાર માનુંછું. સુબેદાર કૅશિયો શું કરેછે?

ઇયાગો.—છે, સાહેબ.

ડેઝ્ડિમોના.—ભાઈ, તેમના અને મારા સ્વામીની વચ્ચે માઠી ફાટફુટ પડી ગઇછે; પણ તમે આવ્યા એટલે હવે સઘળું ઠીક થઇ રહેશે.

ઓથેલો.—એની તને ખાત્રી છે?

ડેઝ્ડિમોના.—મારા નાથ?

ઓથેલો.—(વાંચેછે) "આ કરવા ચૂકશો નહિ, કારણકે તમે"—

લોદોવિકો.—એણે તને નથી કહ્યું; કાગળ વાંચવામાં એ મશગુલ છે. સેનાપતિ અને કૅશિયો વચ્ચે ફાટ પડી ગઈ છે?

ડેઝ્ડિમોના.—ઘણીજ દુઃખદાયક. કૅશિયોના ઉપર મારૂં જે હેત છે, તેને લીધે હું તેમને એક કરવા બહુ મથુંછું.

ઓથેલો.—અગ્નિ અને ગંધક!

ડેઝ્ડિમોના.—મારા નાથ?

**ઓથેલો.**—તમે શાણાં છો ?*

**ડેઝડિમોના.**—કેમ, એ ગુસ્સે છે ?

**લોદ્દોવિકો.**—કદાચ પત્ર વાંચીને એમનું ચિત્ત અસ્વસ્થ થયું હોય; કારણકે હું ધારૂં છું તે પ્રમાણે, કેશિયોને અહીંની રાજવ્યવસ્થા સોંપીને તેમને દેશ જવાનું તેમાં ફરમાવ્યું છે.

**ડેઝડિમોના.**—સાચું કહું છું, એથી હું બહુ ખૂશી થાઉં છું.

**ઓથેલો.**—હું !

**ડેઝડિમોના.**—મારા નાથ ?

**ઓથેલો.**—તને દીવાની જોઇને હું ખૂશી થાઉં છું.

**ડેઝડિમોના.**—શામાટે, પ્રિય ઓથેલો,—

**ઓથેલો.**—(એને મારતાં મારતાં) રાંડ શંખણી !

**ડેઝડિમોના.**—આને યોગ્ય હું નથી નીવડી.

**લોદ્દોવિકો.**—સાહેબ, આ વાત હું વેનિસમાં કહું તો કોઈ માને નહિ, હું સમખાઇને કહું કે મારી નજરે મેં એ જોયું તોપણ; બહુ થઇ ગયું; એનું સાંત્વન કરો; એ રડેછે.

**ઓથેલો.**—અરે શંખણી, શંખણી ! જો સ્રીઓનાં આંસુથી પૃથ્વીને ગર્ભ ધારણ થતો હોય, તો તેનું દરેક બિંદુ જે ભોંય ઉપર પડેછે, તેમાંથી મગર ઉત્પન્ન થાય.† ટળ, મારી નજરેથી !

(જાયછે.)

---

* નાટક ભજવવામાં આ શબ્દો કોઇ ઈયાગોના મુખમાં મૂકેછે, અને ફરનેસને એ ફેરફાર રૂચેછે. ડેટન કહેછે : "ઓથેલોના મુખમાં આ શબ્દોનો થોડોજ અર્થ થાયછે."

† ઓથેલો કહેછે કે ડેઝડિમોનાનાં આંસુ 'મગરનાં આંસુ' છે, એટલેકે, ખોટાં છે. બુલ્લોકર, પોતાના ઇંગ્લિશ એક્ષપોઝીટર નામના ગ્રંથમાં લખેછે : "મનુષ્યનું શરીર ખાઈ રહ્યા પછી માથા ઉપર મગર રડેછે, અને પછી માથું પણ ખાઇ જાયછે, એવું લખાયુંછે. એટલામાટે, જે આંસુ ઢોંગી હોયછે, અને છેતરવાના કે ઈજા કરવાના ઈરાદાથી પાડવામાં આવેછે, તે આંસુને સૂચવવા લાટિનમાં 'મગરનાં આંસુ' એવી કહેવત છે."

ડેઝડિમોના.—તમને નાખુશ કરવા હું ઉભી નહિ રહું.

લોદોવિકો.—ખરેખર, કહ્યાગરી સ્ત્રી; હું આપ સાહેબને વિનતિ કરૂંછું કે એને પાછી બોલાવો.

ઓથેલો.—અરે—હું!

ડેઝડિમોના.—મારા નાથ?

ઓથેલો.—સાહેબ, એનું આપને શું કામ છે?

લોદોવિકો.—કોને, મારે, સાહેબ?

ઓથેલો.—હાસ્તો; તમારી જ ઇચ્છા હતી કે મારે એને પાછી ફેરવવી સાહેબ, તે ફરીફરીને ફરી શકેછે, અને છતાં ચાલી જાયછે, અને વળી ફરી શકેછે; અને તે રડી શકેછે, સાહેબ, રડી શકેછે; અને તે કહ્યાગરી છે, તમે કહોછો તેમ, કહ્યાગરી છે; ઘણી કહ્યાગરી:—તમારાં આંસું આગળ ચલાવો. આના સંબંધમાં, સાહેબ,—અરે સુરંગિત આવેગ!—મને દેશ બોલાવવાનો હુકમ છે.—તું જતી રહે; હમણાં હું તને તેડાવીશ.—સાહેબ, હું હુકમને તાબે થાઉંછું; અને વેનિસ પાછો જઇશ.—જા, ખસ!

(ડેઝડિમોના જતી રહેછે.)

કેશિયોને મારી જગા મળશે. અને, સાહેબ, હું વિનતિ કરૂંછું કે વાળુ મારે ત્યાં કરજો; સાહેબ, સાઇપ્રસમાં ભલે પધાર્યા.—બકરાં અને વાંદરાં!

(જાયછે.)

લોદોવિકો.—જેને આપણી ભરસભા સર્વગુણસંપન્ન લેખેછે તેજ આ કુલીન મૂર? જેનો સ્વભાવ મનોવિકારથી ખળભળી નથી જતો તેજ આ? જેના નક્કર સામર્થ્યને અકસ્માતની ગોળી કે દૈવયોગનું તીર છેદી કે છરકી શકતાં નથી તેજ આ?

ઇયાગો.—એ બહુ બદલાઇ ગયાછે.

લોદોવિકો.—એની અક્કલ ઠેકાણેછે? એનું મગજ ચસકી નથી ગયું?

ઇયાગો.—જે છે તે એ છે: મારે શું કામ કાંઇ કહેવું જોઇએ. જેવા જોઇએ એવા એ નથી, તો પરમેશ્વર પાસે માગુંછું કે જેવા જોઇએ તેવા થયા હોત તો સારૂં!

લોદોવિકો.—શું, પોતાની સ્ત્રીને મારવી!

ઇયાગો.—ખરેજ, એટલું ઠીક ન થયું; છતાં એટલાજ મારથી છેડો આવે એમ હું ઇચ્છુંછું!

લોદોવિકો.—એમ રોજ કરેછે? કે કાગળોને લીધે એની પ્રકૃતિ ઉપર અસર થઈ અને આ નવી ભૂલ ઉત્પન્ન થઇ ગઇ?

ઇયાગો.—અફસોસ, અફસોસ! મેં જે જોયુંછે અને જાણ્યુંછે તે કહેવામાં મારી પ્રમાણિકતા નથી. આપજ એનું લક્ષપૂર્વક અવલોકન કરશો, તો એની વર્ત્તણુક જેવો છે તેવો એને બતાવી આપશે, જેથીકરીને મારે બોલવાની જરૂર ન પડે; માત્ર એની પછવાડે જાઓ, અને એની વર્ત્તણુકની તપાસ રાખો.

લોદોવિકો.—એના સંબંધમાં હું છેતરાયોછું એ જાણી હું દિલગીર થાઉંછું.

(બધા જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.—સ્થળ, કિલ્લામાં એક ઓરડો.

(ઓથેલો અને ઈમિલિયા પ્રવેશ કરેછે.)

ઓથેલો.—ત્યારે તેં કાંઇ જોયું નથી?

ઇમિલિયા.—તેમ સાંભળ્યું પણ નથી, તેમ તેનો વેહેમ સરખો પણ નથી આવ્યો.

ઓથેલો.—હા, કેશિયોને અને એને તેં સાથે જોયાંછે.

ઇમિલિયા.—પણ ત્યારે એમાં કાંઇ ખોટું મને લાગ્યું નહોતું, અને તેમની વચ્ચે થતી વાતચિતનો શબ્દેશબ્દ મેં સાંભળ્યો હતો.

ઓથેલો.—શું, કદિ તેઓએ છાની વાત નથી કરી?

**ઇમિલિયા.**—કદિ નહિ, સાહેબ.

**ઓથેલો.**—તેમ તને વચમાંથી વેગળી નથી કરી ?

**ઇમિલિયા.**—કદિ નહિ.

**ઓથેલો.**—એનો પંખો લાવવા, મોજાં લાવવા, બુરખો લાવવા, કે કશું લાવવા ?

**ઇમિલિયા.**—કદિ નહિ, સાહેબ.

**ઓથેલો.**—એ વિચિત્ર છે.

**ઇમિલિયા.**—સાહેબ, એ પવિત્ર છે તેની શરત કરવા હું તૈયાર છું, મારા જીવની શરત કરૂંછું : જો તમને કાંઇ બીજો વિચાર આવતો હોય તો તે કાઢી નાખો ; આપની છાતીને એ લાંછન લગાડેછે. જો કોઇ ચંડાળે આ વાત આપના મનમાં ઉતારી હોય, તો એના આડો સરપ ઉતરજો ! કારણકે જો એ પવિત્ર, પતિવ્રતા, અને સાચી ન હોય, તો કોઇ માણસ દુનિયામાં સુખી નથી ; તેમની ચોખ્ખામાં ચોખ્ખી સ્ત્રી કલંકના જેવી કાળી છે.

**ઓથેલો.**—એને અહીં આવવાનું કહે ; જા.

(ઇમિલિયા જાયછે.)

એના બોલવામાં કસર નથી ; પણ જે આટલું કહી ન શકે, તે નવી નવી કુટણી હોયછે. મહા લુચ્ચી વેશ્યા છે આ, દુષ્ટ ભેદની ઓરડીનું તાળુંકુંચીજ છે : અને છતાં ઘૂંટણીએ પડી એ પ્રાર્થના કરેછે ; એવું કરતાં મેં એને જોઈ છે.

(ઇમિલિયાની સાથે ડેઝડિમોના પ્રવેશ કરેછે.)

**ડેઝડિમોના.**—મારા નાથ, તમારી શી ઇચ્છા છે ?

**ઓથેલો.**—ભલા, ચેલકી, આમ આવ' તો.

**ડેઝડિમોના.**—તમારી શી મરજી છે ?

**ઓથેલો.**—તારી આંખો મને જોવા દે ; મારા મ્હોં સામું જો.

**ડેઝડિમોના.**—આ ભયંકર તુરંગ વળી શો છે ?

**ઓથેલો**.—(ઈમિલિયાને) તારા કામે કાંઇક, બાઇ; બારણું વાસીદે; જો કોઇ બીજું આવે તો ઉધરસ ખાજે કે 'અંહુ' કરજે. તમારો ધંધો, તમારો ધંધો; નહિ, જતી રહે.

(ઈમિલિયા જાયછે.)

**ડેઝડિમોના**.—હું ઘૂંટણીએ પડી આપને વિનવુંછું કે આપના બોલવાનું તાત્પર્ય શું છે? આપના શબ્દોમાં મને આવેશ દેખાયછે, પણ શબ્દો સમજાતા નથી.

**ઓથેલો**.—કાં, તું કોણ છે?

**ડેઝડિમોના**.—તમારી પત્નિ, મારા સ્વામી; તમારી સાચી એકનિષ્ઠ ધર્મપત્નિ.

**ઓથેલો**.—ચાલ, ખા સોગન, અને તારી પોતાની મેળે શાપિત થા; કે રખેને, સ્વર્ગના પ્રાણી જેવી તું લાગતી હોવાથી, પિશાચ પોતે પણ તને પકડતાં ડરી જાય: એટલામાટે બેવડી શાપિત થા; સોગન ખા કે તું શુદ્ધ છે.

**ડેઝડિમોના**.—ઇશ્વર એ વાત સાચેસાચી જાણેછે.

**ઓથેલો**.—ઇશ્વર ખરેખરૂં જાણેછે કે તું નરકના જેવી ભ્રષ્ટ છે.

**ડેઝડિમોના**.—કોને, સ્વામી? કોની સાથે? કેવી રીતે હું ભ્રષ્ટ છું?

**ઓથેલો**.—અરે ડેઝડિમોના! જા! જા! જા!

**ડેઝડિમોના**.—અફ્સોસ છે દુઃખદ દિવસને! શામાટે તમે રડોછો? મારા નાથ, આ અશ્રુઓનું નિમિત્ત હું જ છું? તમને પાછા બોલાવવામાં મારા પિતા કારણભૂત છે એમ જો તમને કદાચ સંશય આવતો હોય, તો એનો દોષ મારા ઉપર ન મૂકશો; જો તમે એને ગુમાવ્યાછે, તો મેં પણ એને ગુમાવ્યાછે.

**ઓથેલો**.—સંકટ મારે માથે નાખીને મને તાવવાની ઈશ્વરની મરજી થઇ હોત, મારા ખુલ્લા મસ્તક ઉપર સઘળી જાતની શરમ અને આપત્તિ એણે વર્ષાવી હોત, ગળા બુડાબુડ નિર્ધનતામાં મને બોળી

દીધો હોત, કેદખાનામાં નાખી મને અને મારી મોટામાં મોટી આશાઓને અવરૂદ્ધ કરી દીધી હોત, તથાપિ મારા અંતરના કોઇપણ ભાગમાં ધીરજનું ટીપું રહેત; પણ, અફસોસ, તેની ધીમી નહિ ખસતી આંગળી મારી તરફ બતાવવા તિરસ્કારના વખતને માટે મને સ્થાપિત પુતળું બનાવવો! છતાં એ પણ હું સહન કરી શકત; સારી રીતે, બહુજ સારી રીતે; પણ જ્યાં મારૂં હૃદય સર્વસ્વ વસેલુંછે, જ્યાં જ મારૂં જીવન છે, નહિ તો જીવન નથી, જે ઝરામાંથી મારા જીવનનો પ્રવાહ વહેછે, નહિ તો સૂકાઇ જાય,—ત્યાંથીજ તિરસ્કાર પામવો! અથવા તો નીચ દેડકાએ માટે કેલિ કરવા અને સંતતિ ઉત્પન્ન કરવા એને ટાંકી તરીકે રાખવું!—ધીરજ, જુવાન અને બિંબોષ્ઠ તારૂણી, ત્યાં તારો ચેહેરો બદલાવી નાખ, અરે, ત્યાં, નરકપુરી જેવી વિક્રાળ રેખા!

**ડેઝડિમોના.**—હું આશા રાખુંછું કે મારા સુજ્ઞ સ્વામી મને શીલવતી લેખેછે.

**ઓથેલો.**—અરે, હા, ઉનાળામાં માંસ ઉપર બેસતી માંખીઓના* જેવીજ, કે જે ઇંડા મૂકતી વખતે જ ગર્ભ ધારણ કરેછે. અરે તું રોપા, જે એવો રમણીય રીતે સુંદર છે, અને એવો સુગંધી જણાયછે કે તને જોઇને લાગણી દુખાયછે, તે તું જન્મીજ ન હોત તો ઠીક.

**ડેઝડિમોના.**—અફસોસ, કયું અજાણ્યું પાપ મેં કીધુંછે!

**ઓથેલો.**—આ† સુંદર કાગળ ઉપર, આ અત્યંત મનહર ચોપડી ઉપર,

---

* Blow-fly=એક જાતની માખી. "આ જાતની માંખીઓ માંસ ઉપર પોતાનાં ઇંડાં મૂકેછે; અને જે ક્ષણે ઇંડાં મૂકેછે તેજ ક્ષણે ગર્ભ ધારણ કરેછે અલબત, ખાટકીની અભરાઈઓ ઉપર ટોળાંબંધ એ માખીઓ હોયછે. (ડિટન.)"

† આ તારી કાયારૂપ સુંદર કાગળ ઉપર કુલટા શબ્દ લખવાનું સર્જિત થયુંછે? અને આ પુસ્તક 'કુલટા' શબ્દ લખવાને માટે બનાવવામાં આવ્યુંછે?

'કુલટા' લખવાનું સરજાયુંછે? શું કીધું! કીધું! અરે તું સાર્વજનિક વેશ્યા! જો તારાં કૃત્યો માત્ર મેં ઉચાર્યાં, તો મારા ગાલની મારે ભઠ્ઠી જ બનાવવી જોઇએ, જે શરમને બાળીને રાખ કરી નાખે. શું કીધું! સ્વર્ગ પોતાનું નાક ત્યાં આગળ બંધ કરી દેછે, અને ચંદ્ર આંખ મીચી જાયછે; વિષયી પવન કે જે મળે તે સઘળાંને ચુંબન દેછે તે, પૃથ્વીની પોલી ખાણમાં પેસી ચુપ થઈ જાયછે, અને એ વાત સાંભળશે નહિ. શું કીધું! બેશરમ કુલટા!

**ડેઝડિમોના.**—ઇશ્વરાજ્ઞા, તમે મને આળ ચઢાવોછો.

**ઓથેલો.**—તું કુલટા નથી?

**ડેઝડિમોના.**—નહિ, જો હું ખ્રીસ્તિ હોઉં તો; બીજા કોઇ પતિત અનધિકારી સ્પર્શમાંથી આ વાસણને* સાચવવું એમાં કુલટાપણું ન હોય તો, હું કોઇ નથી.

**ઓથેલો.**—શું, જારિણી નહિ?

**ડેઝડિમોના.**—નહિ, મારે પણ મોક્ષની ઇચ્છા છે.

**ઓથેલો.**—એમ?

**ડેઝડિમોના.**—અરે, ઇશ્વર આપણને માફી આપે!

**ઓથેલો.**—હું તારી ક્ષમા માગુંછું ત્યારે; વેનિસની જે બંધી છિનાળ ઓથેલોને વરીછે તે મેંતો તને ધારી.—તું, બાઇ, કે જેનું કામ સંત પિતરથી† ઉલટું છે, અને નરકનું બારણું સાચવેછે! (ઇમિલિયા પ્રવેશ કરેછે.) તું, તું, હા, તું! અમારૂં ચરિત્ર અમે કરી લીધુંછે; તારી મેહેનતના પૈસા એ રહ્યા. ભલા, કુંચી ફેરવ, અને અમારી વાત છાની રાખજે. (જાયછે.)

**ઇમિલિયા.**—અફસોસ, આ ગૃહસ્થના મનમાં શું આવેછે? કેમ છે, બાઇ? કેમ છે, મારી ભલી બાઇ સાહેબ?

---

* વાસણ=શરીર.

† સંત પિતરનું કામ સ્વર્ગનાં દ્વાર સાચવવાનું હતું.

ડેઝડિમોના.—ખરેજ, અર્ધી નિદ્રાધીન.

ઇમિલિયા.—ભલી બાઇ સાહેબ, મારા શેઠને શું થયું છે?

ડેઝડિમોના.—કોને?

ઇમિલિયા.—મારા શેઠને, બાઇ?

ડેઝડિમોના.—કોણ તારો શેઠ છે?

ઇમિલિયા.—મારાં વહાલાં બાઇ, જે તમારો છે તે.

ડેઝડિમોના.—મારે કોઇ નથી: ઇમિલિયા, મને ન પુછીશ; હું રડી શકતી નથી, અને આંસુથી અપાય તે સિવાય મારે કોઇ જવાબ પણ નથી. જો, આજ રાતે મારી પથારીમાં મારાં પાનેતર મૂકજે:* ધ્યાનમાં રાખજે, હો; અને તારા સ્વામીને અહીં બોલાવ.

ઇમિલિયા.—કાંઈક બન્યું છે ખરૂં.　　　　(જાયછે.)

ડેઝડિમોના.—વાજબી છે, મને આમ જ રાખવી જોઇએ, વાજબી છે: હું કેવી રીતે વરતી છું કે મારા નાનામાં નાના દુરૂપયોગ ઉપર એ થોડામાં થોડો વક્કર રાખે?†

(ઇયાગોને લઈ ઇમિલિયા ફરી પ્રવેશ કરેછે.)

ઇયાગો.—શી આજ્ઞા છે, બાઇ સાહેબ? કેમ છે તમને?

ડેઝડિમોના.—હું બોલી શકતી નથી. જે નાનાં છોકરાંને શીખવેછે, તે સેહેલા પાઠ અને નરમ ઉપાયથી શીખવેછે; કારણકે, સાચું કહું છું. ઠપકાનો મારો આ શરૂઆતનો પાઠ છે.

---

* ટેનિસનની લૉર્ડ બર્લે નામની કવિતામાં પણ આવોજ વિચાર છે:—

Then her people softly treading,
Bore to earth her body, drest
In the dress that she was wed in,
That her spirit might have rest.

† કેટલાક આ વાક્યની સમજણ આમ આપેછે: "મારી નાનામાં નાની ભૂલથી એને આમ થોડામાં થોડો પણ સંશય ઉપજે, એવું તે મેં શું કર્યું હશે?" બેશક, ડેઝડિમોનાની પાત્રતામાં અહીં કવિએ કેવો સુંદર રંગ પૂર્યોછે, એમ સમજવું સહેલું છે.

'કુલટા' લખવાનું સરજાયુંછે? શું કીધું! કીધું! અરે તું સાર્વજનિક વેશ્યા! જો તારાં કૃત્યો માત્ર મેં ઉચાર્યાં, તો મારા ગાલની મારે ભઠ્ઠી જ બનાવવી જોઇએ, જે શરમને બાળીને રાખ કરી નાખે. શું કીધું! સ્વર્ગ પોતાનું નાક ત્યાં આગળ બંધ કરી દેછે, અને ચંદ્ર આંખ મીચી જાયછે; વિષયી પવન કે જે મળે તે સઘળાંને ચુંબન દેછે તે, પૃથ્વીની પોલી ખાણમાં પેસી ચુપ થઈ જાયછે, અને એ વાત સાંભળશે નહિ. શું કીધું! બેશરમ કુલટા!

**ડેઝડિમોના.**—ઇશ્વરાજ્ઞા, તમે મને આળ ચઢાવોછો.

**ઓથેલો.**—તું કુલટા નથી?

**ડેઝડિમોના.**—નહિ, જો હું ખ્રીસ્તિ હોઉં તો; બીજા કોઇ પતિત અનધિકારી સ્પર્શમાંથી આ વાસણને* સાચવવું એમાં કુલટાપણું ન હોય તો, હું કોઇ નથી.

**ઓથેલો.**—શું, જારિણી નહિ?

**ડેઝડિમોના.**—નહિ, મારે પણ મોક્ષની ઇચ્છા છે.

**ઓથેલો.**—એમ?

**ડેઝડિમોના.**—અરે, ઇશ્વર આપણને માફી આપે!

**ઓથેલો.**—હું તારી ક્ષમા માગુંછું ત્યારે; વેનિસની જે બંધી છિનાળ ઓથેલોને વરીછે તે મેં તો તને ધારી.—તું, બાઇ, કે જેનું કામ સંત પિતરથી† ઉલટું છે, અને નરકનું બારણું સાચવેછે! (ઇમિલિયા પ્રવેશ કરેછે) તું, તું, હા, તું! અમારૂં ચરિત્ર અમે કરી લીધુંછે; તારી મેહેનતના પૈસા એ રહ્યા. ભલા, કુંચી ફેરવ, અને અમારી વાત છાની રાખજે. (જાયછે.)

**ઇમિલિયા.**—અફસોસ, આ ગૃહસ્થના મનમાં શું આવેછે? કેમ છે, બાઇ? કેમ છે, મારી ભલી બાઇ સાહેબ?

---

* વાસણ=શરીર.

† સંત પિતરનું કામ સ્વર્ગનાં દ્વાર સાચવવાનું હતું.

**ઇયાગો.**—જા, જા, એવો કોઈ માણસ નથી; એ અશક્ય છે.

**ડેઝડિમોના.**—જો એવો કોઇ હોય જ તો, ઇશ્વર એનું ભલું કરે!

**ઇમિલિયા.**—ભલું કરે ફાંસીનું લાકડું! રૂવાંડે રૂવાંડે એને જીવડા પડજો! શામાટે એમને એણે વેશ્યા કહેવાં જોઇએ? એમની પાસે કોણ રહેછે? કયું સ્થળ? કયો વખત? કેવી રીતે? શું સંભવિતપણું? કોઇ લુચ્ચામાં લુચ્ચા હરામખોરે મૂરને ભમાવ્યોછે, કોઇ નીચ નામજાદા ગુલામે, કોઇ મહા નીચ પાજી દોંગાએ, એને ભંભેર્યોછે. અરે પરમેશ્વર, એવા લુચ્ચાને તું છતો પાડે, અને આખી દુનિયાની સોંસરા, પૂર્વથી પશ્ચિમમાં, એને નવસ્ત્રો કરી ફટકા મારવા દરેક પ્રમાણિક હાથમાં ચાબુક આપે!

**ઇયાગો.**—જીભ ઘાલ મ્હોંમાં, જીભ.

**ઇમિલિયા.**—અરે, શુ એમનાં નામ ઉપર! તમારી અક્કલને ઉંધી ફેરવનાર અને મૂરની સાથે મારો સંશય ઉપજાવનાર, કોઇ આવા જ ભાઇસાહેબ હતા.

**ઇયાગો.**— તું મૂર્ખ છે; જા, જા.

**ડેઝડિમોના.**—અરે ભાઇ ઇયાગો, મારા પતિનો પ્રેમ પુનઃસંપાદન કરવા હું શું કરૂં? મારા ભાઇ, એની પાસે જાઓ; કારણકે આ આકાશના દિવાના સમખાઇને કહુંછું કે એમનો પ્રેમ મેં કેવી રીતે ખોયો, તેની મને ખબર નથી. આ હું ઘૂંટણીએ પડુંછું: વિચારની ચંચળતાએ કરીને કે સાક્ષાત કર્મથી કદાપિ પણ જો મારા સંકલ્પે એમના પ્રેમ વિરૂદ્ધ દોષ કર્યો હોય, અથવા તો મારી આંખો, કાન કે કોઈ પણ ઇંદ્રિય ઇતર રૂપથી આનંદિત બની હોય, અગર, જો એના ઉપર હું પ્રેમ ન રાખતી હોઉં, કે ન રાખ્યો હોય, છેડો ફાડી આપી મને ઘરમાંથી ધુતકારી કાઢી મૂકે તોપણ જો ન રાખું, તો મારા મનનો સંતોષ મને છોડી જજો! અપ્રીતિ

**ઇયાગો.**—શું થયું છે, બાઇ ?

**ઇમિલિયા.**—અફસોસ, ઇયાગો, સેનાપતિએ એને જારિણી કહી એવું તો કહ્યું છે, એવા તો ધિક્કારયુક્ત અને સખ્ત શબ્દો એમના પ્રત્યે વાપર્યાછે, કે સાચાં હૃદયો એ સહન કરી ન શકે.

**ડેઝ્ડિમોના.**—હું એવી છું, ઇયાગો ?

**ઇયાગો.**—કેવાં, સુંદર બાઇ સાહેબ ?

**ડેઝ્ડિમોના.**—મારા સ્વામીએ કહ્યું કે હું આવી આવી છું એમ એ કહેછે તેવી.

**ઇમિલિયા.**—એમણે એને વેશ્યા કહ્યાં ; મદ્યથી મસ્ત બનેલો ભીખારી એની રાખેલી રાંડને પણ એવું ન કહે.

**ઇયાગો.**—એમ કેમ કહ્યું હશે ?

**ડેઝ્ડિમોના.**—તેની મને ખબર નથી ; મને તો ખાત્રી છે કે હું એવી નથી.

**ઇયાગો.**—રડોમાં, રડોમાં ; અફસોસ છે દિવસને !

**ઇમિલિયા.**—એટલાંબધાં ઉમદાં લગ્નો છોડી દીધાં, બાપ, દેશ અને સ્નેહીઓને તજી દીધાં, એ કુલટા કહેવરાવવાને માટે કે ? એથી કોઇને રડવું ન આવે ?

**ડેઝ્ડિમોના.**—મારૂં એ દુર્ભાગ્ય છે.

**ઇયાગો.**—એનું ભૂડું થાય એનું ! આ ભૂત વળી કેવી રીતે એનામાં ભરાયું ?

**ઇમિલિયા.**—કોઇ અત્યંત લુચ્ચાએ, કોઇ ધાંધલીઆ અને પેટમાં પેસી જતા બદમાશે, કોઇ કપટી, પટામણા ગુલામે, કોઇક અમલદારી મેળવવા આ નિંદા જો ઉભી કરી ન હોય તો હુંજ મરૂં, હા, હુંજ મરૂં.*

---

* "ફ્લાર્ક સૂચના કરેછે તે પ્રમાણે, ઈમિલિયાને પોતાના ધણી ઉપર સંશય આવેછે એમ બતાવી આપે એવી રીતે પોતાનો પાઠ ભજવવાની ભૂલ નટીઓ (ઇમિલિયાનો વેશ ધારણ કરનારી સ્ત્રીઓ) કરેછે ; પણ સ્પષ્ટ છે કે એમ નથી. એક ક્ષણભર પણ એને ઈયાગો ઉપર વેહેમ જતો નથી." (રૉલ્ફ.)

ઇયાગો—હું કહું તે સાંભળીશ, રોડરિગો?

રોડરિગો.—મેં બહુ સાંભળયુંછે; કારણકે તારાં વચન અને કૃતિને કાંઇ સગાઇ નથી.

ઇયાગો.—ઘણો જ ગેરવાજબી દોષ તમે મારા ઉપર મૂકોછો.

રોડરિગો.—સત્ય સિવાય હું કાંઇ બોલતો નથી. ઘસાઇ ઘસાઇને હું સાધનહીન બની ગયોછું. જે ઝવેરાત ડેઝડિમોનાને આપવા તેં મારી પાસેથી લીધીછે તે દેખીને શુદ્ધ તપસ્વિની પણ અરધી-પરધી ચળી જાય; તેં મને કહ્યું છે કે એણે એ સ્વીકારીછે, અને એકાએક માન અને ઓળખાણની આશા અને દિલાસા એણે મોકલાવ્યાં છે એમ તેં કહ્યું છે, પણ તેમાંનું કાંઇ મને જણાતું નથી.

ઇયાગો.—વારૂ; ઠીક; બહુ સારૂં.

રોડરિગો.—બહુ સારૂં! ઠીક! ભલા આદમી, ઠીક નથી; અને એ બહુ સારૂં એ નથી. નહિ, મને તો લાગે છે કે એમાં તારી દગલબાજી છે, અને હું પોતે ઠગાતો જાઉંછું એમ મને જણાતું જાયછે.

ઇયાગો.—બહુ સારૂં.

રોડરિગો.—હું તને કહું છું કે બહુ સારૂં નથી થતું. હું પોતે ડેઝડિમોનાને જઇને જાહેર થઇશ: જો એ મારૂં ઝવેરાત પાછું આપી દેશે, તો મારો ઉદ્યોગ હું છોડી દઇશ; અને મારી ગેરવાજબી માગણીનો પસ્તાવો કરીશ; નહિ તો, યાદ રાખજે કે તારી પાસેથી બધું ઓકાવીશ.

ઇયાગો.—થયું, બોલવાનું બોલી રહ્યો?

રોડરિગો.—હા, અને જે કરવાનો ઇરાદો રાખું છું, તે સિવાય બીજું કશું કહ્યું નથી.

ઇયાગો.—હં, હવે મને લાગેછે કે તારામાં કાંઇક પાણી છે, અને અગાઉ કોઇપણ વખતે તારા વિષે મારો જે અભિપ્રાય હતો તેના કરતાં પણ અત્યારથી હવે હું સારો અભિપ્રાય બાંધુંછું. તારો હાથ

ઘણું કરે, અને એમની અપ્રીતિથી મારૂં જીવન હું હારી જઉં, તથાપિ મારા પ્રેમને એ દુષિત કરશે નહિ. હું 'વેશ્યા' શબ્દ ઉચ્ચારી શકતી નથી; હમણાં એ શબ્દ ઉચ્ચારૂં છું, તેથી મારી જાતને હું તુચ્છ ગણું છું. નિરર્થકતાનો દુનિયાનો આખો ઢગલો એવું ઉપનામ ધારણ કરાવે એવું કૃત્ય મારી પાસે કરાવી નહિ શકે.

**ઇયાગો.**—હું વિનવું છું કે જરા શાંત થાઓ; માત્ર એમનો મિજાજ ઠેકાણે નથી; કાંઇક રાજકીય કામે એમનું મન ગુંચવી નાખ્યું છે, અને એનો રોષ તમારા ઉપર કાઢેછે.

**ડેઝડિમોના.**—જો બીજું કાંઇ ન હોય,—

**ઇયાગો.**—એમજ છે, હું ખાત્રી આપુછું.

(અંદર બ્યૂગલ વાગેછે.)

સાંભળો, આ વાજાં વાળુ કરવા બોલાવેછે! વેનિસના મિજમાનો ખાણા માટે રાહ જુએછે: અંદર જાઓ, અને રડોમાં; સઘળું ઠીક થઇ રહેશે.

(ડેઝડિમોના અને ઇમિલિયા જાયછે.)

(રોડરિગો પ્રવેશ કરેછે.)

કેમ છે, રોડરિગો?

**રોડરિગો.**—મને નથી લાગતું કે તું મારી સાથે પ્રમાણિકતાથી વરતેછે.

**ઇયાગો.**—વળી ઉલટું શું?

**રોડરિગો.**—ઇયાગો, દરરોજ કાંઇનેકાંઇ યુક્તિથી તું મને અલગને અલગ રાખતો જાયછે; અને મને હવે લાગેછે તે પ્રમાણે, આશાનો જૂજમાં જૂજ લાભ પૂરોપાડવાને બદલે ઉલટો સઘળી સગવડ તું મારાથી દૂર રાખેછે. ખરેખર વધારે વાર હું એવું સહન કરીશ નહિ, તેમ મૂર્ખાઇને લીધે જે મેં કયારનું સહન કર્યું છે તે શાંતિથી સહન કરવાની મારી વૃત્તિ પણ નથી.

ઈયાગો.—હાસ્તો, જો તારે લાભ અને વાજબી હક મેળવવાની હિંમત હોય તો. આજ રાતે એ એક રાંડને ત્યાં વાળુ કરવાનો છે, અને ત્યાં હું તેની કને જવાનો છું; એનુ નશીબ ઉઘડી ગયુંછે એની એને હજીસુધી ખબર નથી. ત્યાંથી એ પાછો વળે તેની તું જો ખબર રાખીશ, અને એ બાર અને એકની વચ્ચે બને એવો ઘાટ હું રચીશ, તો પછી મનમાં આવે એમ એનું કરજો. તારા પ્રયાસમાં સહાય કરવા હું પાસે રહીશ, અને આપણે બન્ને મળી એનું કામ કાઢી નાખશું. ચાલ ચકિત ન થા, પણ મારી સાથે ચાલ; એના મૃત્યુની આવશ્યકતા હું તને એવી બતાવી દઈશ, કે એ કર્યા સિવાય બીજો રસ્તો નથી એમ તને માલમ પડશે. વાળુને બહુ મોડું થઇ ગયું છે. અને રાત વહી જાયછે; એમાં મંડી પડો!

રોડ્રિગો.—આને માટે હજી વધારે સબળ કારણ હું માગીશ.

ઈયાગો.—અને એ સમજાવીને હું તારી ખાત્રી કરી આપીશ.

(બન્ને જાયછે.)

---

## પ્રવેશ ત્રાજો.—(કોલ્લાનો બીજો ઓરડો.)

(ઓથેલો, લોદોવિકો, ડેઝ્ડિમોના, ઈમિલિયા અને અનુચરો પ્રવેશ કરેછે.)

લોદોવિકો.—સાહેબ હું વિનવું છું કે વધારે તસ્દી ન લો.

ઓથેલો. અરે, ક્ષમા કરો; ફરવાથી મને ફાયદો થાયછે.*

લોદોવિકો.—બાઇ, પ્રણામ; હું તમારો નમ્રતાથી ઉપકાર માનું છું.

ડેઝ્ડિમોના.—મેહેરબાન, આપના આગમનથી ઘણો સંતોષ થયોછે.

ઓથેલો.—સાહેબ, તમે ફરશો? અરે, ડેઝ્ડિમોના,—

ડેઝ્ડિમોના.—મારા નાથ?

---

* "શારીરિક સ્થિતિની શેકસપીઅરને કેટલી માહિતી હતી તેનું આ એક ગૂઢ દૃષ્ટાંત. મનના સંતાપની સાથે આવતો શરીર અને અવયવનો ઉદ્વેગ, બેચેની અને ઉપતાપ એ સંપૂર્ણ રીતે બતાવી આપેછે." (કલાર્ક.)

મેળવ, રોડરિગો; મારી વિરૂદ્ધ તેં ઘણીજ વાજબી ફરિયાદ કરીછે; પણ છતાં, હું છાતી ઠોકીને કહુંછું કે તારા કામમાં હું બહુજ સીધી રીતે વરત્યોછું.

**રોડરિગો.**—એવું દેખાયું નથી.

**ઇયાગો.**—ખરેખર હું કબુલ કરૂંછું કે એવું દેખાયું નથી, અને તમારો સંશય બીનપાયાદાર કે યુક્તિરહિત નથી. પણ રોડરિગો, જો એ તારામાં હોયજ, અને કોઇપણ વખત અત્યારે માનવાનું વધારે સબળ કારણ છે કે એ તારામાં છે, એટલે ઉદ્દેશ, દૃઢતા, અને શૌર્ય, તો આજ રાતે બતાવી આપ: જો કાલ રાતે તું ડેઝડિમોનાને ભોગવે નહિ, તો દગો કરી આ દુનિયાથી મને અળગો કરી દેજે, અને મારો જીવ લેવાનાં નવાં નવાં સાધનો શોધી કાઢજે.

**રોડરિગો.**—વારૂ, એ શું છે? મનુષ્યની બુદ્ધિમાં આવી એનાથી બની શકે એવું છે?

**ઇયાગો.**—સાહેબ, ઓથેલોની જગાએ કૅશિયોને નીમવાનો ખાસ હુકમ વેનિસથી આવ્યોછે.

**રોડરિગો.**—સાચું છે? ત્યારે તો ઓથેલો અને ડેઝડિમોના પાછાં વેનિસ જશે?

**ઇયાગો.**—અરે, નહિ; કોઇ અણધાર્યા અકસ્માતથી એનું રોકાણ અહીં ન થાય, તો સુંદર ડેઝડિમોનાને સાથે લઇ એ મૉરિટેનિયામાં જાયછે; અને તેથી કૅશિયોને ઉઘલાવ્યા જેવું બીજું કશું ફળ દાયક નથી.

**રોડરિગો.**—કૅશિયોને ઉઘલાવવો, તારા મનમાં શો વિચાર છે?

**ઇયાગો.**—કાં, ઓથેલોની જગા માટે એને અશક્ત બનાવવો; એની ખોપરી ફોડી નાખવી.

**રોડરિગો.**—અને એ કામ તારે મારી પાસે કરાવવું છે?

એકજ બાજુએ મારૂં મસ્તક નમાવીને ગરીબ બારબેરાની પેઠે હું એ ગાઉં.—જો, જરા ઉતાવળી થા.

ઇમિલિયા.—હું જઇને તમારૂં રાતનું પેહેરણ લઇ આવું ?

ડેઝડિમોના.—નહિ, આ મારાં કપડાં ઉતાર. આ લોડોવિકો બહુ સુંદર માણસ છે.

ઇમિલિયા.—ઘણો રૂપાળો માણસ.

ડેઝડિમોના.—બોલેછે સારૂં.

ઇમિલિયા.—એનું અધરામૃત પીવા માટે વેનિસની કોઇ સ્ત્રી પેલેસ્ટાઇન પગે ચાલીને જાત, તેની મને ખબર છે.

ડેઝડિમોના.—(ગાતાં ગાતાં.)

### દ્રુત વિલંબિત.

તરૂ અશોક તણે થડ બેસીને, રમણી રંક રડે દુઃખ શોચીને.
તરૂ અશોક! અશોકની પ્યારી તે, મધુર કોમળ કંઠથી ગાતી તે.
ઉરપરે નિજ હાથને રાખીને, પગ વચ્ચે વળી મસ્તક નાખીને.
તરૂ અશોક! અશોકની સામટી, રહી ગઇ મનની મનમાં બધી;
જળ વહે સરતું સરિતા તણું, દુઃખી થતા દિલનું દિલ કે'તું'તું.
તરૂ અશોક! અશોકની સામટી, દુઃખી થતા દિલનું દુઃખ ગાતી'તી.
રસ ઝરે ગરગર જો! આંખથી, પડી પલાળતો પથ્થર વેગથી:—
લે, આ એક કોરે મૂક તો;—
(ગાતાં ગાતાં.)

**ઓથેલો.**—હમણાંજ શયન–ગૃહમાં જા; હું વાંસોવાંસ આવીશ; તારી દાસીને રજા દઈ દેજે, પાસે ન રાખીશ; જા, જો, એમ થાય.

(લોદોવિકો, ઓથેલો અને અનુચરો, જાયછે)

**ઇમિલિયા.**—કેમ ચાલે છે હમણાં? પેહેલાના કરતાં શાંત જણાયછે.

**ડેઝડિમોના.**—એ કહે છે કે હમણાંજ એ પાછા આવશે; શયનગૃહમાં જવાનું મને એમણે ફરમાવ્યું છે, અને તને પાસે નહિ રાખવાનો હુકમ કર્યોછે.

**ઇમિલિયા.**—મને પાસે ન રાખવી!

**ડેઝડિમોના.**—એમની એ આજ્ઞા છે; માટે, સખી ઇમિલિયા, મારા રાતનાં કપડાં આપ, અને જા: હમણાં આપણે એમને નાખુશ ન કરવા જોઈએ.

**ઇમિલિયા.**—એનું દર્શન જ તમને થયું ન હોત તો સારૂં?

**ડેઝડિમોના.**—હું એવું નથી ઇચ્છતી; એના ઉપર મારો એવો પ્રેમ છે કે તેમની આડાઇ, અંકુશ, અને ઘુરકવામાં પણ—લે, મારાં કપડાં ઉતાર જોઇએ,—મને સુંદરતા અને મનહરતા લાગેછે.

**ઇમિલિયા.**—તમે જે કહ્યાં હતાં તે કપડાં મેં શય્યામાં મૂકયાંછે.

**ડેઝડિમોના.**—બધું સરખું છે.—ખરેખર, આપણાં મન કેવાં બેવકુફ છે!—જો તારા પેહેલાં હું મરી જઊં, તો કૃપા કરીને એમાંથી જ એકની મારી ખાપણ કરજે, હો!

**ઇમિલિયા.**—રાખો, રાખો, બોલતાં બોલતાં બકોછો.

**ડેઝડિમોના.**—બારબેરા નામની મારી મા કને દાસી હતી; એ પ્રેમમાં પડી હતી, અને જેના ઉપર એનો પ્રેમ હતો, તે ગાંડો થઈ ગયો, અને એને તજી ગયો હતો. 'અશોક'નું એક ગીત તે ગાતી હતી એ જાુનું ગીત હતું, પણ એને જે વીત્યું હતું તેનું સૂચન એમાં હતું, અને એ ગાતાં ગાતાં એ મરી ગઇ. એ ગીત આજ રાતે મારા મનમાંથી ખસતું નથી. મારે કરવાનું તો ઘણું છે પણ

એવું ન કરૂં ; પણ, દુનિયાનું રાજ્ય મળતું હોય,--કાં, વળી પોતાના ધણીને પૃથ્વીનો પાદશાહ બનાવવાની ખાતર કોણ એને ભડવો ન બનાવે? એટલામાટે તો હું નરકનું સાહસ પણ કરૂં.

ડેઝડિમોના.—આખી દુનિયાને માટે પણ જો હું એવું કરૂં, તો મારૂં નખ્ખોદ જજો.

ઇમિલિયા.—કેમ, એ ભ્રષ્ટતા માત્ર દુનિયામાં જ ભ્રષ્ટતા હોયછે ; અને તમારા શ્રમનો બદલો દુનિયા પોતેજ હોવાથી, એ ભ્રષ્ટતા તમારી પોતાની દુનિયામાં હોયછે, અને તુરત જ તમે એને સુધારી શકો.

ડેઝડિમોના.—એવી કોઇ સ્ત્રી હોય, એમ હું નથી માનતી.

ઇમિલિયા.—અરે, એકસોને એકવીશ, અને વળી જે દુનિયાને માટે તેઓ એ કૃત્ય કરેછે, તેમાં સમાય તેટલી વધારે. પણ હું તો એમ જ ધારૂંછું કે જો બાઇડીઓ બગડતી હોય, તો તેમાં તેમના ધણીનો વાંક છે. કહો કે પોતાની ફરજમાં તેઓ શિથિલ થાયછે, અને પારકા ખોળામાં ખજાના રેડેછે, અથવા તો આપણા ઉપર અંકુશ ફેંકીને બડબડતી ઇર્ષ્યાથી ઉભરાઇ જાયછે ; અથવા, કહો કે આપણને તેઓ મારેછે, અથવા તો ધિક્કારમાં આવી આપણી હાથખરચી કમી કરી નાખેછે ; અરે, આપણામાં પણ દ્વેષબુદ્ધિ હોયછે, અને જોકે આપણામાં કાંઇક કોમળતા હોયછે, તો આપણામાં કાંઇક વેરબુદ્ધિ પણ હોયછે. ભાઇડાઓને એવું સમજવા દો કે તેમની બાઇડીઓને પણ તેમની પેઠે લાગણીઓ હોયછે. ભાઇડાની પેઠે તેઓ પણ જુએછે અને સુંઘેછે, અને તેમની રસેંદ્રિય પણ મીઠું અને કડવું બંનેને માટે હોયછે. આપણને છોડીને બીજી પાસે જ્યારે તેઓ જાયછે, ત્યારે તેઓ એ શું કરેછે? આનંદ છે એ? હું ધારૂંછું કે છે ; અને પ્રીતિથી એ ઉત્પન્ન થાયછે? હું ધારૂંછું કે થાયછે ; આ પ્રમાણે જે ભૂલ કરેછે તે નિર્બળતા જ છે? એ પણ

જન બધા કંઇ કોઇ ન નિંદશો, દુભવશો પણ તે મનને વસ્યો,—
નહિ, પછી એમ નથી. —સાંભળ, કોણ બાર ખખડાવેછે?

ઇમિલિયા.—એતો પવન છે.

ડેઝડિમોના.—(ગાતાં ગાતાં.)

કહિ જુઠો નકિ મેં ઠપકો દીધો, મુજ સખો તવ તો કંઈ બોલતો,
તરૂ અશોક! સશોકની સામટી, રહી ગઈ મનની મનમાં બધી.
યદપિ દારને અન્ય જો ઇચ્છું હું, તદપિ જારની ભોગિની થાતી તું.

લે, હવે જતી રહે; આવજે, હો, મારી આંખો ફરકેછે; રોવાનું એ શુકન છે?

ઇમિલિયા.—એતો આમે નથી, ને એમે નથી.

ડેઝડિમોના.—એમ મેં સાંભળ્યું છે. - અરે, આ પુરૂષો, આ પુરૂષો!— ઇમિલિયા સાચું કહેજે,—તારા અંતરમાં તું એવું માનેછે કે પોતાના પ્રિયતમને આવી નીચ રીતે દગો દે એવી સ્ત્રીઓ હોયછે?

ઇમિલિયા.—બેશક, એવી કેટલીકતો હશે.

ડેઝડિમોના.—આખી દુનિયાના રાજ્યની ખાતર તું એવું કરે?

ઇમિલિયા.—કેમ, તમે પણ ન કરો કે?

ડેઝડિમોના.—નહિ, આ અજવાળી રાત જેવું ધાબું છે.

ઇમિલિયા.—અને હું પણ આ અજવાળી રાત જેવા ધાબામાં નહિ; અંધારામાં પણ હું કરી શકું.

ડેઝડિમોના.—આખી દુનિયાના રાજ્યને માટે પણ તું એવું કરે?

ઇમિલિયા.—દુનિયા બહુ મોટી વસ્તુ છે; નાના દુરાચરણને માટે મોટું મૂલ્ય છે.—

ડેઝડિમોના.—ખરેખર, હું તો ધારૂંછું કે તું એવું નજ કરે.

ઇમિલિયા.—ખરેખર, હું ધારૂંછું કે હું તો કરૂં; અને કર્યા પછી ન કર્યું કરી નાખું. મેરીના સમ, પ્રેમ-વીંટી કે મલમલના તાકા, કે ઝભા, કે ચણીયા, કે ટોપી, કે એવી બીજી કોઇ સુંદર વસ્તુને માટે તો

તો દરેક રીતે ફાયદો છે. જો રોડરિગો જીવે, તો ડેઝડિમોનાને ભેટ આપવાને બહાને સોનાનો અને ઝવેરાતનો જે મોટો જથ્થો મેં એની પાસેથી પડાવ્યોછે, તે પાછો માગે; એમ ન થવું જોઇએ; જો કૅશિયો બાકી રહે, તો એના જીવનમાં હમેશ રહેતું સૌંદર્ય એવું છે કે એની પાસે હું કુરૂપ લાગુંછું; અને વળી, હબસી કને એ મને છતો પાડે; ત્યાં મારે ઘણું જોખમ છે; નહિ, એનું મૃત્યુ થવું જોઇએ.—પણ એમ; એને આવતો હું સાંભળુંછું.

(કૅશિયો પ્રવેશ કરેછે.)

રોડરિગો.—એની ચાલ હું ઓળખુંછું; એજ છે.—હરામખોર લેતો જા!

(કૅશિયોને ઘોદો મારેછે.)

કૅશિયો.—એ ઘોદો ખરેખર મારો શત્રુ નીવડયો હોત, પણ તું જાણેછે તેના કરતાં મારો ડગલો વધારે સારો છે*. તારો કેવો છે તેની સાબીતિ હું કરીશ.

(તલવાર ખેંચી રોડરિગો ઉપર ઘા કરેછે.)

રોડરિગો.—અરે, હું કપાઇ મુઓ!

(ઈયાગો પાછળથી આવી કૅશિયોના પગમાં ઘા મારેછે, અને જાયછે.)

કૅશિયો.—અરે, મારો પગ ભાંગી નાખ્યો. મદદ, હો! ખૂન! ખૂન!

(જાયછે.)

(ઓથેલો પ્રવેશ કરેછે.)

ઓથેલો.—કૅશિયોનો સાદ; ઈયાગો પોતાનું વચન પાળેછે.†

રોડરિગો.—અરે, અધમ, પાતકી હું!

ઓથેલો.—એમ જ છે‡.

---

* "આ સાંભળીને ઈયાગો એને પાછી પગમાં ઘાયલ કરેછે." (રૉલ્ફ.)

† ઇયાગોએ કૅશિયોને મારી નાખવાનું કામ પોતાને માથે લીધું હતું. એ પ્રમાણે ઈયાગો હમણાં પોતાનું વચન પાળેછે.

‡ ઓથેલો કહેછે કે હું ધારૂંછું તે પ્રમાણે એ રૉડરિગોજ છે.

એમજ છે; અને પુરૂષોમાં હોયછે તે પ્રમાણે આપણામાં પણ પ્રીતિ, આનંદની ઇચ્છા, અને નિર્બળતા નથી હોતી? ત્યારે આપણી સાથે તેમને સારી રીતે વર્ત્તવા દો; નહિ તો તેમને સમજવા દો કે જે દુરાચરણ આપણે કરીએ છીએ, તે કરવા આપણને તેમનાંજ દુરાચરણ ઉપદેશ આપેછે.

**ડેઝડિમોના.**—પ્રણામ, પ્રણામ; ખરાબમાંથી ખરાબ લેવાના નહિ, પણ ખરાબમાંથી સુધરવાના રસ્તા ઇશ્વર મને મોકલે!

(બધાં જાયછે.)

---

## અંક પાંચમો.

### પ્રવેશ પહેલો.—સ્થળ, સાઇપ્રસ એક મોહોલ્લો.

(ઈયાગો અને રોડરિગો પ્રવેશ કરેછે.)

**ઇયાગો.**—અહીંઆં, આ કરાની પછવાડે ઉભો રહે; પાધરો એ આવશે; તારી તીવ્ર તલવારને ઉઘાડી રાખજે, અને આબાદ ચલાવી દેજે. જલદી કર, જલદી કર; કાંઈ ધાસ્તી ન રાખ; હું તારી વાંસેજ રહીશ; કાંતો આ પાર અને કાંતો એ પાર આપણે, એટલોજ વિચાર રાખજે, અને નિશ્ચયમાં દૃઢ રહેજે.

**રોડરિગો.**—પાસેજ રહેજો; કદાચ હું એમાં નિષ્ફળ જાઉં.

**ઇયાગો.**—અહીં, તારી પાસેજ; હિંમતવાન થજે, અને જા, ઉભો રહે.

(સંતાઈ જાયછે.)

**રોડરિગો.**—આ કામમાં મારી ઝાઝી હોંશ નથી; અને છતાં એણે સંતોષકારક કારણ મને આપ્યું છે: માત્ર એક માણસની વાત છે. નીકળ, મારી તલવાર; ભલે મરે ત્યારે.

**ઈયાગો.**—આ નાના ગુમડાને મેં લગભગ જીવતો છોલ્યોછે, અને હવે એ ગુસ્સે થાયછે. હવે, એ કૅશિયોને મારી નાખે કે કૅશિયો એને મારી નાખે, અથવા તો બન્ને એક બીજાને મારી નાખે, મને

લૉદોવિકો.—અમને ખબર નથી.

ઇયાગો.—તમે પોકાર ન સાંભળ્યો ?

કૅશિયો.—અહીં, અહીં! ઈશ્વરની ખાતર, મને મદદ કરો!

ઇયાગો.—શું થયું છે?

ગ્રૅશિયાનો.—મને ઓળખાયછે તે પ્રમાણે તો ઓથેલોનો એ નિશાનદાર છે.

લોદોવિકો.—ખરેખર એજ; ઘણોજ બહાદુર માણસ.

ઇયાગો.—આમ આર્ત્તસ્વરે પોકારનારા તમે કોણ છો?

કૅશિયો.—ઇયાગો? અરે હરામખોરોએ હેરાન કરી મને ઇજા કરીછે! મને કાંઇક મદદ કરો.

ઇયાગો.—અરે આતો સુબેદાર! કયા હરામખોરોએ આવું કર્યુંછે?

કૅશિયો.—હું ધારૂંછું કે એક તો આટલામાં જ છે, અને નાશી જઇ શકે તેમ નથી.

ઇયાગો.—અરે બેઇમાન હરામખોરો!—તમે ત્યાં કોણ છો? આવો અને કાંઇક સહાય આપો.

(લૉદોવિકો અને ગ્રાશિયાનોને.)

રોડરિગો.—અરે, મને અહીં મદદ કરો!

કૅશિયો.—એક એ છે.

ઇયાગો.—અરે ખૂની ગુલામ! અરે હરામખોર!

(રોડરિગોને ખંજરથી મારેછે.)

રોડરિગો.—અરે પાપી ઇયાગો! અરે ઘાતકી કુતરા!

ઇયાગો.—અંધારામાં માણસ મારવાં!—પેલા ઘાતકી ચોરો કયાં હશે?—આ શેહેર પણ કેવું ટાઢુંબોળ છે!—અરે! ખૂન! ખૂન!—તમે કોણ હશો? ચોર કે શાહુકાર!

લોદોવિકો.—નીવડીએ તેવા કહેજો.

ઇયાગો.—લોદોવિકો સાહેબ?

કૅશિયો,—અરે મદદ! દીવો! શસ્ત્ર-વૈદ્ય!

ઓથેલો.—એજ છે!—અરે બહાદુર ઇયાગો, પ્રમાણિક અને અદલ ઇયાગો, તારા મિત્રની અપકીર્ત્તિની કેવી તીવ્ર લાગણી તને છે! તું મને ઉપદેશ આપેછે.—કુલટા, તારો વાહાલો મરી ગયોછે, અને તારૂં અપવિત્ર ભાગ્ય હમણાંજ આવેછે; વેશ્યા, હું આવુંછું.

**રોળાવૃત્ત.**

ગઇ મોહનિઓ જેહ-તારી આંખો-હૃદયેથી,
છાંટું વિષય-ભ્રષ્ટ સેજ વિષયના રક્ત વડેથી.

(જાયછે.)

(લૉડોવિકો અને ગ્રેશિયાનો પ્રવેશ કરેછે.)

કૅશિયો.—અરે, હો! પેહેરો પણ નથી? કોઇ જતું આવતું નથી? ખૂન! ખૂન!

ગ્રેશિયાનો.—કાંઇક અશુભ બનાવ બન્યોછે. પોકાર ભયાનક છે.

કૅશિયો.—અરે મદદ!

લૉડોવિકો.—સાંભળો!

રોડરિગો.—અરે પાપિણી કુબુદ્ધિ!

લૉડોવિકો.—બે ત્રણ દુ:ખી થાયછે; રાત મેઘલી* છે; કદાચ આ કોઇ ઢોંગી હોય; વધારે સહાય વિના બૂમની વહારે ધાવું આપણે સભય સમજવું.

રોડરિગો.—કોઇ નથી આવતું? ત્યારે રક્તસ્રાવથી મારૂં મૃત્યુ થશે.

લૉડોવિકો.—સાંભળો!

(ફાનસ લઇ ઈયાગો પ્રવેશ કરેછે.)

ગ્રેશિયાનો.—ખમીસ પેહેરી પણે કોઇ ફાનસ અને હથિયાર લઇ આવેછે.

ઈયાગો.—કોણ છે ત્યાં? કોનો પોકાર આ ખૂનની બૂમ પાડેછે?

---

* "ઘટ્ટ વાદળાંથી આચ્છાદિત થએલી રાત્રી, કે જેમાં ગુપ્ત રહી કોઈના ઉપર છાપો મારવો સેહેલો થઈ પડે." (જૉન્સન.) સ્ટીટ એનો અર્થ, 'ઘેનમગી,' 'નિદ્રાકારક' એવો કરેછે. અરધી રાતે નિદ્રા એવી હોયછે.

ગ્રેશિયાનો.—શું, વેનિસનો ?

ઇયાગો.—એજ, સાહેબ ; એને આપ ઓળખતા હુતા ?

ગ્રેશિયાનો.—ઓળખતો ! હાસ્તો.

ઇયાગો.—ગ્રેશિયાનો સાહેબ ? હું આપની નમ્ર ક્ષમા માગું છું. આમ આપની ઉપેક્ષા થઇ એ મારી વર્તણુકનું કારણ આ ક્રૂર કૃત્યો છે.

ગ્રેશિયાનો.—તમને જોઇને મને આનંદ થાય છે.

ઇયાગો.—કૅશિયો, તમને કેમ છે ?—અરે પાલખી, પાલખી !

ગ્રેશિયાનો.—રોડરિગો !

ઇયાગો.—એ, એ, એજ છે.—(પાલખી લવાય છે.) અરે, ઠીક થયું ; પાલખી આવી. કોઇ ભલો આદમી સંભાળથી એને અહીંથી લઇ જાઓ ; સેનાપતિના શસ્ત્ર-વૈદને હું લાવુંછું.—(બીઍંકાને) બાઇ, તમારે તો તસ્દીજ ન લેવી.—કૅશિયો, જે પેલો કપાએલો પડયો છે તે મારો પ્રિય દોસ્ત હતો. તમારા એની વચ્ચે શું દ્વેષ હતો ?

કૅશિયો.—રજ જેટલો પણ નહિ ; તેમ એ માણસને હું ઓળખતો પણ નથી.

ઇયાગો.—(બીઍંકાને) કેમ, તું ફીક્કી પડી જાયછે ?—અરે, એને પવનમાંથી લઇ જાઓ.—

(કૅશિયો અને રોડરિગોને લઇ જવામાં આવેછે.)

ભલા ગૃહસ્થો, તમે ઉભા રહો.—અલી, તું ફીક્કી પડે છે ?—એની આંખની વિહ્વળતા તમે જુઓછો ?—બેશક, જો તું આમ તાકી રહેછે, તો હમણાંજ અમે વધારે સાંભળશું.—સારીપેઠે એના સામું જુઓ ; હું વિનંતિ કરૂંછું કે એના તરફ બરાબર જુઓ : ગૃહસ્થો, જુઓછો કે ? અલબત્ત, જોકે જીભ બંધ રહે, તોપણ પાપ તો આપોઆપ બોલી ઉઠશે.

(ઇમિલિયા પ્રવેશ કરેછે.)

ઇમિલિયા.—અફસોસ, શું થયું છે ? શું થયું છે, મારા પ્રાણનાથ !

લોદોવિકો.—એજ, સાહેબ.

ઇયાગો.—હું આપની ક્ષમા માગુંછું. આ કૅશિયો ઘાયલ થયાછે.

ગ્રેશિયાનો.—કૅશિયો !

ઇયાગો.—કેમ છે, ભાઈ?

કૅશિયો.—મારો પગ કપાઈ બે કટકા થઈ ગયાછે.

ઇયાગો.—ઇશ્વર એવું ન કરે ! દીવો, ગૃહસ્થો ; મારા ખમીસનો હું એને પાટો બાંધીશ.

(બીઆઁકા પ્રવેશ કરેછે.)

બીઆઁકા.—અરે શું થયુંછે ? કોણ બૂમ મારતું'તું ?

ઇયાગો.—કોણ બૂમ મારતું'તું !

બીઆઁકા.—અરે મારો વહાલો કૅશિયો ! મારો સુંદર કૅશિયો ! અરે કૅશિયો, કૅશિયો, કૅશિયો !

ઇયાગો.—અરે મશહુર વેશ્યા !—કૅશિયો, તમને ઘાયલ કરનાર કોણ હોય તેનો તમને કોઈના ઉપર વેહેમ આવેછે ?

કૅશિયો.—નહિ.

ગ્રેશિયાનો.—તમને ઘાયલ થએલા જોઇને હું દિલગીર થાઉંછું. હું તમને શોધવા નીકળ્યો હતો.

ઇયાગો.—મને મોજાબંધ આપો.—એમ.—અરે એને આરામથી લઈ જવા કોઇ પાલખી લાવો.

બીઆઁકા.—અફ્સોસ ! એ મૂર્છિત થાયછે ! ઓ કૅશિયો, કૅશિયો, કૅશિયો !

ઇયાગો.—ગૃહસ્થો, આ દુષ્ટ કામમાં આ રાંડનો હાથ હોય એમ મને વેહેમ પડેછે.—જરા સબુર કર, સુજ્ઞ કૅશિયો.—આવો, આવો : મને દીવો બતાવો.—આ ચેહેરો આપણે ઓળખીએ છીએ કે નહિ ? અફ્સોસ, મારો મિત્ર અને મારો પ્રિય સ્વદેશી રોડરિગો ! નહિ :—હા, ખાત્રીબંધ ; અરે ભલા ભગવાન ! રોડરિગો.

ઇયાગો.—રોડરિગો અને બીજા નાશી ગયેલા હરામખોરોએ અંધારામાં કૅશિયો ઉપર હુમલો કર્યો છે; કૅશિયો મૃત્યુવત્ થયોછે, અને રોડરિગો મુઓછે.

ઇમિલિયા.—અફ્સોસ, ભલો ગૃહસ્થ! અફ્સોસ, ભલો કૅશિયો!

ઇયાગો.—જારીનું આ ફળ છે.—જો, ઇમિલિયા, આજ રાતે કૅશિયોએ ક્યાં વાળુ કર્યું છે તેની બાતમી કાઢી આવ જોઇએ.—કેમ, એથી તું ધ્રુજેછે?

બીઅૅંકા.—એણે વાળુ મારે ઘેર કર્યુંછે; પણ એટલામાટે હું ધ્રુજતી નથી.

ઇયાગો.—હં, તારે ત્યાં જમ્યો? હું તને હુકમ કરૂંછું; મારી સાથે ચાલ.

ઇમિલિયા.—ધિક્કાર છે, ધિક્કાર છે, તને, વેશ્યા!

બીઅૅંકા.—હું કોઇ વેશ્યા નથી; પણ તું કે જે મને ભાંડેછે, તેના જેવી જ આબરૂદાર છું.

ઇમિલિયા.—મારા જેવી! વાહ! ધિક્કાર છે તને!

ઇયાગો.—દયાળુ ગૃહસ્થો, બાપડા કૅશિયોને ચાલો આપણે મલમપટો કરીએ.—ચાલ, રંડા, બનેલું વૃત્તાંત તારે અમને કહેવું પડશે.—ઇમિલિયા, તું કિલ્લામાં દોડતી જા, અને જે બન્યું છે તે સેનાપતિ અને બાઈ સાહેબને કેહેજે.—ચાલશું, સાહેબો?—(સ્વગત) આજની રાત્રીએ કાં તો 'હીન પાર' ને કાં 'તો હીન પાર.'

(બધા જાયછે.)

---

પ્રવેશ બીજો—સ્થળ, કિલ્લામાં શયનગૃહ: શય્યામાં ડેઝડિમોના નિદ્રાધીન છે; દીવો બળેછે.

(ઓથેલો પ્રવેશ કરેછે.)

ઓથેલો.—એજ કારણ છે, એજ કારણ છે, મારા અંતઃકરણ,—આ પવિત્ર

ગુન્હામાં હું સમજતી નથી, ત્યારે શામાટે મને બીક રહે, તેની મને ખબર પડતી નથી, છતાં મને બીક લાગેછે એમ થાયછે.

**ઓથેલો.**—તારા પાપનો વિચાર કર.

**ડેઝડિમોના.**—એતો આપના ઉપર જે મારો પ્રેમ છે તેજ છે.

**ઓથેલો.**—હા, અને તેને માટે તું મરેછે.

**ડેઝડિમોના.**—પ્રેમને માટે મારવું એતો સ્વભાવ વિરૂદ્ધ થાયછે. અફ્સોસ, શામાટે તમે તમારા નીચલા હોઠ આમ પીસો છો? કોઈ ક્રૂર વિકાર તમારા આખા શરીરને કંપાવેછે: આ અનિષ્ટસૂચક ચિહ્ન છે; પણ છતાં મને આશા છે, આશા છે, કે તેઓ મને સૂચિત નથી કરતા.

**ઓથેલો.**—ચુપ, અને શાંત થા.

**ડેઝડિમોના.** થઈશ. શું છે?

**ઓથેલો.**—પેલો રૂમાલ કે જેના ઉપર મારી એટલી બધી પ્રીતિ હતી, અને મેં તને આપ્યો હતો તે તેં કૅશિયોને આપી દીધો.

**ડેઝડિમોના.**—મારા જીવ અને આત્માના સોગન ઉપર, નહિ. એ માણસને અહિં બોલાવો અને પુછો.

**ઓથેલો.**—પ્રિય આત્મા, જૂઠા સોગનથી સંભાળ, સંભાળ; મરણને બીછાને તું સુતી છે.

**ડેઝડિમોના.**—હા, પણ હજી મરવાનું નથી.

**ઓથેલો.**—હા, હમણાં જ: એટલામાટે મોકળા મને તારૂં પાપ કબુલ કરી દે: કારણકે દરેક વાતની સોગનથી ના કહેતાં જે મજબૂત વિચારના બોજા તળે હું ચપાઉંછું તેને તું ખસેડી કે દાબી શકશે નહિ.

**ડેઝડિમોના.**—ત્યારે પરમેશ્વર મારા ઉપર દયા કરે!

**ઓથેલો.**—તથાસ્તુ.

એક વધારે, અને આ છેલ્લું; આટલું મીઠું આવડું ઘાતક કદી નહોતું. મારે રડવું જોઇએ, પણ તે ક્રૂર આંસુઓ છે. આ દિલગિરી સ્વર્ગીય છે.* જ્યાં એનો પ્રેમ જ છે, ત્યાં એ ઘા કરેછે. એ જાગેછે.

**ડેઝડિમોના.**—કોણ છે? ઓથેલો?

**ઓથેલો.**—હા, ડેઝડિમોના.

**ડેઝડિમોના.**—બીછાનામાં પધારશો, મારા નાથ?

**ઓથેલો.**—ડેઝડિમોના, આજ રાતે તેં પરમેશ્વરની પ્રાર્થના કરીછે?

**ડેઝડિમોના.**—હા, મારા નાથ.

**ઓથેલો.**—કોઇ પણ પાતકને માટે પ્રભુની પ્રાર્થના અને દયા તને અધુરી રહી લાગતી હોય, તો એ તાબડતોબ માગી લે.

**ડેઝડિમોના.**—અફસોસ, મારા નાથ, એમાં તમારૂં તાત્પર્ય શું છે?

**ઓથેલો.**—ચાલ, જલદી કરી લે, અને વાર ન લગાડ; હું આટલામાં ફર્યા કરૂંછું: તારા બીનતૈયાર જીગરને હું નહિ છેહ દઉં; નહિ; ઈશ્વર એવું ન કરાવે! એવી રીતે તને હું નહિ મારૂં.

**ડેઝડિમોના.**—મારી નાખવાની વાત તમે કરોછો?

**ઓથેલો.**—હા, હું કરૂંછું.

**ડેઝડિમોના.**—ત્યારે ઈશ્વર મારા ઉપર દયા કરે!

**ઓથેલો.**—મારા અંતઃકરણપૂર્વક તથાસ્તુ.

**ડેઝડિમોના.**—એવું જો તમે કહેતા હો, તો હું આશા રાખુંછું કે તમે મને નહિ મારી નાખો.

**ઓથેલો.**—હું!

**ડેઝડિમોના.**—અને છતાં મને બીક લાગેછે; કારણકે આમ જ્યારે તમારા ડોળા ફરતા હોયછે, ત્યારે તમે ઘાતકી થાઓછો: જ્યારે

* "ન્યાયને માટે જે કૃત્ય મારે કરવું પડેછે, તેનો શોક કરાવનારી જે આ કોમળતા તે પવિત્ર વિકાર છે." (જોન્સન.)

ડેઝ્ડિમોના.—અને તમારામાં દયા પણ છે! મેં મારી જીંદગીમાં કદિ તમારો અપરાધ કર્યો નથી; આપણે એક બીજા ઉપર જે પ્રીતિ રાખીએ તે પ્રીતિની હદ ઓળંગીને કૅશિયો ઉપર બીજા પ્રકારનો પ્રેમ મેં કદિ નથી રાખ્યો; મેં યાદગીરી એને કદિ નથી આપી.

ઓથેલો.—ઈશ્વરાજ્ઞા, મારો રૂમાલ મેં એના હાથમાં જોયો. અરે જૂઠી સ્ત્રી! તું મારૂં હૃદય પથ્થરમય કરી નાખેછે. અને જેને મેં બલિદાન કલ્પ્યું હતું, તેને ખૂન કહેવરાવવાનો ઈરાદો તું મારી પાસે કરાવરાવે છે*. રૂમાલ મેં પંડે જોયો.

ડેઝ્ડિમોના.—ત્યારે એને જડયો; મેં એને કદિ નથી આપ્યો: એને અહીં બોલાવો; અને સાચું હોય તે કબુલ કરવા દો.

ઓથેલો.—કબુલ એણે કર્યું છે.

ડેઝ્ડિમોના.—શું, મારા નાથ?

ઓથેલો.—કે એણે તારો ઉપયોગ કર્યોછે.

ડેઝ્ડિમોના.—કેવી રીતે? ગેરવાજબી રીતે?

ઓથેલો.—હા.

ડેઝ્ડિમોના.—એમ એ બોલશે નહિ.

ઓથેલો.—નહિ, એનું મ્હોં બંધ કરવામાં આવ્યું છે, પ્રમાણિક ઈયાગોએ એના ઈલાજ લીધાછે.

ડેઝ્ડિમોના.—હાય! મારી ધાસ્તી હવે સમજાયછે; શું, એ મરી ગયોછે?

ઓથેલો.—એના વાળ જેટલી એને જીંદગી હોત, તોપણ મારા ભીષણ વેરમાં એ સઘળાને માટે હોજરી છે.

---

* "તારા ગુન્હાની ના પાડીને મારા હૃદયને તું કઠિન બનાવી દેછે, અને જ્યારે ન્યાયને તારા મૃત્યુનું બલિદાન દેવાનો હું ઈરાદો રાખતો હતો, ત્યારે તારા જુઠાણાથી ઉપજતા ક્રોધથી તને મારી નાખવાનું તું કરેછે." (ક્લાર્ક.) "પૂજારી બળિદાનને જેવી રીતે શાંતિથી વધેરે, તેવી શાંતિથી ન્યાયના બળિદાન તરીકે તને મારી નાખવાનો મારો વિચાર હતો, તે હવે ખૂનીના જુસ્સાથી તારૂં મૃત્યુ તું મારે હાથે કરાવેછે." (જૉન્સન)

દોડો, હો! દોડો!—અરે બાઈ, ફરી બોલ! પ્રિય ડેઝડિમોના! અરે પ્રિય બાઇ, બોલ!

**ડેઝડિમોના**—નિર્દોષ મરણ હું મરૂંછું.

**ઇમિલિયા.**—અરે, આ કામ કોણે કર્યું છે?

**ડેઝડિમોના.**—કોઈએ નહિ; મેં પોતે. છેલા પ્રણામ! મારા દયાળુ સ્વામીને કહેજે કે હું તેમના વિશ્વાસને પાત્ર હતી; અરે, છેલા પ્રણામ!

(મરી જાયછે.)

**ઓથેલો.**—કાં, એનુ ખૂન કેમ થયું હશે?

**ઇમિલિયા.** -અફસોસ, કોને ખબર.

**ઓથેલો.**—એને પોતાને બોલતાં તેં સાંભળી કે હું નહોતો.

**ઇમિલિયા.**—એમ એણે કહ્યું; મારેતો સાચુંજ જાહેર કરવું પડશે.

**ઓથેલો.**—જુઠું બોલનારની માફક બળતા નરકમાં એ ગઇછે; એને મારનાર હું હતો.

**ઇમિલિયા.**—ત્યારે એની પવિત્રતા એટલી વધારે, અને તારી દુષ્ટતા એટલી વધારે દુષ્ટ.

**ઓથેલો.**—એ જામાં પ્રવૃત થઈ, અને વેશ્યા હતી.

**ઇમિલિયા.**—તુ એને આળ ચડાવેછે, અને તું મોટો પિશાચ છે.

**ઓથેલો.**—જળના જેવી એ જૂઠી હતી.

**ઇમિલિયા.**—એને જૂઠી કહેવામાં તું અગ્નિના જેવો અવિચારી છે. અરે, એતો સ્વર્ગના જેવી શુદ્ધ હતી.

**ઓથેલો.**—અરે, યોગ્ય કારણો વિના જો આટલે દરજ્જે હું ગયો હોત, તો નરકના ઉંડા ભાગની નીચે મારો વાસ થાત. તારા વરને બધી ખબર હતી.

**ઇમિલિયા.**—મારા વરને!

**ઓથેલો.**—તારા વરને.

મારી પત્નિ! કઇ પત્નિ? મારે કોઈ પત્નિ નથી. અરે, દુઃસહ! અરે કઠિન પ્રસંગ! મને લાગેછે કે અત્યારે સૂર્ય અને ચંદ્રનું મ્હોટું ગ્રહણ થવું જોઇએ, અને એ ફેરફારથી ગભરાઇ ગએલો ગોળો મ્હોં ફાડી વિકાસી રહેવો જોઇએ.

**ઇમિલિયા.**—(અંદર) અરે, મારા સાહેબ, હું વિનવુંછું કે મારે કહેવુંછે તે આપને કહેવા દો.

**ઓથેલો.**—હું તને ભૂલી ગયો. અરે, આવ, ઇમિલિયા.—હળવે; હમણાં જ.—મને ચક નાખી દેવા દે.—કયાં છે તું?

(બારણું ઉઘાડેછે.)

(ઇમિલિયા પ્રવેશ કરેછે.)

શું કહેવુંછે તારે હવે?

**ઇમિલિયા.**—અરે, સાહેબ, પણે એક નીચ ખૂન થયુંછે!

**ઓથેલો.**—શું હમણાં?

**ઇમિલિયા.**—હમણાં જ, સાહેબ.

**ઓથેલો.**—ચંદ્રનું ભ્રમણ જ એવુંછે; હતો તેના કરતાં પૃથ્વીની વધારે નજીક એ આવેછે, અને માણસોને ઘેલા બનાવેછે.

**ઇમિલિયા.**—સાહેબ, રોડરિગો નામના કોઇ યુવાન વેનિસવાસીને કૅશિયોએ મારી નાખ્યોછે.

**ઓથેલો.**—રોડરિગો મરાયો? અને કૅશીયો મરાયો?

**ઇમિલિયા.**—નહિ, કૅશીયો નથી મરાયો.

**ઓથેલો.**—કૅશીયો નથી મરાયો? ત્યારે ખૂન બસુર છે, અને મીઠું વેર કાનને કડવું થાયછે.

**ડેઝડિમોના.**—અરે, ખોટો, ખોટો મરાયો!

**ઇમિલિયા.**—અફસોસ, એ કોનો સ્વર?

**ઓથેલો.**—એ! કયો?

**ઇમિલિયા.**—થઇ રહ્યું; હાય હાય! એ મારી બાઇનો સ્વર હતો.—દોડો,

મારે વીશ જીંદગી જવાની હોય, તોપણ હું તને છતો પાડીશ.— દોડો! આવો, હો! દોડો! હબસીએ મારી બાઇને મારી નાખીછે! ખૂન! ખૂન!

(મૉન્ટેનો, ગ્રેશિયાનો, ઈયાગો, અને બીજા પ્રવેશ કરેછે.)

મૉન્ટેનો.—શું થયુંછે?—કેમ છે, સેનાપતિ!

ઇમિલિયા.—અરે, ઈયાગો, તમે આવ્યાછો કે? તમે પણ ઠીક કર્યુંછે, કે માણસો પોતાનાં ખૂનનો આરોપ તમારે માથે મૂકેછે.

ગ્રેશિયાનો.—શું થયુંછે?

ઇમિલિયા.—જો તું માણસ હો તો આ હરામખોરને પાછો પાડ; એ કહેછે કે એની સ્ત્રી બેવફા હતી એમ તેં એને કહ્યું. મને ખબર છે કે તેં એવું નથી કહ્યું, તું એવો હરામી નથી; બોલ, મારૂં હૃદય ભરાઈ આવ્યું છે.

ઇયાગો.—મને જે લાગ્યું તે મેં કીધું, અને એને પોતાને જે સંભવિત અને સાચું લાગ્યું તે કરતાં મેં વિશેષ કહ્યું નથી.

ઇમિલયા.—પણ એ બેવફા હતી એમ કદિ તેં એને કહ્યું હતું?

ઈયાગો.—કહ્યું હતુ.

ઇમિલિયા.—તેં જૂઠું કહ્યું, હડહડતું જૂઠું, મહા પાતકી જૂઠું, તું બોલ્યો; મારા જીવના સમ, જૂઠું, પાપીષ્ટ જૂઠું! કૅશિયોની સાથે એ બેવફા!—કૅશિયોની સાથે તમે કહ્યું કે?

ઇયાગો.—કૅશિયોની સાથે, સમજી. જા, જીભને વશ રાખ.

ઇમિલિયા.—હું જીભને વશ રાખીશ નહિ; બોલવું તો મારે જોઇએ જ. મારી બાઇનું અહીં પલંગમાં ખૂન થયું છે,—

સઘળા.—અરે ઇશ્વર એવું ન કરે!

ઇમિલિયા.—અને તેં કહ્યું તેથી એ થયું.

ઓથેલો.—નહિ, ભાઇઓ, એમ વિસ્મય ન પામો; ખરેખર, એ વાત સાચી છે.

**ઇમિલિયા.**—કે એ લગ્નના સંબંધમાં ભ્રષ્ટ થઇ હતી.

**ઓથેલો.**—હા, કેશિયોની સાથે. અરે; એ જો એકનિષ્ઠ રહી હોત, અને એક આખા અને અનુપમ પોખરાજની પરમેશ્વરે મને સૃષ્ટિ રચી આપી હોત, તોપણ એના બદલામાં હું એને આપત નહિ.

**ઇમિલિયા.**—મારો વર!

**ઓથેલો.**—હા, એણે જ મને પ્રથમ કહ્યું; પ્રમાણિક માણસ છે એ, અને ગંદા કાર્યો ઉપર વળગેલા કાદવને એ ધિક્કારેછે.

**ઇમિલિયા.**—મારો વર!

**ઓથેલો.**—અરે તારી ભલી! આમ ફરી ફરી બોલવાની શી જરૂર છે? હું કહુંછું કે તારો વર.

**ઇમિલિયા.**—અરે બાઈ, પ્રેમની સાથે લુચ્ચાઇએ ઉપહાસ કર્યાંછે.— મારો વર કહે કે એ ભ્રષ્ટ હતી!

**ઓથેલો.**—એજ, બાઇ, હું કહુંછું કે તારો વર; શબ્દનો અર્થ તો સમજેછે ને? મારો મિત્ર, તારો વર, પ્રમાણિક, પ્રમાણિક, ઇયાગો.

**ઇમિલિયા.**—જો એજ એમ કહેતો હોય, તો એનો દુષ્ટ આત્મા રોજ કણીએ કણીએ સડો! એ નરાતાર જુઠું બોલેછે; પોતાના મલિન લગ્નમાં એ અત્યંત આનંદ માનતી હતી.

**ઓથેલો.**—અહા!

**ઇમિલિયા.**—તારાથી થાય તે કર. તું જેટલે દરજ્જે એને લાયક હતો તેના કરતાં વધારે દરજ્જે તારૂં આ કામ સ્વર્ગને લાયક નથી.*

**ઓથેલો.**—ચુપ, છાની રહે તો ઠીક.

**ઇમિલિયા.**—મારે ખમવાની જેટલી શકિત છે તેની અરધીએ શકિત તારી ઇજા કરવાની નથી. અરે મૂર! અરે મૂખો! કચરા જેવા નકામા! તેં એવું કૃત્ય કર્યુંછે—તારી તલવારની મને પરવા નથી;

* તારૂં આ કામ જેમ સ્વર્ગને માટે લાયક નથી, તેમ તું પણ એને લાયક નહોતો.

ઓથેલો.—આ કામ દયાજનક છે ખરૂં; પણ છતાં ઇયાગો જાણેછે કે કેશિયોની સાથે શરમ ભરેલું કૃત્ય એણે હજારો વાર કર્યુંછે; કેશિયોએ એ કબુલ કર્યું; અને પ્રેમની સંજ્ઞા અને નિશાની જે મેં એને પ્રથમ આપી હતી તેજ કેશિયોને આપીને એના વિષયી કામોનો એણે બદલો આપ્યો. મેં એ એના હાથમાં જોયો; તે રૂમાલ હતો, મારા બાપે મારી માને દીધેલી* પુરાતન નિશાની હતી.

ઇમિલિયા.—અરે ઇશ્વર! અરે દેવતાઇ શક્તિઓ!

ઇયાગો.—ઠીક, મૂંગી રહે.

ઇમિલિયા.—બધું બહાર આવશે, બધું બહાર આવશે! હું મૂંગી! ઓતરાદા પવનની પેઠે ઉદારતાથી હું બોલીશ; દેવ, મનુષ્ય, અને પિશાચો, સઘળા, સઘળા, સઘળા મારા ઉપર 'શરમ, શરમ' પોકારશે, તોપણ હું બોલીશ.

ઇયાગો.—ડાહી થા, અને ઘેર જા.

ઇમિલિયા.—નહિ જઉં.

(ઇયાગો ઇમિલિયાને તલવારથી મારવા જાયછે.)

ગ્રેશિયાનો.—શરમછે! સ્ત્રીના ઉપર તલવાર?

---

* "અગાઉ ઓથેલો કહેછે કે એ રૂમાલ એક જાદુગરે એની માને આપ્યો હતો, અને તેથી કવિનો એ દૃષ્ટિદોષ થયોછે, એમ કોઇ ટીકા કરેછે. પણ, સ્ટીવન્સ કહેછે તે પ્રમાણે, એ તો માત્ર કવિની કળાની બીજી સાબીતિ બતાવેછે. આગળ રૂમાલની કલ્પિત વાતથી ઓથેલો ડેસ્ડિમોનાને ભય ઉપજાવતો હતો, પણ અહીં એ ખરી વાત કહેછે. ક્લાર્ક કહેછે: 'સત્યના માર્ગમાંથી ઓથેલોએ કરેલું આ નાનામાં નાનું વિમાર્ગગમન પણ ખાસ શાસન ઉભું કરેછે. રૂમાલનું એવું વર્ણન કરીને જો કોમળ બાળાની આરતીને એણે અતિશય ઉશ્કેરી ન હોત, અને અધીરાઈથી એની માગણી કરીને એને ગભરાવી ન હોત, તો ખરેખરી હકીકતમાં ઓથેલોએ જે તફાવત રાખ્યો હતો તેના જવાબમાં એ તરુણીને જૂઠું બોલવાને કદાચ લલચાત પણ નહિ. આ પ્રમાણે ચતુરાઈ ભરેલી રીતે મોટામાં મોટા નાટક-નીતિવેત્તા પોતાના નૈતિક ઉપદેશ ઉત્પન્ન કરેછે.'"

**ગ્રેશિયાનો.**—સાચું હોય તો વિચિત્ર.

**મૉન્ટેનો.**—અરે પિશાચી કૃત્ય!

**ઇમિલિયા.**—લુચ્ચાઇ, લુચ્ચાઇ, લુચ્ચાઇ! મને લાગેછે કે હવે એનો વિચાર મને આવેછે;—મને તેની વાસ આવેછે;—અરે લુચ્ચાઇ!—મને એમ જ લાગ્યું હતું એ વખતે.—એના શોચને લીધે હું આપઘાત કરીશ.—અરે લુચ્ચાઇ, લુચ્ચાઇ!

**ઇયાગો.**—કેમ, ગાંડી થઇ ગઇછે કે? હું તને હુકમ કરૂંછું, ઘેર જા.

**ઇમિલિયા.**—ભલા ગૃહસ્થો, મને બોલવાની રજા આપો; એના હુકમને તાબે રહેવું વાજબી છે, પણ હમણાં નહિ. કદાચ, ઇયાગો, હું કદિ ઘેર જ નહિ જઉં.

**ઓથેલો.**—ઓ! ઓ! ઓ! (પથારીમાં પડેછે.)

**ઇમિલિયા.**—નહિ, તું તારે પડયો પડયો ગરજ્યા કર. જેણે કદિ આંખ ઉંચી કરીને જોયું નહોતું એવી સુંદરમાં સુંદર નિર્દોષ બાળાને તેં મારી નાખીછે.

**ઓથેલો.**—(ઉભો થઇને) અરે, એ ભ્રષ્ટ હતી!—વડીલશ્રી, હું તમને ઓળખી પણ ન શકયો. પણે તમારી ભત્રીજી પડીછે, જેનું જીવન આ હાથે ખરેખર હમણાં જ રૂંધી માર્યુંછે. આ કૃત્ય ભયંકર અને અઘોર લાગેછે તેની મને ખબર છે.

**ગ્રેશિયાનો.**—બાપડી ડેઝડિમોના! તારો પિતા ગુજરી ગયોછે તેથી હું ખુશી થાઉંછું. તારૂં લગ્ન એને જીવલેણ નીવડયું, અને કેવળ દિલગીરીને લીધે જ એના વૃદ્ધ જીવન-દોરના ટુટી બે કટકા થઇ ગયા; જો એ અત્યારે જીવતો હોત, તો આ દેખાવથી એનું મગજ ફરી જાત, અરે, સારા ફિરસ્તાને* પોતાને પડખેથી એ કાઢી મૂકત, અને અધોગતિમાં પ્રવૃત્ત થાત.

---

* મનુષ્યને સારા અને નરસા ફિરસ્તાનું જીવનમાં વળાવું હોયછે, તેને માટે જુઓ ગુજરાતી એમર્સનના નિબંધો, પૃષ્ટ ૬૯.

મારી તરવાર લઇ લેછે. પણ પ્રમાણિકતા ગઈ, તો હવે આબરૂ પણ શામાટે રહેવી જોઇએ? ભલે બધાં સાથે જાય.

ઇમિલિયા.—બાઇ, તારા ગીતે કેવી અગમચેતી આપી? સાંભળ, મારૂં તું સાંભળી શકેછે? રાજહંસી બની હું ગાઇશ, અને સંગીતમાં મરીશ. (ગાતાં ગાતાં).

તરૂ અશોક! સશોકની સાસટી,
રહી ગઇ મનની મનમાં બધી.

હબસી, એ પતિવ્રતા હતી; નિર્દય હબસી, તારા ઉપર એનો પ્રેમ હતો; જો હું સાચું બોલી હોઉં, તો મારા આત્માની સદ્‌ગતિ થજો. એમ બોલતાં બોલતાં મને લાગેછે કે—હું જઉંછું—મરૂંછું.

(મરી જાયછે.)

ઓથેલો.—આ ઓરડામાં મારી કને બીજું હથિયાર છે; સ્પેનની તરવાર છે, બરફના પાણીમાં બોળી એને પાણી પાયુંછે.—અરે, આ રહ્યું.—મુરબ્બી, મારે બહાર આવવું છે.

ગ્રેશિયાનો.—(અંદર) જો તું એવો પ્રયત્ન કરીશ, તો તને વસમું પડી જશે: તારી પાસે હથિયાર નથી, અને કદાચ દુઃખી થઇશ.

ઓથેલો.—ત્યારે અંદર મારા સામું જુઓ, અને મારી સાથે વાત કરો, નહિ તો, વગર હથિયારે પણ હું તમારા ઉપર હુમલો કરીશ.

(ગ્રેશિયાનો ફરી પ્રવેશ કરેછે.)

ગ્રેશિયાનો.—શું છે?

ઓથેલો.—જુઓ, મારી પાસે હથિયાર છે; આનાથી ઉત્તમ હથિયાર સિપાઇની કમરે કદિ લટક્યું નથી. આ ઉત્તમ તલવારની સહાયથી, અને આ નાના હાથવડે, તમારાથી વીસગણી અટકાયતને ઓળંગી મારો માર્ગ મેં કર્યોછે, એવો પણ દિવસ મેં જોયોછે.—પણ, અરે નિરર્થક બડાઇ! કર્મની ગતિને કોણ અટકાવી શકે?

**ઇમિલિયા.**—અરે જડભરત હબસી! જે રૂમાલની તું વાત કરેછે તે અનાયાસે મને જડી ગયો, અને મેં મારા વરને આપ્યો હતો; કારણકે એવી નજીવી ચીજોને માટે થાય એ કરતાં પણ વિશેષ આગ્રહપૂર્વક એ રૂમાલ ચોરી લાવવાનું ઘણીવાર એણે મને કહ્યું હતું.

**ઇયાગો.**—કમજાત રંડા!

**ઇમિલિયા.**—કૅશિયોને એણે આપ્યો! નહિ, અફસોસ! મને એ જડયો, અને મેંજ મારા ધણીને આપ્યો.

**ઇયાગો.**—દુષ્ટા, તું જૂઠું બોલેછે.

**ઇમિલિયા.**—નથી બોલતી, જૂઠું નથી બોલતી. ઇશ્વરાજ્ઞા, ગૃહસ્થો, હું જૂઠું નથી બોલતી. અરે ખૂની દંભી! તારા જેવા બેવકુફ એના જેવી સુશીલ સ્ત્રીનું બીજું શું કરે?

**ઓથેલો.**—વજ્રમાં કામ લાગેછે તે સિવાય સ્વર્ગમાં બીજા પથ્થર નથી?—અમૂલ્ય હરામખોર!

(ઇયાગો ઉપર એ ધસી જાયછે; પાછળથી ઇમિલિયા ઉપર તલવારનો ઘા કરી ઇયાગો નીકળી જાયછે.)

**ગ્રેશિયાનો.**—બાઈ પડી જાયછે; ખરેખર, એની સ્ત્રીને એણે મારી નાખીછે.

**ઇમિલિયા.**—ભલે, ભલે. અરે, મારી બાઇની પડખે મને રાખો.

**ગ્રેશિયાનો.**—એતો નાશી ગયો, પણ એની સ્ત્રી મરાઇ ગઇછે.

**મૉન્ટેનો.**—પક્કો લુચ્ચો છે. હબસી પાસેથી મેં હથિયાર લઇ લીધુંછે તે લો તમે રાખો. આવો, બહારથી બારણું સાચવો; એને જવા ન દેશો, જરૂર પડે તો મારી પણ નાખજો. એ હરામખોરની પાછળ હું જઉંછું, કારણકે એ મહા અધમ હરામખોર છે.

(મૉન્ટેનો અને ગ્રેશિયાનો જાયછે.)

**ઓથેલો.**—મારૂં શૌર્ય પણ જતું રહ્યુંછે. પામરમાં પામર પ્રાણી પણ

ઇયાગો.—મને વાગ્યું છે, પણ હું મુઓ નથી, સાહેબ.

ઓથેલો.—એને માટે મને દિલગીરી પણ નથી થતી ; મારે તને જીવાડવો છે. કારણકે, મારી સમજણ પ્રમાણે, મરવામાં સુખ છે.

લોદોવિકો.—અરે ઓથેલો, તું કે જે એક વખત એવો ભલો હતો તે, આવા અઘોર પાપીની જાળમાં ફસાયો તેને, હવે શું કહીએ ?

ઓથેલો.—કહેવું હોય તે : તમારી મરજી હોય, તો આબરૂદાર ખૂની ; કારણકે ધિક્કારને લીધે મેં કશું કર્યું નથી, પણ સઘળું આબરૂને માટે.

લોદોવિકો.—આ ચંડાળે એની લુચ્ચાઈ કાંઇક કાંઇક કબુલ કરીછે. તમે અને એ કૅશિયોની ઘાતમાં સંમત થયા હતા ?

ઓથેલો.—હાસ્તો.

કૅશિયો.—મારા વહાલા સરદાર, મેં કદિ તમને કારણ આપ્યું નહોતું.

ઓથેલો.—હું એ તદ્દન સાચું માનુંછું, અને તારી ક્ષમા માગુંછું. હું તમારી વિનતિ કરૂંછું કે પેલા અર્ધપિશાચને પુછી જોશો કે શામાટે મારા આત્મા અને શરીરને એણે આ પ્રમાણે ફસાવ્યાંછે ?

ઇયાગો.—મને કાંઇ ન પૂછશો. જાણોછો, તે જાણોછો : અત્યારથી એક શબ્દ પણ હું ઉચ્ચરવાનો નથી.

લોદોવિકો.—શું, પ્રભુની પ્રાર્થના કરવા પણ નહિ ?

ગ્રેશિયાનો.—રીબાવી રીબાવીને તારૂં મોહું ઉઘડાવશું.

ઓથેલો.—વારૂ, તું કરેછે તે ઉત્તમ છે.

લોદોવિકો.—સાહેબ, શું થયુંછે તે તમને અમે કહેશું, કારણકે હું ધારૂંછું કે તમને તેની ખબર નથી. કપાઇ મુએલા રોડરિગોના ગજવામાંથી મળેલો કાગળ આ રહ્યો, અને આ બીજો છે ; રોડરિગોએ કૅશિયોને મારવાનું કામ માથે લેવું એવું એકમાં છે.

ઓથેલો.—અરે હરામખોર !

એવું હવે નથી.—મારી પાસે શસ્ત્ર જોઇને, તમે ધાસ્તી ન રાખશો; અહીંઆં મારી મુસાફરીનો અંત છે, અહીં મારૂં છેવટ અને મારા લાંબામાં લાંબા સઢની દરિઆઇ મર્યાદા આટલે જ છે. ભીતિથી તમે પાછા હઠોછો? એ ધાસ્તી ફોકટ છે. ઓથેલોની છાતી સામે માત્ર નેસ તાકો, અને ઓથેલો હઠી જાયછે.—કયાં ઓથેલો જાય? હવે, તું કેવી દેખાયછે હમણાં? અરે ખરાબ નક્ષત્રમાં જન્મેલી પ્રિયા! તારા સફેદ વસ્ત્ર જેવી જ ફીક્કી! જ્યારે આપણે ન્યાયના દરબારમાં મળશું, ત્યારે તારી આ દૃષ્ટિ મારા આત્માને સ્વર્ગમાંથી પછાડી ફેંકી દેશે, અને દુષ્ટ પિશાચો એને ઝડપી લેશે! થંડી, થંડી, મારી પ્રિયા! તારી પવિત્રતા જેવીજ.—અરે પાતકી, પાતકી ગુલામ!—અરે પિશાચો, મને ફટકા મારો, આ સ્વર્ગીય દેખાવના હવાલામાંથી મને હાંકી કાઢો! પવનમાં મને આમ તેમ ફુંકી નાખો! ગંધકમાં મને ઉકાળી દો! નરમ અગ્નિના ઉંડા ઉંડા ખાડામાં મને ખાફી નાખો! ઓ ડેઝડિમોના! ડેઝડિમોના! મરી ગઇ! અરરરર!

(લોદોવિકો, મૉન્ટેનો, પાલખીમાં કેશિયો, અને કેદી તરીકે ઈયાગોને લઈ અમલદારો, પ્રવેશ કરેછે)

લોદોવિકો.—અરે એ અત્યંત દુર્ભાગી અને ઉતાવળીઓ માણસ કયાંછે?

ઓથેલો.—એતો ઓથેલો હતો; હું તો આ રહ્યો.

લોદોવિકો.—પેલો સર્પ કયાં છે? હરામખોરને લાવો બહાર.

ઓથેલો.—હું એના પગ ભણી જોઉં છું;* પણ તેતો દંતકથા છે. જો તું પિશાચ હોય, તો હું તને મારી શકતો નથી.

(ઈયાગોને ઘાયલ કરેછે.)

લોદોવિકો.—એની પાસેથી તલવાર ઝુંટાવી લો.

---

* એવો વેહેમ હતો કે પિશાચનાં પગનાં આંગળાં એક બીજાની સાથે સંધાએલાં હોયછે, અને પગનો પંજો આપણાથી ઉલટો હોયછે.

તેનું કાંઈ નહિ.—હું વિનવિને કહુંછું કે, આ અભાગિયા કૃત્યોનું તમારા કાગળમાં જ્યારે તમે વર્ણન લખો, ત્યારે જેવો હું છું તેવો મને જણાવજો; કાંઇપણ ઓછું ન કરશો, તેમ ખારથી કાંઈ વધારશોમાં. તો તમારે એવું લખવું જોઇએ કે મારો પ્રેમ અત્યંત સ્નિગ્ધ હતો, પણ શાહાણપણવાળો નહોતો; હું એવો હતો કે જે સેહેલાઇથી વેહેમી થાય નહિ, પણ ઉશ્કેરાઇ ગયા પછી અત્યંત ગભરાઈ જાય; અમેરિકાના નીચ વતનીની પેઠે, જેના હાથે પોતાની આખી કોમ કરતાં પણ વધારે અમૂલ્ય મોતીને ફેંકી દીધું એવો; અશ્રુપાતને ગમે તેવો અપરિચિત હતો તોપણ, બાવળના ઔષધમય ગુંદરની પેઠે જેની હારી ગએલી આંખમાંથી આંસુ પડેછે એવો. આટલું લખજો, અને વળી કહેજો કે અલેપ્પોમાં એક વખતે અદેખા અને પાઘડીવાળા તુર્કે કોઇ વેનિસવાસીને જ્યારે માર્યો હતો, અને રાજ્યની નિંદા કરી હતી, ત્યારે સુન્નત પામેલા એ કુતરાનું ગળું પકડી મેં મારી નાખ્યો—આમ.

(પોતે પોતાને જખમ કરેછે)

લોદોવિકો.—અરે ક્રૂર પરિણામ!

ગ્રેશીયાનો.—બોલ્યા તે બધું વ્યર્થ.

ઓથેલો.—માર્યા પેહેલાં મેં તને ચુંબન દીધું હતું;—એવીજ રીતે, મને પોતાને મારતાં, ચુંબન દેતાં મરવું. (બીછાનામાં પડી મરી જાયછે.)

કુશિયો.—મારી ધાસ્તી એજ હતી, પણ મેં ધાર્યું કે એની પાસે હથિયાર નથી: કારણકે એનું હૃદય વિશાળ હતું.

લોદોવીકો.—(ઈયાગોને) અરે સ્પાર્ટાના કુતરા, વેદના, ભુખ અને દરિયાના કરતાં પણ વધારે ક્રૂર! આ બીછાનાના કરૂણમય લોચા તરફ દેખ! તારૂં કામ આ છે: દેખાવથી આંખમાં ઝેર આવેછે; ઢાંકી દો એને.—ગ્રેશિયાનો, ઘર તમે રાખો, અને મૂરની મિલ્કત તમે લઇ લો, કારણકે એના વારસદાર તમે છો.—હાકેમ સાહેબ, આ

કૅશિયો.—ઘણુંજ પાપી અને ઘણુંજ દુષ્ટ!

લોદોવિકો.—એનાજ ગજવામાંથી મળેલો વળી આ બીજો અસંતોષનો કાગળ છે; અને એવું જણાય છે કે આ કાગળ આ નીચ હરામખોરને મોકલવાનો એનો ઇરાદો હતો; દરમ્યાન, એમ લાગેછે કે, ઇયાગોએ આવી એને શાંત કર્યો.

ઓથેલો.—અરે નિમકહરામ કુતરા!—કૅશિયો, મારી સ્ત્રીનો રૂમાલ તારા હાથમાં શી રીતે આવ્યો?

કૅશિયો.—મારી ઓરડીમાંથી મને એ મળ્યો; અને હમણાંજ એણે કબુલ કર્યું કે કોઇક ખાસ ઇરાદાને માટે એણે જ ત્યાં નાખ્યો હતો, અને એમાં એનું ધાર્યું ઉતર્યું.

ઓથેલો.—અરે મૂર્ખ! મૂર્ખ! મૂર્ખ!

કૅશિયો.—વળી ચોકી ઉપર મારા સામો રોડરિગોને એણે કરાવ્યો એને માટે એ કેવો એને ઠપકો આપેછે તે પણ એના કાગળમાં છે; જેને લીધે હું બરતરફ થઇ ગયો: અને લાંબા વખત સુધી મરી ગયા જેવો દેખાયા પછી હમણાં જ એણે કહ્યું કે ઇયાગોએ એના ઉપર જખમ કર્યો, અને ઇયાગોએ આ કામમાં એને પ્રેર્યો હતો.

લોદોવિકો.—આ ઓરડો છોડીને તમારે અમારી સાથે આવવું પડશે! તમારી સત્તા અને અધિકાર તમારી કનેથી લઈ લીધાં છે, અને સાઇપ્રસમાં કૅશિયોની હાકેમી છે. આ ગુલામના સંબંધમાં, જો કોઇ એવી યુક્તિવાળી ક્રૂરતા હોય, કે જે અત્યંત રીબાવે છત લાંબો વખત જીવાડે, તો એ એના ભાગે પડશે. વેનિસના રાજ્યને તમારો ગુન્હો કેવો છે તેની જાણ થાય, ત્યાંસુધી તમે સખત જાપતામાં કેદી રહેશો.—ચાલો, લઈ આવો એને.

ઓથેલો.—સબુર, જાઓ તે પેહેલાં થોડુંક કહી લઉં: રાજ્યની મેં કાંઇક નોકરી બજાવી છે, અને તેની તેમને ખબર છે. પણ હવે

તેનું કાંઈ નહિ.—હું વિનવિને કહુંછું કે, આ અભાગિયા કૃત્યોનું તમારા કાગળમાં જ્યારે તમે વર્ણન લખો, ત્યારે જેવો હું છું તેવો મને જણાવજો; કાંઇપણ ઓછું ન કરશો, તેમ ખારથી કાંઈ વધારશોમાં. તો તમારે એવું લખવું જોઇએ કે મારો પ્રેમ અત્યંત સ્નિગ્ધ હતો, પણ શાહાણપણવાળો નહોતો; હું એવો હતો કે જે સેહેલાઇથી વેહેમી થાય નહિ, પણ ઉશ્કેરાઇ ગયા પછી અત્યંત ગભરાઇ જાય; અમેરિકાના નીચ વતનીની પેઠે, જેના હાથે પોતાની આખી કોમ કરતાં પણ વધારે અમૂલ્ય મોતીને ફેંકી દીધું એવો; અશ્રુપાતને ગમે તેવો અપરિચિત હતો તોપણ, બાવળના ઔષધમય ગુંદરની પેઠે જેની હારી ગએલી આંખમાંથી આંસું પડેછે એવો. આટલું લખજો, અને વળી કહેજો કે અલેપ્પોમાં એક વખતે અદેખા અને પાઘડીવાળા તુર્કે કોઇ વેનિસવાસીને જ્યારે માર્યો હતો, અને રાજ્યની નિંદા કરી હતી, ત્યારે સુન્નત પામેલા એ કુતરાનું ગળું પકડી મેં મારી નાખ્યો—આમ.

(પોતે પોતાને જખમ કરેછે)

લોદોવિકો—અરે ક્રૂર પરિણામ!

ગ્રેશીયાનો.—બોલ્યા તે બધું વ્યર્થ.

ઓથેલો.—માર્યા પેહેલાં મેં તને ચુંબન દીધું હતું;—એવી જ રીતે, મને પોતાને મારતાં, ચુંબન દેતાં મરવું. (બીછાનામાં પડી મરી જાયછે.)

કેશિયો.—મારી ધાસ્તી એજ હતી, પણ મેં ધાર્યું કે એની પાસે હથિયાર નથી: કારણકે એનું હૃદય વિશાળ હતું.

લોદોવીકો.—(ઈયાગોને) અરે સ્પાર્ટાના કુતરા, વેદના, ભુખ અને દરિયાના કરતાં પણ વધારે ક્રૂર! આ બીછાનાના કરૂણમય લોચા તરફ, તારૂં કામ આ છે: દેખાવથી આંખમાં ઝેર આવેછે; એને.—ગ્રેશિયાનો, ઘર તમે રાખો, અને મૂરની મિલો, કારણકે એના વારસદાર તમે છો.—હાકેમ

નરકવાસી ચંડાળનો નિર્ણય તમને સોંપવામાં આવેછે, સ્થળ, વખત, અને વેદનાનો વિચાર તમને સોંપાય છે; અરે, અમલમાં એમને મૂકજો જ! હું પોતે પાધરો વાહાણમાં ચડી જઇશ, અને આ ભારે કૃત્યની ભારે હૃદયથી રાજ્યને ખબર આપીશ.

(બધા જાયછે.)

સમાપ્ત.

આર્યધર્મ પ્રકાશના માજી તંત્રી,

# કેશવલાલ હરીરામ ભટ્ટ,

વિરચિત,

# કેશવકૃતિ,

અથવા

# અનુભવનો ઉદ્‌ગાર,

કર્ત્તાના જીવન ચરિત સાથે,

**કિંમત રૂ. ૧-૧૨-૦**

આ પુસ્તક છ વિભાગમાં વહેંચાએલું છે, અને તેમાં વૈરાગ્યનાં પદો, ઇશ્વરસ્તુતિ અને ભક્તિનાં પદો, આધ્યાત્મિક વિચારો, વ્યવહારિક નીતિ રીતિ સંબંધી, સ્ત્રીજનોપયોગી, અને પરચુરણ કાવ્યસંગ્રહ, આ વિષયો ઉપર સરલ, રસિક અને અસરકારક ભાષામાં કવિતા રચાએલીછે.

